॥ श्री कृष्णाय नमः ॥

# વૈષ્ણવ સુબોધ રત્ન મણિમાળા.

જ્ઞાન, ઉપદેશ તથા

ભકિતરસથી ભરપુર.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બંધુઓ માટે


છપાવી પ્રસિદ્ધ કર્તા—

ગોપાલદાસ ગીરધરલાલ પરીખ.

મુ. હાલોલ, (જીલ્લે) પંચમહાલ.


સ્ત્રી, પુરૂષ, બાલક, યુવાન, વૃદ્ધને એકજ

સરખો લાભ.


(નોછાવર) કીંમત રૂા. ૧-૮-૦

પોસ્ટેજ ખર્ચ જુદુ.

॥ श्री कृष्णाय नमः ॥

# વૈષ્ણવ સુબોધ રત્નમણિમાળા.

જ્ઞાન ઉપદેશ તથા

ભક્તિરસથી ભરપુર.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બંધુઓ માટે

છપાવી પ્રસિદ્ધ કર્તા

ગોપાલદાસ ગીરધરલાલ પરીખ.

મુ. કાલાવડ (જીલ્લો) જામનગર.

આવૃત્તિ પહેલી, પ્રત ૧૦૦૦.

શ્રી કૃષ્ણાબ્દ ૫૧૪૮] [શ્રી વલ્લભાબ્દ ૪૪૫

સંવત ૧૯૮૦ | સને ૧૯૨૪

સ્ત્રી, પુરૂષ, બાલક, યુવાન, વૃદ્ધને એકજ સરખો લાભ

નિછાવર કીંમત રૂા ૧-૮-૦

પોસ્ટેજ ખર્ચ જુદું.

# પ્રસ્તાવના.

વૈષ્ણુવ ધર્મના સિદ્ધાંતો જાણુવા માટેના ગ્રંથોનો પાર નથી. એવા કેટલાએક ગ્રંથો હાલમા બહાર પડયા છે. પરંતુ વૈષ્ણવોનો મોટો ભાગ પુછે છે કે અમારૂ સવારથી તે સાંજ સુધીનું કર્તવ્ય શું અને અમો વૈષ્ણુવ તરીકે શું કરીએ, આને માટે આ એક સુંદર પુસ્તકનો અતિપ્રયાસ છે. નાના બાળકોથી તે વૃદ્ધ સુધીનાં દરેક સ્ત્રી પુરૂષને માટે આવાં અતી ઉત્તમ પુસ્તકની ખાસ જરૂર છે.

વૈષ્ણુવ પાઠશાળા તથા પુસ્તકાલય ( લાયબ્રેરી ) માં પણુ આ પુસ્તકનો આદર કરવો ઘટે છે.

હાલોલ
જીલ્લો પંચમહાલ.
તા. ૭–૫–૨૪
અક્ષયતૃતીયા.

વૈષ્ણુવોનો કૃપાભિલાષી દાસાનુંદાસ-
ગોપાલદાસ ગોરધનલાલના
જયશ્રીકૃષ્ણુ.



# પ્રકાશકના બે બોલ.

પ્રિય વૈષ્ણવ બંધુઓ, આ પુસ્તક પ્રગટ કરવામાં મેં કાંઇ નવીન કર્યું નથી. મારી પોતાની ફરજ છે કે, મનથી, તનથી, યા તો ધનથી બને તેટલી સંપ્રદાયની તેમજ વૈષ્ણવોની સેવા કરવી, તે ફરજના આધારે જે કાંઇ થયું છે તે થયું છે. ને જે થયું તે મારી પોતાની શક્તીથી નહીં, પણ વૈષ્ણવ બંધુઓની કૃપાના બળથીજ થયું છે. જેમકે-**મોહી બળ હે દોઉ ઠોરકો એક બળ મોહી હરી ભક્તનકો–દુજો નંદકીશોરકો.** ।। એ કૃપા બળથી થયું છે જેને મારા સુજ્ઞ વૈષ્ણવ બંધુઓ, આ વૈષ્ણવસુબોધ રત્નમણિમાળા ગ્રંથ ઘણા હર્ષથી વધાવી લેશે.

બંધુઓ, આ આધુનીક જમાનામાં આપણો પુષ્ટી સંપ્રદાય દીવસે દીવસે ઉત્તેજીત થવાને બદલે ક્ષીણ થતો જાય છે. માટે આવા સમયમાં દરેક વૈષ્ણવોની ફરજ છે કે સંપ્રદાયની વૃદ્ધિના ઉપાયો યોજવા તરફ બને તેટલું લક્ષ રાખવું. તેમ કરવામાં મુખ્ય વૈષ્ણવોએ સત્સંગ કરવો જોઇએ, તે સત્સંગ કોઇ સારા સુજ્ઞ વૈષ્ણવનો જોઇએ, તે ન મળે તો પછી પુસ્તક દ્વારા સત્સંગ કરવો. ચાલુ જમાનામાં એવા સુજ્ઞ વૈષ્ણવોના અભાવે ને દુઃસંગની અતી પ્રબળતાએ કરીને એતન માર્ગીય વિરૂદ્ધ અનેક પ્રકારના અક્ષેપો ઉઠે છે તેથી તેમાં વૈષ્ણવો દોરાતા જાય છે. આવા અનેક કારણોને લઇને સંપ્રદાય ક્ષીણ થતો જાય છે.

આ સ્થાને મારૂં એમ કહેવું નથી કે સુજ્ઞ વૈષ્ણવોનો સત્સંગ મળતો નથી કેમકે बहुरत्ना वसुधराः આ વાક્યના આધારે પૃથ્વી ઉપર કંઇક નરરત્નો છે પણ શ્રમ વગર શ્રેય નથી એટલે ખોળવા જવાતું નથી તો આવા કારણોથી હવે માત્ર પુસ્તકોની પ્રસિદ્ધિ શીવાય બીજો સારો ઉપાય મને યોગ્ય લાગતો નથી, કારણકે સંપ્રદાયનાં અમુક પુસ્તકો બહાર પડયા હોય તો તે પૈકીમાંથી કંઇ ને કંઇપણ પુસ્તક વાંચવામાં તો આવેજ તો તેથી જ્ઞાનની અભીવૃદ્ધિ થાય છે, માટે પુસ્તકો પ્રસિદ્ધ કરવાના ઉપાયો યોજવા તરફ ધ્યાન ખેંચું છું. એજ વિનંતી.

**હાલોલ (પંચમહાલ)**
સંવત ૧૯૮૦ ના વૈશાખ સુદી ૩ બુધવાર અક્ષયતૃતીયા
તા. ૭-૫-૨૪

લી. આપનો દાસાનુંદાસ–
ગોપાલદાસ ગીરધરલાલના
દીનતા પૂર્વક જયશ્રીકૃષ્ણ.

# અનુક્રમણિકા.

| વિષય. | | | પૃષ્ઠ. |
|---|---|---|---|
| મંગલાચરણ | ... | ... | ૧—૦ |
| ૧–લક્ષચોરાશી યોનીમાં જીવને પ્રથમ કેટલું દુઃખ પડે છે તે વિષે | | | ૨–૧૦ |
| ૨–પ્રથમ ધાર્મિક શ્રદ્ધા તથા શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું પ્રાગટ્ય તથા કનકાભિષેક વિષે. | ... | ... | ૧૧–૨૦ |
| ૩–શ્રી ગુંસાઇજી પરમ દયાળના પ્રાગટ્ય વિષે | | ... | ૨૧–૨૫ |
| ૪–પ્રથમ જીવને ગુરૂ કરવા વિષે | ... | ... | ૨૬–૨૮ |
| ૫–બ્રહ્મ સંબંધના રહસ્ય વિષે | ... | ... | ૨૮–૪૧ |
| ૬–અષ્ટાક્ષર મહામંત્રની ટીકા વિષે | ... | ... | ૪૨–૪૪ |
| ૭–બ્રહ્મ સંબંધના પંચાક્ષરની ટીકા તથા તેના મહાત્મ્ય વિષે | | | ૪૪–૪૫ |
| ૮–ગુરૂ નહીં કરવાથી ભગવાન અપ્રસન્ન થાય છે તે વિષે | | | ૪૬–૪૯ |
| ૯–પવીત્રાં એકાદશીના મહાત્મ્ય વિષે | | ... | ૫૦–૫૨ |
| ૧૦–વૈષ્ણવોને સવારથી તે સાંજ સુધીનું શું કર્તવ્ય છે તે વિષે | | | ૫૩–૬૩ |
| ૧૧–(હિંસા) પાપ કર્મ નહીં કરવા વિષે | | ... | ૬૪–૬૭ |
| ૧૨–જીઠું નહીં બોલવા વિષે | ... | ... | ૬૭–૬૯ |
| ૧૩–વૈષ્ણવ કોને કહેવા તથા વૈષ્ણવોનાં (૨૯) લક્ષણ વિષે | | | ૬૯–૭૨ |
| ૧૪–શિક્ષા નિબંધ:વિષે | ... | ... | ૭૨–૭૭ |
| ૧૫–ભગવાનને દીનતા પ્રસન્ન છે તે વિષે | | ... | ૭૮–૮૦ |
| ૧૬–દુઃસંગદોષના ત્યાગ વિષે | ... | ... | ૮૧–૮૩ |
| ૧૭–ભગવદ્ ભક્તોના સત્સંગ વિષે | ... | ... | ૮૪–૮૯ |
| ૧૮–ભગવાનની ભક્તિ કેમ કરવી તે વિષે | | ... | ૯૦–૧૧૨ |
| ૧૯–ભગવાનની સેવા વિષે | ... | ... | ૧૧૨–૧૩૭ |
| ૨૦–ભગવાનના એકજ આશ્રય વિષે. | ... | ... | ૧૩૭–૧૪૨ |
| ૨૧–અન્યાશ્રયના ત્યાગ વિષે | ... | ... | ૧૪૩–૧૪૬ |



સુરત—ખપાટીયા ચકલા લક્ષ્મીનારાયણની 'વાડીમાં આવેલા—"જૈન વિજય" પ્રી. પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું. અને મુ૰ હાલોલ જીલ્લે, પંચમહાલથી ગોપાલદાસ ગીરધરલાલ પારીખે પ્રગટ કર્યું.



શ્રી શ્રીનાથજી

પ્રાગટ્ય-ગિરરાજમાં સં૦ ૧૫૩૫. પાટ ઉત્સવ મહા વદી ૭



શ્રી કાંકરોલીવાળા શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮
શ્રી બાળકૃષ્ણલાલજી મહારાજ.

જન્મ ઉત્સવ સં. ૧૯૨૪ અષાડ વદી ૧૩.
મથુરાજીમાં લીલા કરી સં. ૧૯૭૨ના જેઠ વદી ૧૦.



શ્રી કૃષ્ણ ભગવાને શ્રી ગિરરાજ ધારણ કર્યાં છે
અને નીચે ગાયો ચરે છે.

શ્રી કૃષ્ણ ભગવાનના પ્રાગટ્યને ૫૧૪૮ વર્ષ થયાં છે.

जैनविजय प्रेस-सूरत।



શ્રી કામવનવાળા શ્રીમદ્ ગોસ્વામી-
શ્રી દેવકીનંદન આચાર્યજી મહારાજ.
જન્મ ઉત્સવ સં. ૧૯૧૫ ચૈત્ર સુદી ૩.

"जैनविजय" प्रेस-सूरत।

श्री जी

॥ श्री द्वारकेशो जयति ॥

श्री कृष्णाय नमः ।　　　　श्री गोपीजनवल्लभाय नमः

# વૈષ્ણવસુબોધ-રત્નમણિમાળા

## मंगलाचरण ।

આ મંગલાચરણમાં શ્રી નાથજી આદિ સાતે ગાદીનાં સાતે સ્વરૂપનાં નાંમ છે. તેમનાં સ્મરણ માત્રથી ચિન્તાનાં સંતાન જે અનેક તરેહના લોકીક વિષયો ને જલદી નાશ કરે છે.–

श्री गोवर्धननाथपादयूगलं हैयंगवीनाप्रियं ॥
नित्यं श्री मथूराधिपं सुखकरं श्री विठ्ठलेशं मुदा ।
श्रीमद्द्वारावतीश श्री गोकुलपति श्री गोकुलेन्दुर्विभु ॥
श्रीमन्मन्मथमोहनं नटवरं श्री बालकृष्णं भजेत् ॥
चिन्तासंतानहंतारो यत्पादांबुजरेणवः ॥
स्वीयानां तानीजाचार्यान्प्रणमामि मुहुर्मुहु ः ॥
यदनुग्रहतो जंतु सर्व दुःखाति गो भवेत् ॥
तमहं सर्वदा वंदे श्रीमद् वल्लभनंदनं ॥
यदुक्तं तातचरणै श्री कृष्ण शरणं मम ॥
अतएवास्तीतिमैहीके पारलौकिके ॥
ममाचितस्तविश्वास श्री गोपीजनवल्लभे ॥
यदा तदा कृतार्थोहं शोचनीयो नकरही चितं ॥

# પ્રસંગ—૧ લો.

## જીવને પ્રથમ ચોર્યાશી લાખ યોનિમાં કેવા પ્રકારથી અવતાર લેવા પડે છે તે વિષે.

પ્રથમ નવ લાખ અવતાર તો જળચર પ્રાણીઓના લેવા પડે છે. પછી દસ લાખ અવતાર આકાશમાં ઉડતાં પક્ષીઓના આવે છે. અને અગીઆર લાખ અવતાર કીડાના લેવા પડે છે. તે પછી વીસ લાખ અવતાર ઝાડપાલાના લેવા પડે છે. અને ત્રીસ લાખ અવતાર ચાર પગવાળાં પશુઓના લેવા પડે છે. અને છેવટે ચાર લાખ અવતાર મનુષ્ય યોનિમાં લેવા પડે છે. એકંદર મળી ચોર્યાશી લાખ અવતાર લેવા પડે છે. અને આવા અવતારોમાં તો મહાન દુઃખ છે.

જળમાં માછલાં વીગેરેના અવતારો આવે છે ત્યારે ત્યાં મોટા મચ્છો નાનાં માછલાં વીગેરેને ગળી જાય છે. અને માછીમાર લોકો પણ તેને પકડીને મારી નાંખે છે. ઈત્યાદિક દુઃખો ભોગવતાં તેને નવ લાખ વાર અવતાર લેવા પડે છે. વળી મોટા મચ્છનું આયુષ્ય તો દસ હજાર વર્ષનું કહ્યું છે. એવી લાંબી જીંદગીવાળા એટલા અવતારો કાઢતાં તેમાંથી જીવ મુક્ત ક્યારે થશે ?

ઉડતાં પંખીના દસ લાખ અવતાર આવે છે. તેમાં પણ ભુખ તરશ વેઠવાની—ટાઢ—તડકો-વાયુ—વરસાદ વગેરે અસંખ્ય દુઃખ વેઠવાનાં, મોટું પંખી નાના પંખીને મારી નાખે, શિકારી લોક પણ હંમેશાં પંખીઓને માર્યાજ કરે છે. પંખીની આખી જીંદગી દુ:ખમય કાઢવાની અને અંતે અકાળ મૃત્યુને સ્વાધિન થાય છે. એટલે કોઇ બંદુકની ગોળીથી તો કોઇ તીરથી મારે છે, તેમાં કાગડા વગેરેને તો હજારો વર્ષની જીંદગી ભોગવવી પડે છે, માટે એ અવતારમાંથી ક્યારે છુટાશે ?

હવે અગીઆર લાખ અવતાર તો કીડાના લેવા પડે છે. તેમાં કીડાનો તો જ્યાં ત્યાં કચરઘાણજ વળે છે, તેમાં મહા દુર્ગંધમાં સડવાનું. આ સુંદર જીવોને એ સ્થિતિમાં

જવા દેવા એથી બીજી અધોગતિ શી હોય ? તેમજ જંગલના અનેક દાવાનળ અગ્નિમાં બળી મરવું. તેમાં વળી સર્પ વીગેરે પાપી જીવોનું તો હજાર હજાર વર્ષનું આયુષ્ય હોય છે. સર્પ પણ મોટા કોડામાંજ ગણાય છે. એવા અવતારો ભોગવીને કયારે છુટાશે ? હરી હરી ! જીવને માથે તો મહાન વિપત્તિઓ છે.

વીસલાખ અવતાર ઝાડપાલાના લેવા પડે છે તેમાં પણ હથિયાર વડે કપાવું, લીલા કુમળા ઝાડ હોય છતાં દાવાનળ અગ્નિમાં જીવતાં બળવું, પાણી વિના સુકાવું વીગેરે આપણે જોઇ શકીએ તેવાં દુઃખો છે. સામાન્ય રીતે ઝાડની જીંદગી હજાર વર્ષની ગણાય છે તેમાં શીમળાનું ઝાડ તો સાઠ હજાર વર્ષ સુધી જીવે છે એમ રસાયણ શાસ્ત્રો કહે છે. માટે આવા દુઃખમય અવતારોમાંથી કયારે છુટાશે ! એમ આપણને શંકા થાય કે ઝાડમાં શું જીવ હશે ખરો ? તે ઉપર બસોબાવન ભગવદીની વાર્તામાં લખ્યું છે કે તે ઝાડ શ્રી ગુંસાઇજીને નમ્યું છે. તેનું કારણ પૂછતાં પેલા જન્મમાં વૈષ્ણવના દોષ જોવાથી ઝાડની યોનિ આવી હતી માટે ઝાડ લક્ષ ચોર્યાશી યોનિમાં ગણાય છે. જીવ છે ખરો પણ બોલતો નથી એટલે જડજીવ કહેવાય.

તે પછી ત્રીસલાખ અવતાર ચાર પગવાળાં પશુઓના લેવા પડે છે. પશુઓના દુઃખની તો હદજ આવી રહી. તેમાં બળદ ઘોડો–ઉંટ વીગેરે બિચારાં મુગાં પ્રાણીને માણસો ગમે તેમ હાંકે, મારે, ભૂખ્યાં તરશાં રાખે, માંદાં હોય અશક્ત હોય ચાલી શકાતું ન હોય તો પણ પાછળથી ચાબક ને પરોણીનો માર પડે એટલે ચાલવું પડે–અને બોજો ખેંચવો પડે અને અંતે ધણીના કામનાં ન રહે ત્યારે રખડી રખડીને મરવું પડે–પરંતુ જેની હયાતી જગતના જીવન રૂપ છે, સમજો કે જેનાં અમૃત તુલ્ય દૂધ દહીં–માંખણ–ઘી–છાસ જગતને જીવન રૂપ છે તેમ કેટલીએક ઉપયોગી પવિત્ર ચીજો ગૌમુત્ર છાણુ જગતને મહાન ઉપકાર કરનારાંઓની પણ આવી દુર્દશા તેમાં હાથી સિંહ વીગેરેની તો સેંકડો વર્ષની જીંદગી. એવા લાખો અવતારોમાંથી જીવ

ક્યારે છૂટશે ? તેમ આટલું આટલું રખડતાં પણ તેમાં દેહને સુખ કે સ્વતંત્રતા નહિ પણ આત્માનું કલ્યાણ થવાનો સમય તો નજ આવે માટે સુરદાસજીએ કહ્યું છે કે.—

મનરે તું સમજ શોચ વિચાર ॥
ભક્તિ વિના ભગવંત દુર્લભ, કહત નીગમ પુકાર ॥

## હવે મનુષ્ય અવતાર વિષે.

હવે આપણે મનુષ્ય અવતારનો વિચાર કરીએ. મનુષ્ય અવતાર એ એક એવી વસ્તુ છે કે ઉપર બતાવેલા એંસી લાખ અવતાર ભોગવવાની કમાણી કરી લઇએ અને ગમે તો દિવ્ય સુખમય લોક પ્રાપ્તિ કરવાની કમાણી કરી લઇએ. એ આપણી સ્વતંત્રતાની વાત છે. પરંતુ આ જીવને કંઇ એવોજ મોહ લાગી રહ્યો છે કે જેમ કોઇ પાણીના પ્રવાહમાં તણાતું જતું હોય તેમ જીવ દેહના સુખની તૃષ્ણામાં કે તેવાં સુખો મેળવવામાં કે તેવાં સુખો ભોગવવા માયાના પ્રવાહમાં તણાતો હોય તેમ તણાયાજ કરે છે. આત્મ કલ્યાણના સારા વિચારો તો કરી શકતોજ નથી. અને કદાપી કરે છે તો કોઇ શાસ્ત્ર કે મહાપુરૂષ ભગવદીય દ્વારા જાણે છે તો તે વિચારોને હૃદયમાં ટકાવી શકતો નથી. અને મનુષ્ય દેહનાં વળી મનથી માની લીધેલાં વસ્તુતાએ ખોટાં દુઃખ-સુખમાં ડુબકાં ખાધા કરે છે, માટે એ જીવને સ્થિર થવાનો બીજો ઉપાય માત્ર એક શ્રીહરીનો આશ્રયજ છે, તેનું સબળ કારણ એ છે કે જગત માત્ર પદાર્થ માત્ર કાળને આધીન ન રહેવાથી તે અચળ છે માટે તે અચળ વસ્તુને વળગીએ તો આપણે અચળ એટલે સ્થિર થઇ શકીએ તે બાબતનું એક દ્રષ્ટાંત કહે છે.—

એક સમયે બે વૈષ્ણવો ચાલતા જતા હતા. રસ્તે ચાલતાં એક બાઇને દાણા દળતાં જોઈ તેમાંથી એક વૈષ્ણવ રડવા લાગ્યો. ત્યારે તે સાથેના બીજા વૈષ્ણવે રડવાનું કારણ પૂછતાં રડનારે કહ્યું કે આ ઘંટીમાં પડેલા તમામ દાણાઓ દળાઇ જાય છે તેમ

આ સંસાર ચક્રમાં પડેલા તમામ જીવો કાળના કોળીઆ થઇ જન્મ મરણ પામ્યા કરે છે. ઘંટીમાં પડેલા દાણાનો જેમ બચાવ નથી તેમ આ જીવોનો કોઇ બચાવ નથી. હું પણ કાળચક્રમાં એ ઘંટીના દાણાની સ્થિતિમાં હોવાથી મારા હૃદયનો શોક જતો નથી. આટલું સાંભળીને પેલા સામા વૈષ્ણવે તેને ઘંટીની પાસે લઇ જઇ ઘંટીનું ઉપલું પડ ઉંચું કરીને ઘંટીના ગાળામાં બાકીના આખા રહેલા દાણા બતાવીને કહ્યું કે ભાઇ, ઘંટીમાં પડયા છતાં જે દાણાઓ ઘંટીના ખીલડાનો આશ્રય છોડતા નથી તે દાણા દળાઇ જતા નથી. તેમ જે જીવો કાળ રૂપ સંસારચક્રમાં પડયા છતાં અચળ એવા શ્રી હરીનો આશ્રય છોડતાજ નથી, તેઓ કાળચક્રમાં દળાતા નથી, એટલે તેઓ જીવન મુક્ત છે. તેને કાળ કર્મ દોષો લેપી શકતા નથી, એટલા સારૂ શ્રી વલ્લભાખ્યાનમાં ગોપાલદાસજીએ ગાયું છે કે.—

તેને કાળ કર્મ નવ બાંધેરે, યમ તે શીર મનુષ્ય ન સાંધેરે. ॥

આટલું સાંભળી પેલો રડતો વૈષ્ણવ હૃદયમાં પ્રભુનો આશ્રય ધારણ કરી હસ્તે મુખડે ચાલ્યો ગયો.

## જીવ કયાંથી આવ્યો ને કયાં જવાનો છે તે વિશે ?

પ્રથમ જીવ લક્ષ ચોર્યાશી યોનિમાંથી ભમતો ભમતો દેવતાને દુર્લભ એવા સુંદર આ મનુષ્ય દેહમાં આવ્યો છે. જયારે તે જીવનો ભોગ પૂરો થઇ રહે છે ત્યારે પ્રથમ મનુષ્ય દેહમાં એ જીવનો જન્મ થાય છે તેમાં પ્રથમ માતાના પેટે ગર્ભમાં રહીને અનેક પ્રકારના ખાટા, ખારા, તીખં, ઉના, કડવા પદાર્થો તે જીવના પેટમાં જવાથી તેના કોમળ અંગમાં પ્રવેશ થવાથી તે જીવને દુઃખ થવા લાગ્યું જેથી સહન ન થઇ શકવાથી તે જીવ ગભરાયો. અને માતાના ઉદરમાંથી બહાર આવવાની ઇચ્છા થઇ—એટલે ગર્ભવાસમાં રહેલા જીવે પ્રભુની સ્તુતિ કરી કે હે પ્રભુ! મને આ—અઘોર નર્ક વાસના જેવા ગર્ભવાસના અતિ ત્રાસમાંથી મને મુક્ત કરો અર્થાત્ મને છોડાવો—ત્યારે તે

જીવની દીનતા પૂર્વક વિનંતિ સાંભળીને દયાળુ એવા ભક્તવત્સલ ભગવાનને દયા આવે છે તેથી તેના જામીન માગે છે કે હે જીવ! તું ગર્ભવાસમાંથી છુટીને બહાર આવી મારી ભક્તિ કરે તો તને ગર્ભવાસના બંધનમાંથી છોડું. તે વખતે પેલો જીવ દુઃખનો માર્યો ભક્તિ કરવાની કબુલ કરે છે કે હે દીનવત્સલ દયાળુ પ્રભુ! હું આપની ભક્તિ રાત દિવસ કરીશ, એક પલ પણ આપને નહિ વિસારૂં, તો પણ ભગવાનને આ જીવ ઘણીવાર છેતરી ગએલો એટલે વિશ્વાસ નહિ આવવાથી સૂર્ય અને ચંદ્રની જામીનગીરી માંગે છે. સૂર્ય ચંદ્ર દેવતાઓ આદિ અનાદિ જગતના માતા પિતા સમાન છે એટલે તેમને દયા આવવાથી–તે દુઃખી જીવને ભગવાન પાસે વિનંતિ કરી છોડાવે છે. એટલે પૂરા માસે તે બંધન એટલે ગર્ભવાસમાંથી છુટી જાય છે. એટલે તે જીવ બહાર આવ્યો કે તરત ઉંઆ-ઉંઆ એવા શબ્દો વડે રડવા લાગે છે, લોકો જાણે છે કે બાળક રડે છે, પરંતુ તે જીવ ભગવાનને એમ જણાવે છે કે હું અહીં અને તમો તહીં. તમારે મારે કાંઈ પણ નહિં. યાદ રાખજો કે પ્રથમ તો આ જીવે ભગવાનને બાલપણમાંજ ઠગ્યા. હવે આગળ ચાલતાં આ જીવ દિનપ્રતિદિન મોટો થાય છે. બાળકને જયાં સુધી બોલતાં આવડતું નથી ત્યાં સુધી એને આગલા જન્મનું સ્મરણ એટલે યાદગીરી રહે છે, ત્યાં સુધી એને કળિનો પવન વાતો નથી–પછી–૫ થી ૭ વરસનો થયો એટલે નિશાળે ભણવા સારૂ જાય છે. અને અનેક તરેહની બાલચેષ્ટા રમત ગમત કરે છે તેમાં આખો દિવસ ગુજારે છે. તે પછી એની તરૂણ અવસ્થા એટલે જુવાની આવી એટલે સ્ત્રી છોકરાં, આ મારૂં, આ તારૂં એવા પ્રપંચજાળમાં ગુંથાયો એટલે ભગવાનની ભક્તિ કરવાની સુઝ પડી નહિ, પછી વૃદ્ધાવસ્થા એટલે ઘડપણ આવ્યું ત્યારે તેને કથા વાર્તા સાંભળવાનું કહેવામાં આવે છે તથા તીર્થયાત્રા જવાનું, મંદિરમાં ભગવાનનાં દર્શન કરવાનું તથા સેવા કરવાનું, ભજન કરવાનું વગેરે ભગવાન સંબંધી ઉપદેશ કરવામાં આવે છે,

ત્યારે તે ડોકું ધુણાવીને કહે છે કે ભાઇઓ, જુવાનીમાં જો કંઈ ઉત્તમ કાર્ય બન્યું હોત તો બન્યું હોત હવે તો ઘડપણ આવ્યું છે, જેથી મારા હાથ પગ થરથર કંપે છે. હવે બોલવાનું કંઇપણ ઠેકાણું રહેતું નથી, તેમ શરીરની ચામડી પણ જર્જરિત થઇ ગઇ છે—આંખે જોઇએ તેવું દેખાતું નથી કાને સંભળાતું નથી, શરીરમાંથી શક્તિ પણ જતી રહી છે શું કરૂં? હવે મારો એકે ઉપાય નથી એટલે આ જીવ પેટ ભરીને પસ્તાય છે. ભાઈ, જુવાનીમાં ભગવદ્ ભજન ભગવદ્ સેવા ગુરૂ સેવા, વૈષ્ણવ સેવા કરી હોત તો આજે કામ લાગત. હવે તો હું વારંવાર પસ્તાઉં છું. મારાથી હવે કંઇ બને તેમ નથી. હવે તો આ નાના છોકરાની વહુને સીમંત આવે અને તે છોકરાને રમાડીને ભગવાન મારી દોરી ખેંચીલે તો સારૂં. સાંભળો., હજી આ જીવને મરતાં મરતાં પણ માયાની તૃષ્ણાનું સુખ જોઇએ છીએ, પરંતુ ભગવાનને તો પોતાના વેરવી તરીકે સમજી નામ પણ દેતો નથી. અને ગર્ભવાસમાં તો ભકિત કબુલી હતી તે સર્વે મોહપાસમાં ભૂલી ગયો તે ઉપર સુરદાસજી બે ટુકનું પદ કહે છે—

( રાગ બિહાગ )

કાહેકું દેહ ધરી ભજન બીન કાહેકું દેહ ધરી. ।।<br>
ગર્ભવાસમેં ભક્તિ કબુલી બહાર કાઢયો શ્રી હરી. ।।૧।। (ભજન)<br>
કોલ દઇને બહાર નીકાલ્યો, પીછે બુદ્ધિ ફરી. ।।<br>
સુરદાસ ભગવંત ભજન બીના જનુની તો ભારે મરી. ।।૨।।<br>
ભજન બીના કાહેકું દેહ ધરી. ।।

એટલે આ દુષ્ટ પ્રાણીનો મરણ સમય આવ્યો કે તરત યમરાજાના દૂતો આકાશથી પાતાળ જેવડા લાંબા વિકરાળ અને કલેડાના બુંધા જેવા કાળા મેશ તેના હાથમાં વજાના જેરબંધ અને ડંડા લઇને આ પ્રાણીને લેવા સારૂ આવ્યા છે. આ જીવે જો કે સારૂં સુકૃત કર્યું હોત તો તરત તૈયાર થાય, પરંતુ પાપમાં, પૂરો અને ચોરો કરનાર જેમ અનેક નાઠા બારીયો ખોળે છે,

તેવીજ રીતે બત્રીસે કોઠામાં પેસે જીવ ગુંચવાયો તેને યમરાજાના દુતો માર મારીને બહાર કાઢીને યમ લોકમાં લઇ ગયા અને ત્યાં ચિત્રગુપ્તે ચોપડામાં પુન્ય અને પાપનું જમે ઉધારનું ખાતું તપાસ્યું તો પાપનો મોટો ઢગલો જમા થઇ ગએલો છે. માટે જાઓ, એ દુષ્ટ પ્રાણીને કુંભીપાક નર્કમાં સાઠ હજાર વર્ષ સુધી નાંખો એટલે યમદુતો તેને તે પ્રમાણે શિક્ષા કરે છે. હવે સમજો કે આવો મહામોઘો દેવતાને દુર્લભ આ મનુષ્ય દેહ તેને સહેજમાં ખોઇ નાંખ્યો. જ્યારે ભવસાગર તરવાનો ખરો અવસર આવ્યો ત્યારે દુષ્ટ બુદ્ધિ ઉપજી તે ઉપર એક આંધળા માણસનું દ્રષ્ટાન્ત છે.

એક આંધળો માણસ હતો તેણે એક દેખતા માણસને પૂછયું કે ભાઇ ! આ પાસેના નગરમાં મારે જવું છે, અને હું ઘણા દિવસથી આ શહેર બહાર ભટકું છું. પરંતુ શહેરમાં પેસવાનો દરવાજો મને જડતો નથી, માટે મને દયા કરીને બતાવો તો ઠીક, ત્યારે પેલા દેખતા ભાઇને દયા આવવાથી તેણે આંધળાના હાથમાં લાકડી હતી તે લાકડીથી શહેરના કોટને અડકાડતો અડકાડતો તું ચાલ્યો જજે એટલે શહેરમાં પેસવાનો દરવાજો આવશે તે દરવાજો હાથ આવેલો તું ભૂલીશ તો પાછું ફરી રખડવું પડશે. તે પ્રમાણે પેલા આંધળાએ કબુલ કરી ચાલવા માંડયું ફરતાં ફરતાં જ્યાં પેલો પેસવાનો દરવાજો આવ્યો એટલે એના શરીરે દાદર (દરાજ) થઇ હતી તેની મીઠી ચેળ આવવાથી દરવાજો છોડી દઇને ખંજોળતો ખંજોળતો આગળ ચાલ્યો અને પેસવાનો દરવાજો ભૂલ્યો. આ વાર્તા અથવા દ્રષ્ટાન્તનો સાર એ છે કે દેખતો માણસ કોણ કે ગુરૂ. ગુરૂ કૃપા કરીને મોક્ષના દ્વારનો રસ્તો બતાવનાર છે. કોટ લક્ષ ચોર્યાશી યોનિ રૂપે છે. અને પેસવાનો દરવાજો તે મોક્ષના દ્વારરૂપ છે, આંધળો કોણ છે કે દેખાતાં છતા આંધળો એટલે અહંતા મમતારૂપી માયાની જાળમાં ગુંથાએલો તે દરાજ એને ખંજોળતાં મીઠી લાગી તે શું છે કે સ્ત્રી-પુત્ર-ધન દોલતરૂપી માયા એને છુટી નહિ. એટલે

પાછો લક્ષ ચોર્યાશી યોનિમાં ફરવા લાગ્યો અને આવેલો હાવ ખોયો, જેથી બળદ, ઘોડા ઊંટ વગેરેની યોનિ આવી જેથી મુંગે મોઢે માર સહન કરવો પડ્યો અને ખરા ઊનાળામાં એટલે વૈશાખ જેઠ માસના તાપ તડકામાં ખેતર ખેડવું પડ્યું. અને ના ચાલે તો પાછળથી પરોણી અને ચાબકનો માર પડવા લાગ્યો ત્યારે પોતાના મનને ધિક્કારીને સમજ્યો, તે ઉપર સૂરદાસજીએ ચાર ટુંકનું કીર્તન ગાયું છે.

( રાગ બિહાગ )

મનરે તેં ભૂલે ભક્તિ વિસારી. ॥
શીરપર કાલ સદા સર સાધન, જીતી બાજી હારી. ॥૧॥
પૂર્વ જન્મ કછુ સુકૃત કીનો, મનુષ્ય દેહ અવતારી. ॥
અબ તો નીચ કર્મમેં રંગ રાચ્યો, દુષ્ટ વાસના ધારી. ॥૨॥
બાલપન ખેલવેમેં ખોયો, જોબન ગયો સંગ નારિ ॥
વૃદ્ધ ભયો જબ આલસ આયો, સર્વસ્વ હાર્યો જૂવારી ॥૩॥
જબ રોગ જરા નહિ વાપ્યો, તબલગ સેવ મોરારી. ॥
સૂર કહે જન ચેત સવેરો, અંતકાલ ભયભારી. ॥૪॥ મનરે ॥

(૨) રાગ બિહાગ.

બીના ગોપાલ નહિ કોઇ અપનો ॥
નહિ કોઇ માત તાત સૂત ઘરનીં, અ સબ જગત રે નકો સ્વપ્નો ॥૧॥
ધન કારણ નિશદિન જગ ભટકત, વૃથા જન્મ યોંહી ખપનો ॥
અંતે સહાય કરે નહીં કોઇ, નિશ્ચય કાલ અગ્નિ મુખ જપનો. ॥૨॥
સબ તજ હરી ભજ યુગલ ચરણ પદ, મોહની ગઢ ચરણ તે કપનો ॥
કહેત દાસ વલ્લભ શ્રીબીકુલ, શ્રીગીરીધરણ રસના મુખ જપનો. ॥૩॥

હવે સમજો કે લક્ષ ચોર્યાશી યોનિમાં અનેક તરેહના સ્વાંગ એટલે બહુરૂપી જેમ ફાગણ હોળીમાં બને છે તેમ તરેહ તરેહના અવતારો લઇને મનુષ્ય દેહ ધરી છે. એટલા સારૂ કહ્યું છે કે मनुष्य देहो महा दुर्लभो क्षणभंगुरः ॥ મનુષ્ય દેહ મહાદુર્લભ છે તેમ ક્ષણમાં નાશ પણ છે, માટે આવેલો અવસર ચુકવો નહિ. જેમ કોડી લેઇને સોનું આપી દઇએ-અને પછીથી જેમ સોનાના ગુણ સાંભળી પાછળથી જેમ પસ્તાવો થાય છે, તેમ પસ્તાવું પડે નહિ. તે ઉપર એક ખેડુતનું દ્રષ્ટાન્તઃ-

એક અભણ ખેડુત હતો, તે પોતાના ખેતરમાં હળથી જમીન ખેડતો હતો, તેવામાં હોળ એક ઝાડના ઠુંઠા સાથે અથડાયું એટલે પેલા ખેડુતને રીસ ચઢવાથી ઠુંઠું ઉખેડી નાખ્યું, એટલે તેની નીચેથી એક જવાહીરનો ચરૂ નીકળ્યો. આ જવાહીરનો ચરૂ આગળના વખતમાં વણઝારા લોકોએ દાટેલો હતો. તે જવાહીર પેલા ખેડુતને હાથ લાગવાથી પોતાના પહેરવાના કપડામાં ભરીને સુતરની દોરીની ગોફણમાં ઘાલીને પાસેના પોતાના ખેતરમાં જુવાર પાકી હતી, તેમાં પશુ પક્ષીઓ જુવાર ખાતાં હતાં તેથી પેલા જવાહીરને ચળકતા પથરા સમજી તેને ગોફણમાં મૂકી તે વડે પશુ પક્ષીઓને ઉડાડતાં ઉડાડતાં જવાહીરનું એક નંગ પોતાની પાસે રહી ગયું ત્યારે એને ઓચિંતુ કોઇ એક ગામ જવું પડયું ત્યાં ભૂખ્યો થયો; એટલે વેપારીની દુકાને ગયો ને વેપારી પાસેથી સીધું લીધું અને ઘીને માટે વાસણ આપ્યું. તે વાસણનો સાધડો કર્યો, સાધડામાં એક કાંકરા જેટલું ખુટયું, ત્યારે તે ખેડુતે પોતાની પાસેથી પેલું જવાહીર પથરો સમજીને વેપારીને આપ્યું. અને સાધડામાં નાખ્યું એટલે સાધડો બરોબર થયો. પરંતુ પેલો વેપારી વાણીઓ ડાહી માનો દીકરો ચતુર હોવાથી સમજ્યો કે આ તો મણી છે. એટલે પેલા ખેડુતને પુછયું કે જેને તું પત્થર તરીકે સમજે છે તે તારે આપવો છે? તેણે આપવાનું કબૂલ કર્યું. એટલે વેપારીએ પાંચ હજાર રૂપીઆની પાંચ થેલીઓ ખેડુતને આપી. ખેડુત હરખાતો હરખાતો પોતાને ઘેર ગયો. અને બીજી મણીયોના ગુણ યાદ આવવાથી માથે હાથ દઇને માથું કુટીને ખુબ રડયો. એવીજ રીતે આ મનુષ્ય દેહ મણી જે રત્ન સમાન છે, તેને ગોફણના પથરાની માફક ખોઈ નાંખ્યો. જેથી ઘણો પસ્તાવો થયો. માટે આપણને આ રત્ન સમાન ઉત્તમ મનુષ્ય અવતારની પરીક્ષા નથી માટે પાછળથી પસ્તાવું પડશે માટે ચેતો. તેમ આ મનુષ્ય દેહમાં આપણો ઉત્તમ અવતાર જેવા કે-બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય એટલે વાણીયા પાટીદાર વીગેરે. તેમજ શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કૃપા કરી શરણે લઇ કૃતાર્થ કર્યા, એથી જીવનું બીજું અહો ભાગ્ય કયું. !

# પ્રસંગ–૨ જો

## પ્રથમ ધાર્મિક શ્રદ્ધા તથા શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું પ્રાગટ્ય તથા કનકાભિષેક વિષે.

પશ્ચિમ જડવાદ કેળવણી એટલે ઇંગ્રેજી ભાષાની કેળવણીની અસરથી કેટલાએક વૈષ્ણવોમાં ધાર્મિક શ્રદ્ધા દિન પ્રતિદિન નષ્ટ થતી જોવામાં આવે છે. "સોબત તેવી અસર" એ કહેવત અનુસાર જડવાદી બનીએ એમાં આશ્ચર્ય જેવું નથી. હજારો ગાઉ દૂર દેશના ગામડા તથા પર્વતોમાં રહેનાર ઇશુ એક ઇંગ્રેજી પ્રથમ ધોરણ ભણનાર બાળકની જીભને ટેરવે હશે, પણ પોતાના દેશની કે ગામની આજુબાજુ શું છે તેની તેને ખબર નહિં હોય. પર ધર્મી જેવા ઇશુ ખ્રિસ્ત ધર્મના માર્ટીન લ્યુથર કે મુસ્લીમ ધર્મના મહમદ પેગંબર કે બીજા અનેક વિદેશી ધાર્મિક પ્રવૃત્તિવાળાઓનાં નામ આપણે જરૂર જાણતા હોઇશું, પરંતુ આપણા હિંદુ ધર્મમાં પોતે કયા સંપ્રદાયમાં છે, તેના મૂળના સંસ્થાપકો કોણ થઇ ગયા વગેરે આપણે જાણતા નથી. અને જાણવાની રૂચિ પણ થતી નથી, તો પછી ધર્મનું રહસ્ય જાણવાની જીજ્ઞાસા તો કયાંથી જ હોય; અને જ્યાં સુધી પોતાના ધર્મનું રહસ્ય જાણ્યું નથી તેમ તેનું મહાત્મ્ય પિછાણ્યું નથી, ત્યાં સુધી ધર્મમાં શ્રદ્ધા કયાંથી સંભવે? અને મંદિરોમાં તો તેમનાથી પગજ શાનો મુકાય? અને ધાર્મિક ચિન્હો એટલે ભગવદ આકૃતિ રૂપી તિલક કપાળમાં ધારણ કરતાં શરમ આવે અને ધાર્મિક સભાઓ તથા ભગવદ મંડળમા તો જવાયજ શાનું? તેથી આજકાલ ગધાપચીશીના દમામમાં નાટક, ભવાઇ, સીનેમા, નાચ, તમાશા જોવાને પૂરતો વખત મળે ને પૈસાનો તો હિસાબજ નહિ, અને ધાર્મિક પ્રવૃત્તિ અર્થે પૈસા કાઢતાં અનેક વિચાર થાય એટલે તે એજ સૂચવે છે કે આપણે ધર્મમાં હીન થઇ ગયા છિએ એટલા માટે આપણો વૈષ્ણવ સંપ્રદાય એટલે પુષ્ટિ-

માર્ગ અથવા ભક્તિ માર્ગ ક્યાંથી ઉત્પન્ન થયો ? અને તેને પ્રગટ કર્તા તેના અધિષ્ઠાતા કોણ ? તે જાણીએ તો આપણા સનાતન ધર્મ ઉપરની નિષ્ઠા ચોંટે તે વિષે વૈષ્ણવોને પ્રથમ માહિતી મેળવવાની ઘણી જરૂર છે. એટલા સારૂ સંપ્રદાયના મૂળ અધિષ્ઠાતા શ્રી વિષ્ણુ-સ્વામી કરીને દક્ષીણ દેશમાં દ્રાવીડ ગામ કરીને છે, ત્યાં એક બ્રાહ્મણને ત્યાં એમનો જન્મ થયો. અને તેમના માતા પિતા મહાન વિદ્વાન હતા, તેથી તેમની પાસે ઘણું ભણ્યા હતા, જેથી એક વાર પુસ્તક વાંચવાથી કંઠાગ્ર થઇ જતું. અને મોટા મોટા પંડિતોને જીતીને પોતાનો પ્રતાપ બળ બતાવવા લાગ્યા અને ઘણા દિવસ થયાં શ્રી ભગવાન ગોપાલજીની સેવા કરતા હતા. સેવા કરતાં ઘણા વરસ વીત્યાં પરંતુ ભગવાન એમને પ્રસન્ન થયા નહિ, જેથી એમના મનમાં સંકલ્પ વિકલ્પ થવા લાગ્યો કે હવે તો મારી દેહ જીર્ણ થઈ ગઇ છે, અને ઓચિંતી પડી જશે તો આવો વિષ્ણુસ્વામીનો માર્ગ કોણ ચલાવશે ? માટે હવે તો ભગવાન પ્રત્યક્ષ અથવા સ્વપ્ના દ્વારા બોલે તો ઠીક, તો પણ ભગવાન બોલ્યાં નહિ. તેથી પોતાના મનને ધિક્કારવા લાગ્યા કે મારાથી ભગવાનનો શો અપરાધ થયો હશે, માટે હવે તો ભગ-વાન જ્યાં સુધી બોલે નહિ ત્યાં સુધી અનશન વ્રત એટલે અન્ન જળનો ત્યાગ કર્યો ત્યારે ભગવાને એમની ધર્મની ટેક રાખવા સારૂ સાતમે દિવસે સ્વપ્નાદ્વારા દયા કરી. કરૂણામય ભગવાન પ્રગટ થયા. સાક્ષાત્ ચાર ભૂજા-મંને શ્રી હસ્તમાં સુંદર સપ્તરંધ્ર મોરલી, કમળની કાન્તિવાળા-નખથી તે શાખ સુધી જેને કૌસ્તુભ મણીના શણગાર ધારણ કર્યા છે, શ્રી મસ્તક ઉપર સુંદર મોર મુગટ-પીળાં પીતામ્બર, બનમાળા યુક્ત-મકાકૃત કુંડલ કોટી સૂર્યની જ્યોત સમાન જેણે ધારણ કર્યાં છે, એવા સુંદર મનહર પ્રભુ પ્રસન્ન થઇને બોલ્યા કે "માંગ માંગ જે માંગે તે આપું-અને શા માટે આટલું તપ કરો છો ? તમારી શું ઇચ્છા છે !" ત્યારે વિષ્ણુસ્વામી ભગવાનનાં સુંદર કોમળ વચન સાંભળી દીન વચનથી બે હાથ જોડીને બોલ્યા કે હે ભક્તવત્સલ પ્રભુ !

આપણાં દર્શનથી હૂં કૃતાર્થ થયો છું, અને આપણા ચર્ણાર્વિન્દની ભક્તિ સદાએ માગું છું. પરંતુ આ વૈષ્ણવ સંપ્રદાય મારા પછી આગળ કોણ ચલાવશે, અને આદિ અનાદિથી ચાલતો આવેલો સનાતન ધર્મ શિથિલ ન થઇ જાય જેથી આગળ ઉપર કોઈ ચલાવે તો મારૂં મન પ્રસન્ન થાય. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને આપશ્રીના મુખાર્વિન્દથી આજ્ઞા કરી કે વૈષ્ણવ સંપ્રદાય એ મારૂં અંગ છે, એ સંપ્રદાય સારી રીતે ચાલશે, તમો કોઈ પ્રકારની ચિન્તા ન કરો. જેના કુળમાં સો સોમયજ્ઞ પૂરા થશે તેના કુળમાં મારૂં પ્રાગટ્ય થશે. અને મારૂં નામ શ્રી **વલ્લભાચાર્યથી** ઓળખાશે ત્યારે વિષ્ણુસ્વામી અતિ પ્રસન્ન થયા એમને આશીર્વાદ આપી ભગવાન શ્રી ત્યાંથી અંતર્ધ્યાન થયા.

હવે શ્રી વલ્લભાચાર્ય—ઉપનામ શ્રી આચાર્યજી મહા પ્રભુજીનું પ્રાગટ્ય તૈલંગ કુળના બ્રાહ્મણોમાં આંધ્રદેશમાં વ્યોમ-સ્થંભ પર્વતની પાસે કૃષ્ણા નદીની દક્ષીણે કાંકરવાડા નામના મોટા નગરમાં એમના કુટુંબીયો રહેતા હતા. એ કટુંબ વૈષ્ણવી દીક્ષાવાળું હતું. યજુર્વેદી તૈત્રી શાખા–અને ભારદ્વાજ ગોત્રી હતું. એમની કુલદેવી રેણુંકા હતી, તે કુટુંબના મૂળ પુરૂષ ગોવિંદાચાર્ય હતા તેના પુત્ર વલ્લભ દીક્ષિત થયા, અને વલ્લભ દીક્ષીતના યજ્ઞ નારાયણ ભટ થયા–એમણે ગોપાલ મંત્રની દીક્ષા લીધી હતી, એમને ભગવાન પ્રસંન્ન કરવા સારૂ દર વરસે એક સોમયજ્ઞ કરતા હતા. તે પછી એમના પુત્ર ગંગાધરભટ સોમયાજી થયા એમને (૨૮) સોમયજ્ઞ કર્યા તે પછી એમના પુત્ર ગણપતી ભટે (૩૦) સોમયજ્ઞ કર્યા, તેમના પુત્ર વલ્લભ ભટ્ટ તથા બાલ ભટ્ટ થયા તેમણે (૫) સોમ યજ્ઞ કર્યા. અને ભક્તિદીપન નામનો ગ્રંથ રચ્યો તે પછી તેમના પુત્ર શ્રી લક્ષ્ણમણ ભટ્ટ અને જનાર્દન ભટ્ટ થયા, તેમાં લક્ષ્મણ ભટ્ટ શ્રેષ્ઠ પંડિત હતા. તેમણે વિદ્યા નગરના રાજાના પુરોહિત સૂશર્માની કન્યા નામે ઇલંબા ગારૂજી સાથે લગ્ન કર્યાં. એમને રામકૃષ્ણ નામે પ્રથમ પુત્ર થયો અને સરસ્વતિ તથા ભદ્ર નામની બે કન્યાઓ થઈ એમણે (૫) સોમયજ્ઞ કર્યા

અને સવાલક્ષ બ્રાહ્મણોને જમાડવાનો સંકલ્પ કર્યો. ત્યાંથી પછી કાશી યાત્રા સહકુટુંબ સાથે ગયા. અને ત્યાં ઘર રાખીને રહ્યા. કેટલાએક સમય પછી મ્લેચ્છનો ઉપદ્રવ થયો, એટલે કાશીના રહેવાશીઓ ભયભિત થતાં બીજા દેશમાં જવા નીકળ્યા. તે જોઇને લક્ષ્મણ ભટ્ટજી પણ પરદેશ ગયા. ત્યાર પછી લક્ષ્મણ ભટ્ટજી કેટલાએક દિવસે ચોડા નગર પાસે ચંપારણ્યમાં આવ્યા. ત્યાં રસ્તામાં હરડેના ઝાડ નીચે અંધારી રાત્રિને વિષે શ્રી ઇલંબા ગારૂજીને આઠમે માસે ગર્ભસ્રાવ થયો. એ ગર્ભ જીવતો નથી એમ જાણીને પોતાની સાડીનું વસ્ત્ર ફાડીને તેને એક કટકામાં વીંટાળીને એક ખેજડો એટલે સમડીના પવિત્ર ઝાડની બખોલમાં પેલા ગર્ભને મૂકયો અને તેની ઉપર પાંદડાં ઢાંકયાં. તે પછી લક્ષ્મણ ભટ્ટજી તથા ઇલંબા ગારૂજી તથા બીજા સાથીઓ આગળ ચાલ્યા. થોડે છેટે ચાલતાં રસ્તામાં એક ઠેકાણે મુકામ કર્યો. ત્યાં રાત્રિને વિષે ઇલંબાગારૂજી તથા લક્ષ્મણ ભટ્ટજીને સ્વપ્નામાં સાક્ષાત્ ભગવાને દર્શન દઈ કહ્યું કે હું તમારે ત્યાં કૃષ્ણ રૂપે અવતરેલો છું, માટે આ પિતામ્બર મને ઓઢાવજો. અને બે તુળશીની માળા મારા ગળામાં પહેરાવજો. અને આ પ્રસાદી તાંબુલ બીડી મારા મુખમાં આપજો, એમ કહી ભગવાન અંતર્ધ્યાન થયા. ત્યાર પછી પેલો ગર્ભ જ્યાં સ્રવીત થએલો છે. તે જગ્યાએ લક્ષ્મણ ભટ્ટજી તથા ઇલંબાગારૂજી તથા સાથેની મંડળીના કેટલાએક માણસો ત્યાં ગયા ત્યારે ત્યાં એક અગ્નિનો એક મોટો કુંડ દેખ્યો-તે કુંડની વચમાંના મધ્ય ભાગમાં એક સુંદર (અપ્રાકૃત) બાલકને વીંટેલા વસ્ત્ર ઉપર રમતાં જોયું. એ બાળકને લક્ષ્મણ ભટ્ટજીએ બતાવ્યું અને ઇલંબાગારૂજીએ કહ્યું કે એ બાળક મારૂં છે, કેમકે મને બેઉ સ્તનને દુધની ધારાઓ છુટે છે. ત્યારે લક્ષ્મણ ભટ્ટજીએ કહ્યું કે એ બાલક તમારૂંજ હશે તો અગ્નિ તમોને જવાનો માર્ગ આપશે. તે ઉપરથી ઇલંબાગારૂજી તે બાળક તરફ ગયાં. તો અગ્નિ જેમ મલીયાગર ચંદનની માફક શીતળ હોય તેવી શીતળતા આપી. એટલે



શ્રી આચાર્ય મહાપ્રભુજીનું ચંપારણ્યમાં અગ્નિકુંડમાંથી પ્રાગટ્ય. સં. ૧૫૩૫ના ચૈત્ર વદી ૧૧.
( શ્રી ઇલંમાગારૂજી માતાને અગ્નિએ રસ્તો આપ્યો છે, જેથી લાંબા હાથ કરી લે છે. )

બાળકને પોતાની ગોદ એટલે ખોળામાં લઇ પોતાના હૃદય સાથે દાબ્યા—એજ બાળક શ્રીમદ્ વલ્લભાચાર્યજી હતા. એમના નામકરણમાં વલ્લભ નામ આપ્યું. વલ્લભ નામ અતિપ્રિય હોય છે. તથા બીજું નામ **જનાર્દન** ભગવાન એવું આપ્યું. આ બાળક એટલે શ્રી **આચાર્યજી મહાપ્રભુજીનું** પ્રાગટ્ય સંવત ૧૫૩૫, શાકે ૧૪૦૦, સને ૧૪૭૯ ના ચૈત્ર વદી ૧૧ ને ગુરૂવારના રોજ ધનીષ્ટા નક્ષત્રમાં રાત્રે ચંપારણ્યમાં જન્મ થયો. તે ચંપારણ્ય બે છે. એક તો બંગાળા ઇલાકામાં અને બીજું નાગપુર પાસે રાયપૂર નજીકના ચંપારણ્યમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો જન્મ થયો. એ ચંપારણ્યના જંગલમાં હાલ સુધી એક જોજન એટલે ચાર ગાઉની લંબાઇમાં ચંપાના વૃક્ષોનું વન હતું તે હાલ ગુપ્ત છે. હજી પણ એવી વાત ચાલે છે કે વનમાં કોઇ ગર્ભવંતી સ્ત્રી ભૂલેચૂકે જાય છે તો તેનો ગર્ભ સ્રવીત થઇ જાય છે. અને જે જગ્યામાં પ્રભુનો જન્મ થયો હતો તે જગ્યાએ હાલમાં એક સુંદર ચોતરો અને બેઠક છે.

હવે શ્રી આચાર્યજી મહા પ્રભુજીનું પ્રાગટ્ય થયું તે વખતે સઘળા દૈવી જીવોની વિપત્તિ એટલે દુઃખ દુર થયું. અને આકાશ નિર્મળ થયું તે ઉપરથી દેવતાઓ વિમાનમાં બેસી આનંદ ઉત્સવ જોવા લાગ્યા. અને પુષ્પો (ફૂલ)ની વૃષ્ટિ કરવા લાગ્યા. નક્ષત્રો, ગૃહો, તારાઓ દિવસે દેખાવવા લાગ્યા. અને સર્વ દિશાઓમાં શીતલ મંદ સુગંધ પવન વાવા લાગ્યો. સમુદ્ર, નદી, તળાવ, કુવા, આદિ જળાશયો સ્વચ્છ જળ વાળાં થયાં. અને પૃથ્વી નવ પલ્લવ સુશોભિત દેખાવા લાગી, અને પરસ્પર વેર રાખવાવાળાં પશુ પક્ષીઓ નિર્વૈરી થયાં. તેથી આખા ભરતખંડમાં જેજેકાર થઇ રહ્યો અને ચંદનનો વરસાદ વરસ્યો. અને જન્મ દિવસનો ઉત્સવ માન્યો. તે વખતે હરજીવનદાસે સાક્ષાત્ દીઠી લીલાનું કીર્તન ગાયું છે.

(રાગ આશાવરી)

પ્રગટયા એમાં શ્રી વલ્લભ દેવ શ્રી લક્ષ્મણ ભટ્ટ ગૃહે બધાઇયાં હો મંગલ સાહેલેરા ॥૧॥ ગાવે એમા ગીત રસાલ સખે સોહાગન આઇયાં હો. ॥૨॥ બ્રાહ્મણ એમાં વેદ પઢાવ દેત અસીસ સૂહાઇયાં હો ॥૩॥ મોતીન એમા ચોક પુરાય બંદન બાર બધાઇયાં હો. ॥૪॥ ઘરઘર એમા મંગલ ચાર ધ્વજા કલસ ફહેરાઇયાં હો. ॥૫॥ દેવન એમા દુંદભી બજાય પહોપ અંજુલી બરખાઇયાં. ॥૬॥ દીને એમા બહુ બીધ દાન નરનારી પહેરાઇયાં. ॥૭॥ ધન્ય ધન્ય એમા દાલંબા ગારૂ આશા સખે પુંજાઇયાં. ॥૮॥ સબ દિન એમા સુખ સંપત્તિ રાજત હરજીવન મન ભાઇયાં. ॥૯॥

હવે શ્રી આચાર્યજી મહાપ્રભુજીના શ્રી અંગનો રંગ શામવર્ણ હતો.

( રાગ સારંગ. )

સુંદર શાંમ સુભગના શીકા ૦॥ મધે ગભીર મધુર ગીરધારી ૦॥ ૧॥

આ કીર્તનની કડી ઉપરથી સ્વરૂપ મધે શ્યામ વરણનું હોવું જોઇએ. તે પછી શ્રી લક્ષ્મણ ભટ્ટજી કાશીમાં ગયા અને છઠ્ઠે માસે શ્રી મહાપ્રભુજીને અન્ન પ્રાશન કરાવ્યું. પાછી ખેલવાનાં રમકડાં પોથી પાસે મૂકયાં ? તેમાં પુસ્તક, પાટી ( સ્લેટ, ) કલમ, વસ્ત્ર, વગેરે મૂકયાં. તેમાંથી પોતે રમવા સારૂ પુસ્તક શ્રી હસ્તમાં લીધું તેથી સર્વ શાસ્ત્રીયો પ્રસન્ન થયા. પછી ચર્ણાવિંદથી ચાખડી ખડાઉં એટલે પાવડીઓથી ચાલવા લગ્યા ત્યારે એમના બન્ને ચર્ણાવિંદમાં સોલ શુભ ચિન્હો દેખાવા લાગ્યાં. તે ચિન્હોનાં નામ પ્રથમ ૧ વજ્ર, ૨ કમલ, ૩ શંખ, ૪ ચક્ર, ૫ ગદા, ૬ પદ્મ ૭ અંકુશ, ૮ ધ્વજા, ૯ ધનુષ્ય, ૧૦ જવ, ૧૧ કુંભ, ૧૨ લતા, ૧૩ મત્સ, ૧૪ તોરણ, ૧૫ પતાકા, ૧૬ જાંબુ. આટલાં સોલ ચિન્હો શુભ દેખાયાં. જેથી આ બાલકનું ચકિત થવું સુંદર નેત્રથી જોવું હસવું બ્હેન ભાઇ માતા પિતા સાથે સુંદરતાથી બોલવું યજ્ઞ પરિક્રમાની પેઠે ચાલવું ફરવું. એ સઘળું

અલૌકિકજ હતું જ્યારે એમના પિતા પાસે કોઇ ધર્માચાર્યો આવતા ત્યારે તેમની વાતચીતમાં ધર્મના વલણનાં ચમત્કાર યુક્ત વચનો બોલી આવનારને ચકિત કરતા, તેથી તેઓ એમને બાલશાસ્ત્રી કે બાળ સરસ્વતી કહીને બોલાવતા. બાળપણમાં બાળકો સાથે ખેલવામાં બીજાં બાળકો કાંઇને કાંઇ પદવી પસંદ કરતા, ત્યારે પોતે ગુરૂ કે આચાર્ય થવાનું પસંદ કરતા, અને પોતાના મિત્રોને ધર્મનો ઉપદેશ કરતા. આચાર્યશ્રીને પાંચમું વર્ષ બેઠું ત્યારે લક્ષ્મણ ભટ્ટજી ને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઇ. તેનું નામ કેશવ પાડ્યું. લક્ષ્મણ ભટ્ટજી ને રામકૃષ્ણ, વલ્લભ, અને કેશવ એ રીતે ત્રણ પુત્ર અને સરસ્વતિ અને સુભદ્રા એમ બે પુત્રી મળી પાંચ સંતાન થયાં આથાર્યશ્રીને સાતમે વર્ષે ઉપનયન સંસ્કાર કરાવ્યો અને વિદ્યાભ્યાસ કરાવ્યો. ચાર માસમાં વેદ, વેદાંગ, શાસ્ત્ર વીગેરે સર્વ વિદ્યા પ્રાપ્ત કરી. ત્યારપછી શ્રીલક્ષ્મણભટજી હરિ શરણ થયા. તે પછી માતાની આજ્ઞા માગી બ્રહ્મચર્ય આશ્રમમાં રહી પૃથ્વી પરિક્રમા કરવાનો આરંભ કર્યો તે સમયમાં દક્ષિણમાં આવેલા વિદ્યાનગરના રાજા કૃષ્ણદેવે આર્યોવર્તમાં ચાલતા ધર્મમાર્ગોમાં કલ્યાણનો ઉત્તમ માર્ગ કયો છે, તેનો નિર્ણય કરવા તમામ ધર્મના આચાર્યોને બોલાવી સભા કરી શાસ્ત્રાર્થ કરાવ્યો, તેના સમાચાર આપશ્રીને મળતાં પોતે વિદ્યાનગર પધાર્યા; પોતાના મામા વિદ્યાભૂષણને ત્યાં મુકામ કર્યો. તેમણે ભોજનને માટે કહેતાં પોતે કહ્યું કે અમે તો સ્વયંપાક કરી શ્રીહરિને સમર્પીને લઇએ છીએ તે સાંભળી મામાને માઠું લાગ્યું. અને અનુચિત વચનો કહ્યાં તે છતાં પણ આપે તેની ક્ષમા કરી કાંઈ ઉત્તર આપ્યો નહિ. રાત્રે શ્રીનાથજીની આજ્ઞા થવાથી તેનું ઘર છોડી ગામ બહાર મુકામ કર્યો. બીજે દીવસે વાદ પુરો થવાનો હતો તેથી આપશ્રીના મામાએ દ્વેષથી તે દીવસે કોઇ નવા પંડિતને સભામાં દાખલન થવા દેવાનો બંદોબસ્ત કર્યો. પરંતુ આપશ્રીએ પોતાના શિષ્યને રાજા પાસે મોકલી સભામાં પધારવાની

ઇચ્છા જણાવી કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી સભામાં પધારે છે, એટલામાં આપશ્રી પોતાના સેવકો સહિત રાજ્ય સભામાં પધાર્યા. તે વખતે કોટી સૂર્યના સમાન તેજ જોઈ રાજા સહિત તમામ આચાર્યો સાથે સભાસદો ઉભા થયા અને બહુ માન આપ્યું.

પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પૂછયું કે રાજ્ય સભામાં શું પ્રકરણ ચાલી રહ્યું છે. ત્યારે કૃષ્ણદેવ રાજાએ વિનંતી કરી કહ્યું કે માયાવાદી કહે છે કે અમારો મત ખરો અને વૈષ્ણવી સંપ્રદાયવાળા કહે છે કે અમારો મત ખરો. પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ ત્રીજા વચ્ચે તટસ્થ રહીને અનેક ગ્રંથો દ્વારા વેદ સહિત વાદવિવાદ કરી નિરૂત્તર કર્યા. અને માયાવાદીયોનો પરાજય એટલે માયાવાદ ખંડન કર્યો. અને બ્રહ્મવાદ એટલે ભક્તિ માર્ગ સ્થાપન કર્યો. એટલે પોતે સભામાં બોલવાનું બંધ કર્યું. ત્યારે કૃષ્ણદેવ રાજાએ સર્વ સભાસદોને પૂછયું કે હવે કોઇને કંઇ પૂછવાની ઇચ્છા છે, પરંતુ માયા-વાદીયો તરફથી કંઈ ઉત્તર મળ્યો નહિ. એટલે સભામાંથી એક પંડિત બોલી ઉઠયો કે વાઘની ગર્જનાથી જેમ આખા જંગલના પશુ પક્ષીઓ કંપાયમાન થઇ જાય છે. તેમ શ્રી મહાપ્રભુજીના સાચા બ્રહ્મવાદથી માયાવાદ ભયભીત થઇ ગયો છે. એટલે પછી બોલવાપણું કયાંથીજ હોય ? એ પ્રમાણેનો અભિપ્રાય સાંભળી સભા આનંદિત થઇ અને તત્કાલ કૃષ્ણદેવ રાજાએ શ્રી મહા-પ્રભુજીની જીતનો વિજય ધ્વજ ફરકાવીને રાજાએ સહકુટુંબ સાથે સાષ્ટાંગ દંડવત્ કર્યા. અને ધર્મવાદ આપે પૂરો કર્યો તેથી મને પૂરો સંતોષ થયો છે. તે પછી બીજા રાજાઓ દેશ દેશના આવેલા હતા તે તથા સર્વે આચાર્યો-પંડિતો અને સભાસદો પણ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને અભિનંદન આપવા લાગ્યા. અને ભક્તિ માર્ગનો વિજયઘોષ સાંભળીને શહેરની પ્રજા વાદવિવાદ પૂરો થયો જાણી હજારો લોકો દરબાર તરફ જોવાને આવ્યા.

તે પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ દિગ્વિજય કર્યો તેથી કનકાભિષેક કરાવવાની કૃષ્ણદેવ રાજાને ઇચ્છા થઇ. અને

ત્યાં રાજ્ય દરબારમાં એક મોટો કેળનો મંડપ બાંધ્યો તેમાં શ્રી મહાપ્રભુજીને પધરાવ્યા અને તમામ સભાસદો વચ્ચે શ્રી મહાપ્રભુજીના સેવકો કહેવા લાગ્યા કે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ માયાવાદને ખંડન કર્યો છે, અને ભક્તિ માર્ગને સ્થાપન કર્યો છે. માટે કોઇને કંઇ વાતની શંકા પૂછવાની રહી ગઇ હોય તો તેને યોગ્ય ઉત્તર આપવામાં આવશે, અગર તો કોઇ કઠોર વચન કહેવામાં આવ્યું હોય તો તેની ક્ષમા માગીએ છીએ. ત્યારે સભામાંથી એકી અવાજે સભાજનો બોલી ઉઠયા કે શ્રી આચાર્યજી મહાપ્રભુએ ભક્તિ માર્ગ સ્થાપન કર્યો જેથી એમની જય થાઓ, જય થાઓ આવા પ્રચંડ શબ્દો નીકળ્યા એટલે કૃષ્ણદેવ રાજાએ કનકાભિષેક કરાવવાની તૈયારી કરી અને સોનાના પાત્રમાં આપશ્રીને પધરાવ્યા ને રાજાના પુરોહિત એટલે ગોરે શ્રી મસ્તકમાં કુમકુમનું તિલક કર્યું અને અક્ષત ચંદન લગાવ્યું ને પૂજા કરી સોનાના જળથી સ્નાન કરાવ્યું, તે સોનાનાં પાત્રો સ્નાવત જાણી બ્રાહ્મણોને આપી દીધાં અને સુવર્ણના થાળમાં સોના મહોરો ભરીને કૃષ્ણદેવ રાજાએ શ્રી મહાપ્રભુજીના જમણા શ્રી હસ્તમાં ભેટ આપી. એટલે તેમાંથી સાત જે દૈવી સંપત્તિની હતી તે પોતાના શ્રી હસ્તથી લઇ લીધી તે મહોરોનાં શ્રી નાથજીના ચર્ણાર્બિંદનાં નેપુર કરાવ્યાં તે નેપુર આજદિન સુધી પોતે પહેરે છે. હવે બાકીની જે મહોરો હતી તે બ્રાહ્મણોને લુંટાવી દીધી, કારણ કે રાજ્યનું દ્રવ્ય પોતે અંગીકાર કરતા નહોતા, કારણકે રાજ્ય દ્રવ્યમાં અનેક પ્રકારના અનર્થો હોય છે. પોતાના સેવકો જે દૈવીજીવો હોય તેનુંજ દ્રવ્ય અંગીકાર કરતા હતા. ત્યાર પછી તમામ આચાર્યો અને પંડિતોએ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને અખંડ ભૂમંડલાચાર્યની પદવી આપી પ્રણામ કર્યા. તે પછી કૃષ્ણદેવ રાજાને પોતાના તમામ સહકુટુંબ સાથે બ્રહ્મસંબંધ કરાવ્યું. અને તે પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજીને ડંકા નિશાન સાથે વાજતે ગાજતે કૃષ્ણ દેવ રાજાએ પોતાના આશ્રમમાં પધરાવ્યા.

હવે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ રતી નામ સ્નેહ માર્ગ અથવા ભક્તિ માર્ગ પ્રગટ કર્યો તે વિષે રસીક જન એટલે શ્રી હરરાયજી એક કીર્તન આશાવરી રાગમાં કહે છે.—

રતિ પથ પ્રગટ કરનકું પ્રગટે, કરૂણાનિધ શ્રી વલ્લભ ભૂતલ ॥ હુલસે સકલ દૈવી જનકે મન, સાધન બિન હમ પાવંગે ફલ ॥૧॥ માયા મતકો તિમિર નસાયો, પંથ દિખાયો બેદ બચન બલ ॥ યહ મારગ જો દ્રઢ તીનકો હરી, મેલત સુખમેં પત્ર કુસુમ જલ ॥૨॥ સીંચત બચન સુધાકર સેવક, મારગ રીપુ દાહે બચનાનલ ॥ સેવા રસ સાગર પ્રગટાયો, બચન અનલ તે અતીશય શીતલ ॥૩॥ ઉપજત તાપ છીનીક સાનિંધમેં, દેત બિરહ આનંદ રસ કેવલ ॥ દેખો સંત બિચારે ચારૂ ચિત યહ ગોકુલપતિ હૈ યહ નિશ્ચલ ॥૪॥ દૈવર્ણોદિક દોષ નિવારે સુધે કિએ કાલ કલિકે ખલ ॥ રસીક ભજત નિત્ય શ્રી બલ્લભ પદ તે બઢ ભાગ્ય સદા મન નિર્મલ ॥ ૫ ॥







श्री गोसांईजी परमदयाळ उपनाम श्री विठ्ठलनाथजीनुं दैवी जीवोना उद्धार अर्थे चर्णाटमां प्रागट्य सं० १५७२ मागसर वदी ९ तथा सातें बाळकोनो ग्रुप.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કાશીના સ્વજ્ઞાતિના મધુ-મંગળ નામના બ્રાહ્મણની કન્યા મહાલક્ષ્મી સાથે લગ્ન કર્યું હતું. તેનાથી સંવત ૧૫૬૭ ના આસો વદ ૧૨ ને દિવસે પ્રથમ પુત્ર શ્રીગોપીનાથજીનું પ્રાકટ્ય થયું. તે શ્રીબળદેવજીનો અવતાર હતા. તેમને એક શ્રીપુરુષોત્તમ

# પ્રસંગ ૩ જો.

## શ્રી ગોસાઇજી પર્મદયાળ બીજું નામ શ્રી વિઠ્ઠલનાથજીના પ્રાગટ્ય વિષે.

૧. શ્રી આચાર્યજી મહાપ્રભુએ બે વહુજી સાથે લગ્ન કર્યાં હતાં. તેમાં મોટાં શ્રી અંકાજી તથા બીજા શ્રી મહાલક્ષ્મી વહુજી. તેમાં શ્રી અંકાજીના શ્રી ગોપીનાથજી તથા શ્રી ગોસાઇજી બન્ને પુત્રો. તેમાં મોટા શ્રી ગોપીનાથજી તેમનું બીજું નામ શ્રી બળદેવજી તે શેષજીનો અવતાર છે. તેમનો જન્મ દિવસ સંવત ૧૫૮૭ના આસો વદી ૧૨ નો થયો. તેમને એક શ્રી પુરૂષોત્તમલાલજી થયા. આગલ વંશ ચાલ્યો નથી અને બે બેટીજી શ્રી લક્ષ્મી બેટીજી અને સતભામા બેટીજી થયાં. એ બંન્ને બેનોએ શ્રી નવનીત પ્રીયાજી હાલ જે નાથદ્વારમાં બિરાજે છે તેમની સેવા ઘણી સારી કરી છે. શ્રી નવનીત પ્રિયાજીને પતિ ભાવ તરીકે માનતાં તેમને બાલે વિધવા થયાની ખબરજ નહોતી. એવા પ્રભુ શ્રી નવનીત પ્રિયાજી ઉપર શુદ્ધ પ્રેમ હતો.

હવે શ્રી આચાર્યજી મહા પ્રભુજીના બીજા લાલ શ્રી ગુંસાઇજી–બીજું નામ શ્રી વિઠ્ઠલનાથજીનું પ્રાગટ્ય સંવત–૧૫૭૨ ના માગશર વદી ૯ વ્રજનો પોષ માસની નૌમીને દિવસે મધ્યાહ્ન સમયે કાશીની પેલી તરફ ચુનારગઢ અથવા બીજું નામ ચણાટમાં શ્રી અંકાંજીમાજીની કુખે અવતાર લીધો, તેથી શ્રી અંકાંજીને ઘણોજ આનંદ થયો તે વખતે દેવતાઓનાં દુંદુભિ વાગ્યા અને પૂષ્પોની વૃષ્ટિ કરી જયજયકારના ઉચ્ચારનો જય ઘોષ થયો તે વખતે દીઠી લીલાનું કીર્તન પોતાના સખા માણેકચંદજીએ ગાયું તે પદ.

રાગ આશાવરી.

પૌષ કૃષ્ણ નૌમીકો શુભ દિન પુત અંકાજી જાયોહો. ॥
નિજ જન સૂની સૂની અતિ આનંદિત હરખત કરત બધાયો

હો. ॥૨॥ નારદાદિક બ્રહ્માદિક હરખીત શુક મુનિ અતી સચૂપાયો હો. ॥ શ્રી ભાગવત વીવેચન કરકે ગુઢારથ પ્રગટાયો હો. ॥૨॥ કલીકે જીવ ઓધારણ કારણ દ્રીજ વપૂધર ભૂવ આયે હો. ॥ અતિ ઉદાર શ્રી લક્ષ્મણ નંદન દેત દાન મન ભાયો હો. ॥૩॥ કરત બેદધ્વની વિપ્ર મહા મુનિ જ્ઞાતી કર્મ કરવાયો હો. ॥ માણેકચંદ શ્રી બીઠુલ પ્રભુ કો બીંમલ બીંમલ જસ ગાયો હો. ॥૪॥

શ્રી ગોસાઇજી વેણુંજી અથવા શ્રી ચંદ્રાવલીજી લીલાનું સ્વરૂપ છે. જેથી આખા જગતમાં આનંદ ફેલાયો અને ગર્ગાચાર્ય મુનીએ જેમ શ્રી ઠાકોરજીની જન્મોત્રી જોઈ હતી, તેમ શ્રી વિઠ્ઠલનાથજીની જન્મોત્રી ગર્ગાચાર્યજીએ ફરી અવતાર લેઇને જોઇ તેથી સિદ્ધ થાય છે કે શ્રી કૃષ્ણ તથા શ્રી વિઠ્ઠલનાથજી એકજ સ્વરૂપે છે. એમને બે સ્રી હતાં. એકનું નામ શ્રી રૂક્ષમાણીવતી વહુજી અને બીજીનું નામ શ્રી પદ્માવતી વહુજી. એમને સાત લાલ અને ચાર બેટીજી હતાં. પ્રથમ પુત્ર (૧) શ્રી ગીરધરજી, (૨) શ્રી ગોવીંદજી, (૩) શ્રી બાલકૃષ્ણજી, (૪) શ્રી ગોકુલનાથજીનું બીજું નામ શ્રી વલ્લભજી તે મહા પ્રતાપી બાળક થયા. જેને માળાનો ધર્મ રાખ્યો. (૫) શ્રી રઘુનાથજી, (૬) શ્રી જદુનાથજી, (૭) શ્રી ઘનશાંમજી. મળી સાત બાળકો તથા ચાર બેટીજીનાં નામ પ્રથમ શ્રી (૧) શોભાબેટીજી, (૨) શ્રી યમુનાબેટી, (૩) શ્રી કમળાબેટીજી, (૪) શ્રી દેવકીબેટીજી.

હવે શ્રી ગોસાઇજીનું સ્વરૂપ મેઘશ્યામ એટલે વાદળના રંગ જેવું એટલે કાળું નહિં ને ગોરૂ પણ નહિ. એનું નામ મેઘશ્યામ એટલે શ્રી કૃષ્ણ ભગવાનના સ્વરૂપ જેવું. હવે શ્રી વૃંદાવનના ચંદ જે શ્રી ઠાકોરજી, શ્રી કૃષ્ણ તેજ શ્રી વિઠ્ઠલનાથજીના સ્વરૂપથી પ્રગટ થયા અને જે માગસર માસમાં આપનું પ્રાગટય એટલે તે વૃજનો પોષ માસ તે ઉત્તમ ભગવદ માસ કહેવાય છે. કારણ કે વ્રજની ગોપિકાઓ આ માસમાં કાત્યાયની વૃતચર્યા ધારણ કરે છે, અને સૂર્ય ઉદય પહેલાં ઉઠીને શ્રી યમુનાજીમાં સ્નાન કરે છે. તેથી ઉત્તમ માસ ગણાય

છે. વળી પોષ માસ એટલે પુષ્ટિના સ્વરૂપથી પ્રગટ થયા એટલે પુષ્ટિ માર્ગનું પોષણ કરવાને સારૂ આપશ્રીનું પ્રાગટય છે. કારણ કે પુષ્ટિ માર્ગમાં **पोषणं–तदनुग्रहः** એટલે પ્રભુની કૃપા એજ પોષણ–અને કૃપાથીજ ભાવ પુષ્ટિ થાય છે. અને મધ્યાન્હ સમયનો આપશ્રીનો જન્મ એટલે જેમ સૂર્ય માથા ઉપર પ્રકાશે છે, તેમ શ્રી વિઠ્ઠલનાથજી પણ સર્વ આચાર્યોના શીરોમણી અથવા શીર-પર બિરાજમાન થશે. અને પોતાના ભક્તોના હૃદયનો તિમિર જે અંધારૂં નાશ કરી પ્રકાશમાન કરશે. હવે અહીં શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ આ પુષ્ટિ એટલે અનુગ્રહ અથવા તો ભક્તિમાર્ગ અથવા સેવામાર્ગ પ્રગટ કર્યો અને શ્રી ગોંસાઇજીએ તેનો પ્રકાશ કર્યો. એટલે પુષ્ટી માર્ગની સેવાનો વિસ્તાર કરી પ્રભુને અનેક તરેહથી લાડ લડાવી સેવાનો વૈભવ વધાર્યો. એમનું બીજું નામ શ્રી વિઠ્ઠલ-નાથજી એ શબ્દનો અર્થ અંધકાર રૂપી અજ્ઞાનતાને નાશ કર-નાર એવો અર્થ થાય છે. અર્થાત્ ભક્તોનું અજ્ઞાન દૂર કરવાને ઉત્તમ નામ છે. શ્રીનામ રત્ન સ્તોત્રમાં કહ્યું છે કે—**स्वपक्षे रक्षणे भक्तरक्षकृद्दक्षः** એટલે પોતાના દૈવી જીવોની પક્ષ અર્થાત્ ભક્તોની રક્ષા કરવામાં અતિ ચતુર શિરોમણી છે.

હવે એમનું ત્રીજું નામ શ્રી ગોસાઇજી પર્મદયાળ એવું નામ કેમ આપ્યું. અને બીજુ નામ ન આપ્યું, તેના જવાબમાં કહે છે કે દયાળુ તો સઘળા વલ્લભ કુલ છે. પરંતુ પરમ દયાળુ એ વીશેષ વાચક છે. ત્યારે અહીં કહે છે કે અતિ કૃપાળુ એ વિશેષણ શ્રી ગોસાઇજીને શોભે છે. કારણ કે આપશ્રીએ સતો-ગુણ રજોગુણ અને તમોગુણ એ ત્રણે પ્રકૃતિ યુક્ત જીવો ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ ગુણવાળાં પશુ, પક્ષી, ચાન્ડાલ, સ્ત્રી, શૌદ્ર એ જાતિનો વેદમાં ઉદ્ધાર નથી. છતાં આપે પરમ દયા કરી જેની દયાનો પાર નહિ એવા શ્રી ગોસાઇજી પરમ દયાળ પ્રભુએ આ જીવોને શરણે લીધા છે. કારણકે આ જીવો દૈવી સંપત્તિના હતા. પરંતુ નીચ કર્મોનો આશ્રય કરીને નીચ વૃત્તિને પ્રાપ્ત થયા. અર્થાત્ અધોગતિ એટલે ખોટી ગતિને પ્રાપ્ત થયા હતા.

તેમનો આપે ઉદ્ધાર કર્યો, તેથી પરમદયાળ કહેવાય. તેમ શ્રી આચાર્યજી મહા પ્રભુજી સર્વ સામર્થ્યવાન છતાં ફકત નિર્ગુણ એટલે નિષ્કામ: જેવા ભકતો એટલે એકજ ગુણવાળા ચોરાશી વૈષ્ણવોને અંગીકાર કર્યા છે. અને શ્રી ગોસાઇજીએ તો કુળ અગર જાત જોઇ નથી. તેમ આ જીવ નિષ્કામ કે સકામ ભક્તિવાળો છે તે પણ જોયું નથી. તેથી ત્રણ ગુણ યુંક્ત પ્રકૃતિવાળા (૨૫૨) એટલે ચોરાશીને ત્રણે ગુણતાં બસોબાવન મુખ્ય ભગવદીયોને ગણી દયા કરી અંગીકાર કર્યો છે તેથી એમનું નામ **મહા પતિત પાવન** એટલે ગમે તેવો પતિત જીવ હોય તેને પણ પાવન કરવાવાળા છે, તેથી આપનું સુંદર નામ પ્રગટ થયું માટે અહીં છીત સ્વામીએ ગાયું છે કે—.

( રાગ સારંગ. )

શ્રી બીઠ્ઠલ ગીરીધરન-એક તેઇ એક તેઈ કછુ ન સદેહ. ॥

વળી સાતમા વલ્લભાખ્યાનમાં ગોપાલદાસજીએ ગાયું છે કે—

( રાગ પ્રભાતીયાનો )

રૂપ બેઉ એક ને ભિન્ન થઇ વિસ્તરે,
વિવિધ લીલા કરે ભજન સાર.

**અર્થઃ**—શ્રી ઠાકોરજી અને શ્રી ગોંસાઈ એકજ સ્વરૂપ છે, એમાં કંઇ સંદેહ નથી. જેવી રીતે સાત દિવસ ગીરીરાજને છત્રની પેઠે ધારણ કરીને ઇંદ્રરાજાએ કરેલી પ્રલયની સાત દિવસની મુશળધારા વૃષ્ટિનું નિવારણ કર્યું અને વૃજવાસીઓ, ગાય, ગોપી, ગોપનું રક્ષણ કર્યું અને ઇંદ્રરાજાનો મોટો અપરાધ છતાં તેનો દોષ ગણ્યો નહિ અને ઉલટી જળની ઝારી ભરીને જેમ પ્રભુને આરોગાવે તેવી સેવા માની લીધી તેવીજ રીતે શ્રી ગોસાઈજીના અધિકારી કૃષ્ણદાસજીએ છ માસ સુધી શ્રી નાથજીની સેવા બંધ કરી ત્યારે કૃષ્ણદાસને વૃજવાસીઓએ અધિકારમાંથી દૂર કર્યે, એટલે શ્રી ગોસાઇજીએ શ્રી નાથજીની રાજભોગ આરતી કર્યા પછી, તેજ કૃષ્ણદાસ અધિકારી વિના પોતે ભોજન

કર્યું નહિ. આવી કૃપા પ્રભુ વિના અન્ય બીજો કોણ કરવાને સમર્થ છે. સમજો કે શ્રી નાથજીની સેવા છોડાવી એ મોટો અપરાધ કર્યો છતાં આપ એમના વગર ભોજનની હઠ કરી. અને આપે કહ્યું કે મેરે કૃષ્ણદાસકું બોલાવો તોજ મેં ભોજન કરૂંગો. માટે કૃષ્ણ અને શ્રી વિઠ્ઠલનાથજી એકજ સ્વરૂપ છે, પરંતુ ભક્તોના ભાવ વડે કરીને જુદાંજુદાં સ્વરૂપ ધારણ કરી અનેક પ્રકારની લીલાઓનો વિસ્તાર કરે છે માટે ભગવદી જનોએ ગાયું છે કેઃ—

( રાગ સારંગ. )

ભઇ ન કબહુ જેશી અબ નિધ્ર પાઈ ॥

એટલે આગળ ન થયા અને ન થશે, એવી નિધિ એટલે શ્રી ગોસાઈજી પોતાના દૈવી જીવો સારૂ પ્રગટ નિધિ પ્રાપ્ત થઇ છે, તેમ તેમના વંશજો પણ હાલ વિદ્યમાન આનંદ આપી રહ્યા છે. તે વિષે એક નારાયણદાસ ભગવદી પાંચ ટુકનું પદ કહે છે.

(રાગ આશાવરી)

શ્રીમદ્ વલ્લભ કે ઘર પ્રભુ જો ઈર અવતાર ન ધરતે હો ॥ તો હમ સરીખે મૂઢ પતીત જન કહો કૈસે નીસ્તરતે હો ॥૧॥ બીન પાએ બ્રજપતી પદ પંકજ કહાકી સેવા કરતે હો ॥ શ્રીગીરીધરણ રાધીકા વર બીના રસના કહા ઉચરતે હો ॥૨॥ શીવ સુરેશ દીન મણી ગણેશકે હોય કનોડે ડેરત હો ॥ અતી આતુર પૂન અર્ક તૂલ્યશે સબનકે પાય ન પરતે હો ॥૩॥ જબ હમ હૂં લોગનકી નાઇ ઘરઘર ભટકત ફીરતે હો. ॥ કર્મ યોગ્ય પૂન્ય જ્ઞાન ઉપાસન ઇનહીમે પચી મરતે હો. ॥ કહા ભયો નીજ બીરદ જાનકે પતીત જાન ઉધરતે હો. ॥ રૂચીર રૂપ બલદાસ નારાયણ ત્રીશીત નયન કયોં ઠરતે હો. ॥૫॥



# પ્રસંગ ૪ થો.

## પ્રથમ આ જીવને ગુરૂ કરવાની ખાસ જરૂર છે

પ્રથમ જીવને ગુરૂ કરવા તે નીસરણી (સીડી) પગથીયા અથવા નૌકા રૂપ ગુરૂ છે. ગુરૂ વિના મનુષ્ય માત્રને જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ભગવાનને મેળવવા વાળા ગુરૂજ છે. ગુરૂ સર્વસ્વ ધન છે. ગુરૂ એજ ઇશ્વરરૂપ છે. એક દોહરામાં કહ્યું છે કે—

**गुरु गोविंद दोनुं खडे किनकुं लागुं पाय ।**
**बलहारी श्री गुरुदेवकी जीन गोविंद दिये बताय: ॥**

માટે ગુરૂ કૃપા કરીને ભગવાનનું ઓળખાણ કરાવે છે અને અનેક જન્મથી ભગવાનથી છુટા પડેલા જીવને તેનો સંબંધ જોડી આપે છે. માટે કહ્યું છે કેઃ—

**हरौरुष्टेगुरुस्त्राता-गुरौरुष्टेनकश्चन:**

પ્રભુ અપ્રસન્ન હોય તો ગુરૂ રક્ષા કરે છે. અને ગુરૂ અપ્રસન્ન હોય તો કોઇ રક્ષા કરવાને સામર્થ્યવાન નથી. તેથી શાસ્ત્રમાં ગુરૂને મોટા બતાવ્યા છે. માટે ગુરૂથી હીનયુક્ત રહેવું જેથી પ્રથમ ગુરૂ પાસેથી દીક્ષા એટલે બ્રહ્મસંબંધ લેવું. ગુરૂ કરતાં પહેલાં ગુરૂની સઘળી ક્રિયા ચેષ્ટાઓ એટલે રીતભાત તથા ધર્મ શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે નિપૂણ છે કે નહિં તે પ્રથમ તપાસવાની સેવકને ખાસ જરૂર છે. કારણ કે ગુરૂ કર્યા પછી જો એમની કોઇ પણ પ્રકારની ચેષ્ટાઓ જોવાનો સેવક એટલે દાસનો અધિકાર નથી અને ચેષ્ટાઓ જુએ તો પાતકી થાય છે. માટે અહીં દયારામભાઇએ કહ્યું છે કેઃ—

ગુરૂનું વચન સુખ ધામ-કૃતિ પ્રતિ નિત્ય કરીએ ॥

માટે ગુરૂના દોષ નહિ જોતાં ગુરૂ જે વચન કહે તે વચન સત્ય માનવું. અને ગુરૂ કહે તે કરવું, ગુરૂ કરે તે ન કરવું. કારણ કે ગુરૂ સર્વ સામર્થ્યવાન હોય છે. એટલે તે ચહાય તે કરવાને

સમર્થ છે. માટે ગુરૂના વચન તીરથ સમાન હોય છે. ગુરૂના વચન ઉપર વિશ્વાસ રાખીએ તો ગુરૂ ઉપર શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થાય તો ભગવાન સાથે સાચો સંબંધ જોડાય છે.

હવે અહીં બ્રહ્મસંબંધ એટલે શ્રી ભગવાનમાં પોતાના આત્મા સાથેની સર્વ વસ્તુ પ્રભુ વિષે અર્પણ કરવી એનું નામ બ્રહ્મ સંમંધ કહેવાય. જેવી રીતે સ્ત્રીનો વિવાહ પતી સાથે થાય છે ત્યારે તે સ્ત્રી પોતાના મનમાં એમ સમજે છે કે ફલાણા પુરૂષ સાથે મારો સંબંધ જોડાયો. એટલે આજથી તે મારો સ્વામી થઇ ચૂક્યો. તે વિષે શ્રી આચાર્યજી મહાપ્રભુજી સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથમાં આજ્ઞા કરે છે તે શ્લોક

**ब्रंह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः**

**सर्व दोषनिवृता ही दोषा पंचविधा स्मृताः**

જ્યારે આ દેહથી આત્માનો બ્રહ્મ સાથે અર્થાત્ ભગવાન સાથે સંબંધ થાય છે ત્યારે પાછગનાં જે કંઈ પાપ કર્મ કરેલાં હોય તે રૂના ઢગલાની માફક સર્વે બળીને ભસ્મ થઇ જાય છે. પછી તેનો દેહ શુદ્ધ નવીન એટલે **त्नुंनवत्यमेतावताः** તેનો દેહ નવા અવતારની માફક બને છે. નિર્લેપ જેને કંઇ વાતનો લેપ નહિ તેવો બને છે. અને તે જીવે બ્રહ્મસંબંધ કર્યા પછી જે કંઇ પોતાના આત્મા વડે પાપ કર્મ કરે છે તે ભોગવવાં પડે છે. વળી જીવમાં દોષોની એટલે પાપની તો ગણનાજ નથી. અસંખ્ય એટલે ડગલે ડગલે દોષો બને છે પરંતુ તેમાંથી મોટા **पंचविधा स्मृता** એટલે મુખ્ય પાંચ દોષથી બચવું જોઇએ. કારણ કે તે પાંચ દોષ એવા દુષ્ટ છે કે ભગવાનની ભક્તિ અને સેવામાં અંતરાય એટલે વિઘ્ન રૂપ થઇ પડે છે. તે દોષનું નામ પ્રથમ ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ મોહ, ૫ મદ-મત્સરતા. આ પાંચ પ્રકારના અતિ દુષ્ટ અવિદ્યાભર્યા દોષો ભગવાનની ભક્તિમાં અંતરાય કરનાર એટલે ભૂલાવવા વાળા છે. તે દરેકનું પૃથક્ પૃથક્ વર્ણન પાંચમા પ્રસંગમાં એટલે બ્રહ્મસંબંધના રહસ્યમાં આવશે. અને

જ્યારે માયા મોહમાં પડેલા જીવનું બ્રહ્મસંબંધ શ્રી ભગવાન સાથે થાય છે ત્યારે સૂર્યની પુત્રી કલીન્દની એટલે શ્રી યમુનાજી ઘણાંજ પ્રસન્ન થાય છે અને શ્રી ઠાકોરજીને જણાવે છે કે આજ આપણે, એક જીવ માયામાં પડેલો તે આપણે શરણે આવે છે. જેથી શ્રી યમુનાજી ઘણાજ હરખાય છે.

(રાગ રામકલી.)

બ્રહ્મ સંબંધ જબ હોત યા જીવકો, તબ હી ઉનકી ભૂજા વાંમ ફરકે ॥ દોર કર સોર કર જાય પીય સો કહે અત હી આનંદ મનમેં જૂ હરખે ॥૧॥

માટે પ્રથમ જીવને બ્રહ્મ સંબંધ થવાથી સર્વ અધિકાર સેવા તથા ભક્તિ ઉપયોગી થાય છે. જેવી રીતે બ્રાહ્મણના બાળકને ઉપવિત એટલે જનોઇ વેદોકત રીતે સંસ્કાર કરવામાં આવે તો તે વેદાધ્યયન સંધ્યા, ગાયત્રી મંત્ર, તર્પણ વીગેરેનો અધિકારી થાય છે તેમ વૈષ્ણવનો અધિકાર બ્રહ્મસંબંધ થવાથી સેવા ઉપયોગી તે જીવ થાય છે.

# પ્રસંગ ૫ મો.

## હવે બ્રહ્મસંબધનું રહસ્ય તથા શ્રી આચાર્યજી મહાપ્રભુજીને શ્રી ઠાકોરજીએ અર્ધ રાત્રિ સમયે દૈવી જીવોને બ્રહ્મસંબંધની દીક્ષા આપવાને કરેલી આજ્ઞા તે વિષે.

દીક્ષા એટલે બ્રહ્મસંબંધ દરેક ધર્મોમાં આવશ્યક છે. આ દીક્ષાની પ્રથા ફકત આપણા ભારતવર્ષ એટલે હિંદુસ્થાનમાં છે તેમ નથી. પરંતુ જગતના સર્વ ધર્મોમાં છે. આપણા ગોસ્વામી બાળકો પણ તેમનાથી મોટા મહારાજ હોય તેમની પાસેથી પ્રથમ ઉપવિત્ ધારણ કરીને દીક્ષા લે છે અને પછીથી વૈષ્ણવોને બ્રહ્મસંબંધ કરાવે છે, તેમ ખ્રિસ્તી ધર્મમાં પણ એજ સ્થિતિ

છે કે જ્યાં સુધી નાના છોકરાને બેપ્ટીઝમ સંસ્કાર કરવામાં ન આવે ત્યાં સુધી તે ખ્રિસ્તી ધર્મ અનુસાર જીવન હેતુને સિદ્ધ કરી શકેજ નહિ. તેમ મુસ્લીમ એટલે મહમદ પેગંબરના ઇસ્લામ ધર્મમાં પણ બચ્ચાંને મુસલમાન કરી ધર્મમાં લેવામાં ન આવે ત્યાં સુધી તે નાપાક ગણાય છે. માટે આ દુનિઆ ઉપર ભાગ્યેજ કોઇ પણ એવો ધર્મ હશે કે અમુક પ્રકારનો વિધિ અથવા દીક્ષા રૂપ સંસ્કાર કરવા પડતા નહિં હોય. દીક્ષા અથવા સંસ્કારથી તેના તે સંપ્રદાય અનુસાર જીવન નિર્વાહ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. માટે વૈષ્ણવ ધર્મમાં પણ એજ પ્રમાણે વૈષ્ણવ તરીકે જીવન ગાળવા માટે પ્રથમ સંસ્કાર એટલે દીક્ષા એજ બ્રહ્મસંબંધ ગ્રહણ અવશ્ય કરવું જોઈએ. આ દીક્ષા ગૃહણ કરવાથી તે જીવને પોતાની સ્થિતિ શું છે તેનું ભાન થઇ આવે છે. એટલે તે સમજે છે કે હવે મને ભગવાનની પ્રાપ્તિ કેમ થાય અથવા તો કથા વાર્તા શ્રવણ કરવી, સત્સંગ કરવો, ભક્તિ સેવા ઇત્યાદિક વિષયનું સારૂં જ્ઞાન સ્ફુરે છે. જેને દિક્ષા એટલે બ્રહ્મસંબંધ લીધું નથી, તેનું કરેલું સર્વ નિરર્થક છે. જે માણસ દીક્ષા એટલે બ્રહ્મસંબંધ વિનાનો મરી જાય છે તે પશુ યોનીમાં જન્મ લે છે માટે દીક્ષા લીધેલા ઉપરજ શ્રી હરી પ્રસન્ન થાય છે. માટે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, તથા સ્ત્રીઓએ પણ ગુરૂનો આશ્રય કરવો જોઇએ.

## હવે બ્રહ્મસંબંધ લેવાનું તાત્પર્ય શું ? તે વિષે.

પુષ્ટિ સંપ્રદાયમાં બ્રહ્મસંબંધ કરવામાં આવે છે, તેને માટે ઘણા જનો કહે છે તે શા માટે લેવું ? અને બ્રહ્મસંબંધ એટલે શું ? તે વિષે ખુલાસો.

જીવને પ્રભુંપ્રાપ્તિમાં બે મોટા પ્રતિબંધ નડે છે. એક તો અહંતા બીજી મમતા. અને જ્યાં સુધી આ બે મહાન અપરાધોમાંથી જીવ બચવા પ્રયત્ન કરી બચે નહિ ત્યાં સુધી તે પ્રભુથી વિખુટોજ આ સંસારમાં ભમે છે. માટે દરેક જીવને બ્રહ્મસંબંધની આવશ્યકતા

છે. હવે બ્રહ્મસંબંધ એટલે શ્રી કૃષ્ણ તેની સાથેનો હું અંશ છું એટલે દાસ છું સેવક છું, પ્રભુ અંશી છે, સ્વામી છે, સેવ્ય છે. એ પ્રમાણેના સંબંધને જીવ પ્રભુને અવિદ્યાથી ભુલી ગયો છે. તેનું સ્મરણ એટલે યાદગીરી કરાવી આપનાર એનું નામ બ્રહ્મસંબંધ કહેવાય. તેમ હું પ્રભુનો છું, પ્રભુ મારા છે, આવી સાચી શિક્ષા આપનાર સંબંધનું નામ બ્રહ્મસંબંધ, અને જ્યારે શ્રી પ્રભુજીનો અનુગ્રહ એટલે કૃપા થાય છે ત્યારેજ આ દીક્ષા એટલે બ્રહ્મસંબંધ લેવાને જીવથી ભાગ્યવાન થવાય છે, અને જ્યારે સર્વ સ્થાવર જંગમ જગત પ્રભુનુંજ છે ને તે સઘળું પ્રભુને આધીન છે. તો પછી પ્રભુની ચીજોનો ઉપયોગ જીવ જ્યાં સુધી પોતાનો અપરાધ ગુરૂ દ્વારા ન કબુલે ત્યાં સુધી કેમ કરી શકે. જીવે તો વૈષ્ણવ બની પ્રભુની ચીજોને તેને અંગિકાર અર્થાત્ સમર્પીને પછીથીજ પોતાના ખાનપાનમાં લેવી જોઇએ. અને તેથી ભગવદીય વૈષ્ણવ થવા માટેજ બ્રહ્મસંબંધની પરમ આવશ્યક્તા એટલે જરૂર જણાય છે, એટલા માટે શ્રાવણ સુદી એકાદશીની મધ્ય રાત્રિએ સાક્ષાત્ ભગવાને પ્રગટ થઈને જે આજ્ઞા કરી તે શ્રાવણ માસ વૈષ્ણવ માસ કહેવાય છે. તેથી આ માસ શુદ્ધ પવિત્ર છે. હવે અર્ધ રાત્રિ સમયે શ્રી ઠાકોરજીએ પોતાના મુખ અવતારરૂપ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને આજ્ઞા કરી કે નીકુંજલીલામાંથી સાઠ લાખ દૈવી જીવો કંઇ અપરાધને લીધે વીછરેલા છે અર્થાત્ મારાથી જુદા પડયા છે. તેથી તે અધમ દશાને પ્રાપ્ત થયા છે, માટે તેમને તમારે શરણે લઇ બ્રહ્મસંબંધ કરાવો. અર્થાત્ મારો સંબંધ કરાવો. તે વખતે શ્રી મહાપ્રભુજી શ્રી ગોકુલમાં ગોવિંદ ઘાટ ઉપર બિરાજતા હતા. તે સમે આપને ચિન્તા થઇ કે જીવો તો મહા દુષ્ટ છે જેના દોષનો પાર નથી. તે જીવોને હું કેવી રીતે પ્રભુ સાથે બ્રહ્મસંબંધ કરાવું કારણ કે પ્રભુ તો નિર્દોષ છે અને જીવ તો સકલદોષ યુક્ત છે. જેમ અજવાળા સાથે અંધારાનો કેવી રીતે સંબંધ થઇ શકે ? ત્યારે ભગવાને ફરીથી બીજી વાર આજ્ઞા કરી કે—

પાંચ દોષ ન રહે તાહીકો-નિવેદન કરો જીહિસોં ॥

ત્યારે શ્રી મહાપ્રભુજીએ ભગવાનને ફરીથી વીનંતી કરી કે પાંચ દોષ તો શું પરંતુ જીવમાં અગણિત એટલે ગણાય નહીં તેટલા દોષ છે. ત્યારે ફરીથી ત્રીજી વાર ભગવાને છેલ્લી આજ્ઞા કરી કે જેને તમો શરણે લેશો તે જીવ ગમે તેવો પાપી હશે તોપણ હું અંગિકાર કરીશ. જેથી તેના સર્વ દોષ દૂર થશે. ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુ પ્રસન્ન થઇને પ્રથમ દામોદરદાસ હરસાંનીને બ્રહ્મસંબધ કરાવીને પછી બાકીના જીવોને બ્રહ્મસબંધ કરાવવા માંડયું, અને શરણે લીધા-હવે પાંચ પ્રકારના દોષ ભક્તિમાં બાધક છે તેના નાંમ, ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, મોહ, મદ-મત્સરતા તેમાં પ્રથમ કામના દોષનું વિવેચન સાંભળો.

(૧) **काम** એટલે વિષય આખા જગતમાં કામ દોષ મોટો છે. કામ જીત્યો તેણે બધું જીત્યું. શ્રી આચાર્યજી મહાપ્રભુજી સંન્યાસ નિર્ણય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે—**विषया क्रान्तदेहानां नावेशः सर्वथा हरेः** જેના હ્રદયમાં કામ રૂપી વિષયની આક્રાન્તિ એટલે વિષયનો આવેશ રાત દિવસ રહ્યા કરે છે તેના હ્દયમાં ભગવાનનો આવેશ એટલે વાસ સર્વથા થતો નથી. કારણ કે કામ કરતાં કામાવેષે વધારે દુષ્ટ હોય છે. શાથી જે કામાવેશના ધ્યાનમાં જીવ તત્પર રહે છે, તેથી ભગવાન તેનાથી દૂર રહે છે. જેવી રીતે આપણું ઘર લીંપી ગુંપી શુદ્ધ કર્યું હોય તો જેમ પવિત્ર માણસો આવીને પ્રસન્નતા પૂર્વક બેસે છે, તેમ આપણું હ્રદય શુદ્ધ પવિત્ર હોય તો પ્રભુ તેના હ્રદયમાં બિરાજે છે. વળી કામને મહાદેવજી બાળી ભસ્મ કરીને પી ગયા છે, પરંતુ તે પીતાં પીતાં તેનો એક છાંટો ધરતી ઉપર પડવાથી આખા જગત માત્રમાં કામ વ્યાપી રહ્યો છે, નહિ તો આખા જગતને કામાવેશમાં પ્રલય કરી નાખત. વળી કામાવેશનો અર્થ એવો છે કે વિષયાદિકના સાધનમાં તત્પર રહેવું. તેમ દેહથી વિષય સિદ્ધ ન થાય તો અનેક પ્રકારના ખરા ખોટા વિચારો જેવા કે વિષય સુખને અર્થે સારૂં સારૂં ખાન પાન તથા સારાં સારાં કપડાં પહેરવાં, પરસ્ત્રીને

ભજવાનો વિચાર, તે પ્રાપ્ત ન થાય તો દુઃખી થાય. એટલા માટે શામળભટ કવિએ કહ્યું છે કે—

> પરનારી શું પ્રીત ખશે તનમાં ક્ષય રોગ. ॥
> પરનારી શું પ્રીત હરી સેવા નવ સુજે. ॥૨॥

એટલે એનુંજ નામ આવેશ એટલે ચિંતવન અથવા ધ્યાન કહેવાય, તેવા આવેશવાળાના હૃદયમાં ભગવાન સર્વથા ન બિરાજે, માટે કામ કરતાં કામાવેશના વિકારો વધારે છે.

(૨) **क्रोध.** એ ચાન્ડાલનું સ્વરૂપ છે. જ્યાં ક્રોધ હોય ત્યાં ભગવદ્ ધર્મ તથા ભગવાન ન બિરાજે. જેના હૃદયમાં વાત-વાતમાં ક્રોધાવેશ આવે છે તે અપવિત્ર રહે છે. જેવી રીતે ચાન્ડાલના સ્પર્શથી જેમ સચૈલ સ્નાન એટલે કપડાં બોળીને નાહવું પડે છે, તેમ ક્રોધ થવાથી કરવું પડે છે. અથવા તો હાથ પગ ધોઇને સોળ કોગળા કરી પ્રભુનું પ્રસાદી ચર્ણામૃત લઇને શુદ્ધ થઇ મનમાં શાન્તિ થાય ત્યારે ક્રોધાવેશ છુટે છે. અને કદાપિ ક્રોધાવેશમા દેહ છૂટે તો **तामसानां अधोगतिः** એટલે નરકમાં પડે છે એટલે જેને તામસ એટલે ક્રોધ હૃદયમાં ચાલ-તોજ રહે છે તે જીવ અધોગતિ એટલે ખોટી ગતિને પ્રાપ્ત થાય છે, તેમ કોઇ ઉપર વિના કારણે ક્રોધથી ઇર્ષા કરીને તેની ભક્તિ તથા ભગવદ્ સેવ, ભગવદ્ કથા, કિર્તન, આદિ ઉત્તમ કાર્યમાં વિઘ્ન એટલે પ્રતિબંધ કરીને છોડાવે તો તે જીવ સાઠ હજાર વર્ષ સુધી કુંભીપાકના નર્કમાં કીડાનો જન્મ લઇ અને કોઇને ક્રોધ કરી શસ્ત્ર એટલે હથીયારથી મારે અથવા પાણીમાં ડુબાવે કે કોઇનું ઘર બાળી દે તો તે સર્પ યોનિમાં જન્મ લે છે પછી સુકર એટલે ભૂંડ કુકર એટલે મરઘડું થઇ પછી શ્વાન એટલે કુતરાનો જન્મ લઇ ભટકી મરે છે. માટે જેના હૃદયમાં ક્રોધા-વેશ ચાલતો રહે છે તેના હૃદયમાં ભગવાન સર્વથા વાસ કરતા નથી, માટે સર્વ ધર્મમાં ક્રોધ મહા બાધક છે, માટે તે ક્રોધના નિવારણના ઉપાયમાં રહેવું.

(૩) **लोभ** સંતોષ નહિ તેનું નામ લોભ. એટલા સારૂ

ગીતાજીના અધ્યાય ત્રીજા પાને (૫૪) માં ભગવાન અર્જુન પ્રતિ કહે છે તે શ્લોક-

**धूमेनाव्रीयते वह्निर्यथादर्शो मलेन च ।**
**यथोल्बे नावृतो गर्भस्तथा तेनेदमावृतमः ॥**

જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાએલો હોય છે, મેલથી જેમ દર્પણ ઢંકાયલું હોય છે અને ઓરથી ગર્ભ ઢંકાએલો હોય છે, તેમ તૃષ્ણા એટલે લોભે કરીને આખા જગતને અથવા જ્ઞાનને ઢાંકી દીધેલું છે. તે વિષે એક દોહરો કહે છે-

મન મર્યો ન માયા મરી, મર મર ગએ શરીર ॥
આશા તૃષ્ણા ના મરી, કહી ગયે દાસ રઘુવીર ॥

એટલે જેના હૃદયમાં લોભની લાલસાનો આવેશ રાત દિવસ રહ્યાજ કરે છે તેના હૃદયમાં ભગવાન બિરાજતા નથી. લોભથી આખો દિવસ પૈસા જોડવામાં તત્પર રહે કે મારૂં ભરણપોષણ કેમ થશે, તેમ મારા કુટુંબીઓ, સ્ત્રી પુત્રાદિકનું પોષણ કેમ થશે, અષ્ટપહોર લોભમાં મચ્યો રહે, આજ તો કંઈ કમાયા નહિં, મારો દાવ માર્યો ગયો અથવા દ્રવ્યાદિકને લીધે આપઘાત કરે, ચોરી કરે, દ્રવ્યને સર્વસ્વ પદાર્થ માને, એવા લોભીના હૃદયમાં ભગવાન ન બિરાજે. વળી ધનને મેળવવા સારૂ ધનની આખો દિવસ વાતો કરે. પોતાનો ધર્મ વૈષ્ણવ ધર્મ ધનને લીધે બતાવે. અનેક ચતુરાઈની વાતો કરે, સિદ્ધાન્ત બતાવે. અષ્ટપહોર ધનમાં મન રાખે, એવા લોભીષ્ટના હૃદયમાં ભગવાન સર્વથા ન બિરાજે. તે ઉપર એક લોભીષ્ટ વાણીયાનું દૃષ્ટાન્તઃ—

કોઇ એક ગામમાં એક વાણીઆ વેપારીની કાપડ તથા નેસ્તીની દુકાન હતી. ઘેરથી છોકરો પોતાના બાપને દુકાને જમવા સારૂ તેડવા ગયો કે બાપા જમવા ચાલો. તે વાણીયો પોતાને ઘેર જઇ કપડાં ઉતારી ખીંટીએ ભરાવી તુરત જમવા સારૂ બેસે છે એટલે તેની સ્ત્રીને યાદ આવ્યું કે આજ તમોએ રોટલા સ્નાન તો કર્યું નથી અને જમવાને કેવા બેસો છો ? ત્યારે તેણે

કહ્યું કે મને તો મારા વેપાર રોજગાર આગળ નહાવા ધોવાની કશી ખબર નથી. મારે તો દુકાને ઘરાક બેઠાં છે, તેમાં મારો જીવ છે. તું કહેતી હોય તો લાવ એક લોટો પાણી રેડી કાગડા સ્નાન કરી લઉં. સમજો કે આવા લોભીષ્ટના હૃદયમાં કહો-કે ભગવાન કયાંથી બિરાજે? અને આત્માનું પણ કલ્યાણ શી રીતે થાય? કેટલાએક એવા પણ હોય છે કે—

**પૈસો મારો પરમેશ્વર ને બૈરી મારી ગુરૂ. છૈયાં છોકરાં શાલીગ્રાંમ તો સેવા કોની કરૂં. ॥**

માટે લોભ કેવો રાખવો? કે યથા લાભ સંતોષ જેવો એટલે પ્રયત્ન કરતાં સહેજમાં પ્રાપ્ત થાય એનું નામ સંતોષ. જો યથા લાભ સંતોષ લોભ ન રાખીએ તો પછી ગૃહસ્થાશ્રમીનો ગૃહસ્થાશ્રમ ધર્મ કેમ ચાલે માટે સંતોષ રાખી કામ કરવું. તેમાં પ્રભુ પ્રસન્ન રહે છે, કહ્યું છે કે **સંતોષી નર સદા સુખી** તેને કોઈ દિવસ દુ:ખનું સ્વપ્ન પણ ન આવે.

(૪) **મોહ વિષે:**—માયા રૂપી મોહમાં તલ્લીન થવું એનું નામ મોહ. માયા ને સર્વસ્વ માને, જે છે તે માયામાંજ છે. માયાથીજ સર્વની ઉત્પત્તિ છે, ઇશ્વર જે ભગવાન તો કંઇ કરતાજ નથી. માયા એજ સાચી વસ્તુ છે. આવું અવળું સમજનાર માયાના મોહમાં ફસાય છે. માયાનો મોહ એટલે સ્ત્રી, પૂત્ર, ધન, દોલત આ મારૂં, આ તારૂં, આ મેં કર્યું હું ન હોત તો આ બધું કોણ કરત આવી રીતે માયાના મોહ વડે પોતાના માથે ગાડા તળેના કુતરાની માફક બધો ભાર ઉંચકી લેનાર મિથ્યા-ભિમાની અષ્ટપહોર માયાની જાળમાં ફસાય છે, તેવા મોહ માયાના ભરેલા જીવના હૃદયમાં ભગવાન સર્વથા ન બિરાજે, વળી કહ્યું છે કે.

**માયા મહા મસ્તાની રે જેને મોહયા ડાહ્યા ડાહ્યા**
**પહોંચેલાને પાડે પલકમાં છેલ્લી સીડીથી હેઠ. ॥**

માટે માયાથી મોટા મોટા દેવનાઓ જેવા કે શંકર ભીલડી ઉપર મોહયા, જેથી પારવતીજીએ હિમાલયમાં પોતાનો દેહ

ગાળ્યો, બ્રહ્માજી પોતાની પુત્રી સરસ્વતિ ઉપર મોહ્યા જેથી એમનું પૂંજન હાલ બંધ છે. ઇંદ્ર તથા ચંદ્રમા ગૌતમ રૂષિની સ્રી અહલ્યા ઉપર મોહ્યા, જેથી ગૌતમારૂષિએ શ્રાપ આપ્યો કે મારી સ્રી જે સતી અહલ્યા ઉપર ઇંદ્રરાજાએ ખોટી દૃષ્ટિ કરી માટે એના આખા શરીરે ભગ એટલે છિદ્ર કહેતાં કાંણાં પડયાં અને ચંદ્રમાએ ઇંદ્રને ખોટે રસ્તે લઇ જવામાં મદદ કરી તેથી ચંદ્રમામાં આજ સુધી આપણને કાળુ લાંન્છન જોવામાં આવે છે. અને સતી અહલ્યાને શ્રાપ આપ્યો કે તમો પત્થર થઇને જમીન ઉપર પડો. માટે મોહ થવાથી મોટામોટા દેવતાઓને કેટલું દુ:ખ વેઠવું પડયું છે ? તો પછી જીવ પામર જાત બિચારો શું હિસાબમાં છે ? અને જીવમાં તો શ્રીહરીની ઈચ્છા વગર ઘાસનું તરણું પણ તોડવાને સમર્થ નથી, માટે મોટા કરે તે આપણે નવ કરીએ. આપણે તો તેથી ડરીએ. પ્રભુ જ્યારે અનુગૃહ કરીને જીવને બચાવે ત્યારેજ બચે. માટે મોહમાંથી બચવાનો પ્રયત્ન કરવો. કદાપિ ભગવાનના ભકતોને જ્યારે માયામાં મોહ ઉત્પન્ન થાય છે, ત્યારે પ્રભુ તેમને મોહથી છોડાવે છે. સ્રી પુત્ર, દ્રવ્ય, ઘર, જ્યાં જ્યાં મોહ ઉત્પન્ન થાય ત્યાંથી છોડાવે છે. કહયું છે કે "સંસાર વૈરી કૃષ્ણ" સંસાર ત્યાં કૃષ્ણ નહિ ને કૃષ્ણ ત્યાં સંસાર નહિ. તે વિષે એક દ્રષ્ટાન્તઃ—

અજ્ઞાની બાળક જેમ સર્પને પોતાનું ખેલાણું એટલે રમકડું જાણીને પકડવાને દોડે છે, પરંતુ બાળકને ખબર નથી કે એ કાળ રૂપ છે, માટે મને કરડશે, તો પણ બાળક તો અજ્ઞાની છે, પરંતુ માતા પિતાનો પુત્રમાં સહેજ સ્નેહ છે, તેથી સર્પને પકડવા દેતાં નથી. અને સમજાવે છે કે એ તો આઉ છે, કરડી ખાય, જેથી તેની રક્ષા કરે છે. વળી વનમાં દાવાનળ અગ્નિ સળગ્યો હોય તેમાં પશુ, પક્ષી, જડ, ચૈતન્ય, સર્વ બળવા માંડે છે, તેને બચાવવા સારૂ એક મેઘ જે વરસાદની જરૂર છે. ભલે પૃથ્વી ઉપર સમુદ્ર, નદી, તલાવ, કુવા, વાવ ઇત્યાદિ ભર્યાં હોય પરંતુ તે વખતે તો દાવાનળ અગ્નિને મેઘ જે વરસાદ જલદાંન કરે તોજ

તે બચે, તેવીજ રીતે અહીં માયા સબંધી અહંમતા મમતા રૂપ દાવાનળમાં જીવ બળે છે અર્થાત્ માયામાં રચીપચી રહ્યો છે, તેને નીલ મેઘરૂપ શ્રી ગોવર્ધનનાથજી પોતાના આનંદરૂપ અનંત જલની વૃષ્ટિ જે પોતાની કૃપા કટાક્ષનું દાન કરે તોજ આ ભવસાગરમાં વહેતા જીવને સુખ પ્રાપ્ત થાય. બાકી બીજો ઉપાય નથી. એવીજ રીતે ભગવાન પોતાના જન જે દાસ છે તેમને મોહ માયામાં પડવા દેતા નથી. જેવી રીતે નારદજી જે ભગવાનના એકાંન્તીક ભક્તનું મન વ્યાહ કરવાનું એટલે પરણવાનું થયું, ત્યારે એક રાજાની કુંવરીએ સ્વયંવર રચ્યો હતો. ત્યાં સઘળા દેશ દેશના રાજાઓ ભેગા થયા ત્યાં કુંવરી જેની ઉપર પ્રસંન થઇ ને વરમાળા પહેરાવે તેની સાથે લગ્ન થશે. માટે નારદજી એ વિચાર્યું કે આ વખતે સુંદર સ્વરૂપ જો હોય તો રાજાની કુંવરી પરણી લાવું, માટે સૌથી સુંદર સ્વરૂપ તો શ્રી કૃષ્ણ ભગવાનનું છે. તે સ્વરૂપ લઉં તો મારૂં લગ્ન થાય. એટલે નારદજી ભગવાન પાસે ગયા. અને ભગવાને આદર સનમાન કરીને પૂછ્યું કે નારદજી શું આજ્ઞા છે? ત્યારે નારદજીએ કહ્યું કે હું તમારો છું, મારૂં ભલું થાય તેમ કરો. એટલે નારદજીના મનની વાત તો ભગવાન પહેલેથીજ જાણે છે. એટલે નારદજીએ ફરી કહ્યું કે તમારૂં સ્વરૂપ મને આપો તો હું રાજાની કુંવરી પરણી લાવું. ત્યારે પ્રભુ હસ્યા કે જાઓ નારદજી, તમારૂં ભલું થશે તેમ હું કરીશ. નારદજી માયાના મોહમાં ભ્રમિત થવાથી ભગવાનનાં વ્યંગ એટલે મશ્કરીનાં વચન કંઇ સમજ્યા નહિ. હવે જ્યાં પેલો સ્વયંવર રચ્યો હતો ત્યાં નારદજી હરખાતા હરખાતા ગયા. અને નારદજીને ભગવાને માંકડાનું સ્વરૂપ આપ્યું છે. તે નારદજી કામવશથી જાણે છે કે હું ભગવાનનું સ્વરૂપ લઇ આવ્યો છું. માટે વારંવાર જ્યાં પેલી કન્યા જાય તેની પછવાડી પછવાડી નારદજી પણ સામા જઇને પાસે બેસે. તે જોઇ તમામ સભા ખડખડ હસવા લાગી કે કેવું કદરૂપું બેડોળ વાંદરાનું વાંકુ મોઢું લઇને નારદજી

આવ્યા છે. પરંતુ નારદજીને મોહ પાસથી જ્ઞાન થતું નથી. પછી ભગવાન પોતે રાજાનું સ્વરૂપ ધરીને સભામાં પધાર્યા કે તુરત પેલી કન્યાએ વરમાળા ફુલની પહેરાવી અને તે કન્યાને ભગવાન લઇ ગયા. ત્યારે નારદજી નિરાશ થયા એટલે સભામાંથી કોઈએ કહ્યું કે નારદજી તમારૂં મોઢું દર્પણમાં તો જુઓ; દર્પણમાં જુએ છે તો વાંદરાનું મોઢું ખરાબ આપ્યું છે. એટલે નારદજી ભગવાન ઉપર ક્રોધાયમાન થયા કે શું જગતમાં મારી મશ્કરી કરાવી. પછી ભગવાને નારદજીને જ્ઞાન ઉપદેશ કરી સમજાવ્યા, ત્યારે જ્ઞાન થયું. સમજો કે નારદજી ભગવાનનું મન છે. છતાં માયાના મોહ પાશથી ભૂલ્યા તેનું કારણ એ છે કે નારદજી જ્યારે વનમાં તપશ્ચર્યા કરતા હતા. ત્યારે કામદેવ તપ ભંગ કરવા સારૂ ઇંદ્રની અપ્સરાઓ લઇને આવ્યો તો પણ તપથી ડગ્યા નથી. એટલે એમને મોહ થયો નહિ. ત્યારે નારદજીને અભિમાન થયું કે હું કામ ને કેવો જીત્યો છું. તે અભિમાન ભગવાનને ગમ્યું નહિ. તેથી રાજાની કન્યા દ્વારા અને માંકડાના રૂપ દ્વારા અભિમાન એટલે ગર્વ દૂર કરાવ્યો. જેથી મોહ છુટયો. માટે પ્રભુ તો પોતાના ભક્તને માયા મોહમાંથી બળાત્કારે છોડાવે છે. એવા પ્રભુ દયાળુ છે. જેની દયાનો પાર નથી. પ્રભુ પોતાનો જાણે તેને દંડ દે છે. પારકાને દંડ દેતા નથી. ઉલટા તેને સંસારનાં સુખો પ્રાપ્ત કરી આપે છે. એટલે તેનું અલૌકિક કાર્ય બગડે છે. અને પ્રભુથી તે જીવ વિમુખ થાય છે. વળી એક ભક્તરાજે ગાયું છે કે—

અંતર જામીનુ નથી અજાણ્યું મન માને તાં માલો ।
પુણ્ય પાપના બે રસ્તા છે જોઇ વીચારી ચાલો. ॥

એટલે ભગવાન દોષો જાણે છે, તો પણ પોતાની દયાળુતા એવી છે કે જીવ ઉપર જરૂર દયા કરે છે. અર્થાત્ જીવના દોષો સામું જોતા નથી. અજામીલ મહા પાપી હતો પણ તેના દોષ ન જોતાં નારાયણ નામથી વૈંકુઠ લોકમાં ગયો. ઝેર દેનારી મારી પુતના ને માતાનું સુખ અપ્યું. શીશુપાલે શ્રીકૃષ્ણ

ભગવાનની ઘણીજ નિંદા કરી તોપણ તેને ગતિ કહેતાં મુક્તિ આપી. ઇંદ્રે ગોવર્ધન લીલા સબંધી જળની વૃષ્ટિ મુશળધારે કરી અને વ્રજને બોળી નાંખ્યું, અને સામો દ્વેશ કર્યો, તો પણ ભગવાને તેની જળની ઝારીની સેવા માની લઇ અને પીઠ થાપી અને પ્રસંન્ન થઇ અપરાધ ક્ષમા કર્યો. અને દુષ્ટાચરણ વાળા જીવોનાં કૃત્યોની ક્ષમા કરી આપે તેમને તાર્યા એવી દયા પ્રભુ વિના અન્ય બીજો કોણ કરે ?

(૫) **मद्मत्सरता विषे:**—અભિમાનથી મદાંન્ધ એટલે મદોનમત્ત હાથીની પેઠે ધનમદથી આંધળો, જેથી કોઇને પણ ગણે નહિ, કે આ જગતમાં મારા સમાન બીજો કોણ છે. હું સર્વનો અન્નદાતા છું, મારૂં પાણી પાયું સઘળા પીએ છે. હું ન હોત તો તમો સર્વે શું કરવાના હતા ? હું ધારૂં તે કરૂં કહો તો ઇંદ્રનું ઇંદ્રાસન ડોલાવું, કોઇ લાખ ખરચે તો હું સવાલાખ ખરચું. પરાયું ખોટું વિચારે, મારો દાવ આવશે ત્યારે જોઇ લઇશ. કોઇ સારૂ પૂછે તો તેને વાંકો જવાબ દે, શીધે રસ્તે ચાલવાને બદલે અવળે રસ્તે ચાલે કોઇ ચોરી અન્યાય કરે તો તેનો પૂર્વપક્ષ કરે તેવા ક્રૂર ઘાતકી હ્રદયવાળાના હ્રદયમાં ભગવાન સર્વથા ન બિરાજે. અભિમન્યું ભગવાનનો ખાસ ભાણેજ હતો છતાં અભિમાન વડે ભગવાને છાણુના સાતમા કોઠામાં ભૂલ ખવડાવી માર્યો માટે ભકત હોય કે અભકત હોય પરંતુ જે અભિમાન કરે છે તે ભગવાનને પ્રસન્ન નથી, માટે મનમાંથી મદમત્સરતા એટલે અભિમાન દૂર કરી પ્રભુ શરણાગત રહેવું તો તેનું આ લોકમાં ને પરલોકમાં કલ્યાણ છે. હવે ઉપર બતાવ્યા પાંચ દોષ જેના હ્રદયમાં ન હોય તેના હ્રદયમાં ભગવાન જલદીથી નિશ્ચય બિરાજે છે. એમાં સંદેહ નથી.

હવે શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી ઠાકોરજીને વિનંતી કરે છે કે જ્યારે આવા બલીષ્ટ દોષ જીવમાં હોય ત્યારે હું કેવી રીતે બ્રહ્મસંબંધ કરાવું. ત્યારે શ્રી ઠાકોરજીએ આજ્ઞા કરી કે મારી ઇચ્છા છે, કે તમો સ્રી, શૌદ્રાદિકનો

જે શાસ્ત્રમાં ઉદ્ધાર નથી તેમ જે કોઇ જીવજાત હોય તેને તમારે શરણે લેશો તેને પવિત્ર જાણી હું અંગીકાર કરીશ, અને તેને છોડીશ નહિ, તેને મારા ચર્ણાર્બીંદમાં રાખીશ. આવી પ્રતિજ્ઞાપૂર્વક શ્રી ઠાકોરજીની આજ્ઞા થઇ ત્યારે શ્રી મહાપ્રભુજીએ પ્રથમ દૈવી જીવોને નામ આપ્યું. એ નામ મંત્ર "શ્રી કૃષ્ણ સરણં મમ" કાનદ્વારા શરણ મંત્ર સંભળાવ્યો. જેવી રીતે અમૃત પીનારને જેમ અભયદાન મળે છે તેમ સાત પ્રકારની ભક્તિનું પ્રથમ જીવને પ્રભુ તરફથી દાન મળ્યું. તે પછી આત્મ નિવેદન એટલે બ્રહ્મ-સંબંધ કરાવ્યું. એટલે પંચાક્ષરનો મંત્ર સુણાવ્યો કે તુરત નવધા ભક્તિનો જીવને અધિકાર થયો. અને તે નવે પ્રકારની ભક્તિ કોને કોને મળી છે તે આગળ ઉપર આવશે.

હવે પ્રથમ જીવને ગુરૂએ કૃપા કરી નામ મંત્ર આપ્યો તે પ્રથમ વિવાહ સગાઇ થઇ તેમ સમજવું, અને બ્રહ્મસંબંધ થયું એટલે લગ્ન થયાં અથવા પ્રભુ સાથે આપણો સાચો સંબંધ જોડાયો. ચર્ણાર્બીંદમાં તૂળશી સમર્પવાનો એવો હેતુ છે કે—હે પ્રભુ! આજથી હું આપનો થઇ ચુકયો. એટલે સ્ત્રી જેમ સમજે છે કે, આ મારો પતિ છે અને પતિ સમજે છે કે આ મારી સ્ત્રી છે, એવીજ રીતે સાચા સગા શ્રી પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ ભગવાન જોડે આ જીવને પરસ્પર પાણી ગ્રહણનો સંબંધ થયો. અને વચમાં પુરોહિત એટલે ગોર તરીકે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ શ્રીઠાકોરજીને કૃપા કરી ઓળખાવ્યા અને બંનેનો પરસ્પર સંબંધ જોડાવી આપ્યો. હવે બ્રહ્મસંબંધ થયા પછી વૈષ્ણુવોનું શું કર્તવ્ય છે તે સાંભળો. શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રી ગોસાંઇજીના વખતમાં જીવને બ્રહ્મસંબંધ થાય કે તુરત વૈષ્ણુવો આપશ્રીને પૂછતા કે હે પ્રભુ! હવે અમારે શું કરવાનું છે? ત્યારે આપશ્રી કૃપા કરીને આજ્ઞા કરતા હતા કે તમો શ્રી ઠાકોરજી, વસ્ત્રજી, માળાજી, પાદુકાજી, ચિત્રજી, પુસ્તકજી વગેરે પધરાવીને છોટી મોટી યથા શક્તિ જે બની આવે તે પ્રભુની સેવા ટેહેલ કરો. તથા ભગવદીય વૈષ્ણુવનો સત્સંગ કરો. એટલે વૈષ્ણુવોની ઇચ્છા મુજબ સ્વરૂપ

સેવા વગેરે પધરાવી આપતા. અને ગરીબ અવસ્થાને લીધે પોતાની પહેરવાની સાડીમાથી એક હાથ વસ્ત્ર ફાડીને તેનાં શ્રી ઠાકોરજીને સારૂ વાગા વસ્ત્ર કરતા અને યથા શક્તિ જે બની આવે તે ફળ ફૂલ, મિશ્રી વિગેરે સામગ્રી ભોગ ધરતા. તે ભોગ ધરીને પ્રસાદી વસ્તુથી પોતાનો નિર્વાહ કરતા, જેથી બુદ્ધિ નિર્મળ રહેતી અને શ્રી ઠાકોરજી એવા ભાવિક ભક્તોએ જેને તન, મન, ધન, અર્પણ કર્યું છે તેની સાથે બોલતા અને વાતો કરતા. અને આજકાલના ચાલુ જમાનામાં શ્રીમદ્ ગોસ્વામી બાળકો પાસેથી બ્રહ્મ સંબંધ લેવામાં આવે છે, તેમાં કંઈ ઘટ્યું નથી. એજ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના વંશજો વલ્લભદેવ ગુરૂ અને એજ વૈષ્ણવ અને તેજ બ્રહ્મસંબંધના પંચાક્ષરનો મંત્ર પરંતુ હવે તો નામ માત્રનુંજ એટલે રૂપૈયા અઢીને બે આનાની કિંમતનું બ્રહ્મસંબંધ થઇ ગયું છે. જે સાચી ભાવ ભક્તિ ગુરૂ પ્રત્યે હૃદયની હતી તે જતી રહી છે. એટલે બ્રહ્મસંબંધ લીધું કે તુરત ગંગા ગોળીનું પાણી પીધું. અને વાડીમાં ન્યાતની કડાઈની દાળ ખાધી અને વિશેષમાં એથી વધારે પવિત્ર થવા સારૂ વર્ણાશ્રમ ભેદ નહિ રાખતાં હોટલની ચા પીધી, અને વિલાયતમાં બનેલા ઘઉંના લોટના બિસ્કુટ ખાધાં એટલે ધર્મ તો નહિ પણ અધર્મનો બેડો પાર એજ બ્રહ્મ સંબંધ આજકાલના જમાનામાં ફળ રૂપ બતાવે છે. એટલે બુદ્ધિ સારી કયાંથી રહે જેથી ઉત્તમ કાર્ય સૂઝે. બાવળનાં બીજ વાવીએ ને આંબાની કેરીની આશા શી રીતે રાખી શકાય, માટે વાવે તેવુંજ લણે તે ઉપર આત્મ નિવેદનનું એક વિધવા ડોશીનું દૃષ્ટાન્ત.

એક વિધવા બાઇ હતી તેને એકનો એક છોકરો હતો તે એકાએક અચાનક માંદો થયો કે જેની એટલે સુધી સ્થિતિ પહોંચી કે તેને બચવું મુશકેલ થઇ પડયું. જેથી તેની ઘરડી માએ પોતાના છોકરાની બાધા આખડી રાખી અને છોકરાની પ્રદક્ષિણા કરીને બોલી કે હે અલ્લામીયા ! મેરા લડકાકું અચ્છા હોવેગા તો મેં તુમકું આભ જૈસી રોટીયાં ખીલાઉંગી. ખરેખર, આવી

જબરી બાધાથી ઇશ્વર ઇચ્છાથી છોકરાને આરામ થયો એટલે છોકરાએ ડોશીમાને કહ્યું કે તે દિવસ તું કહેતી હતી કે મેરા લડકાકું અચ્છા હોયગા તો આભ જેસી રોટીયાં ખીલાઉંગી પણ તું આભ જેસી ઠીંકરી (કલેડું) કાંસુ લાવેગી. એટલે ડોશીમાએ કહ્યું કે બેટા, મેં તો અલ્લામીયાકું ફોસલાતી થી એટલે ઠગતી હતી, એવીજ રીતે આપણે પણ આ ડોસીની માફક પ્રભુને ફોસલાવવાનીજ વાતો કરીએ છીએ. આપણે બ્રહ્મસંબંધ લીધું તે વખતે સર્વસ્વ અર્પણ કર્યું તોએ અહંમતા મમતા તો પૂરે-પૂરી રહી, આ કારણથી આપણને કોઈ પૂછે કે તમે બ્રહ્મસંબંધ લીધું એટલે તૂલશીજીને હાથમાં લઇ શાક્ષી રાખી ગુરૂદેવ સમક્ષ પ્રભુને સમર્પણ કર્યું, ત્યારે આપણે પણ એમજ કહેવું જોઇએ કે મેં પણ પ્રભુશ્રી ને તેમ ગુરૂદેવ ને તુળશીજી એ ત્રણને ઠગ્યા. ડોશીમા એ તો ફક્ત પરમેશ્વરનેજ ઠગ્યા પરંતુ પ્રભુ કયાં ભોળા છે, આપણું સમર્પણ ઠગપણાનું છે ત્યારે તેનું દાન પણ સામેનું તેવુંજ છે. શ્રી ગુરૂદેવ કંઇ છેતરાય તેમ નથી. તે પણ આપણી સાથે મનુષ્ય નાટય ખેલે છે. પોતાનું પૂર્ણ સામર્થ્ય કયારે બતાવે છે કે જેને શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ચર્ણાર્બીં-દની રજ મળી છે અર્થાત્ કૃપા પ્રાપ્ત થઇ છે, તેના સુખમાં કાંઇ બાકી રહેજ નહિ, પણ તે સુખ આપણને મળતું નથી. કારણ તે રજનું આપણને ભાન નથી. દેવતાઓ યુગોના યૂગો મથી મરે છે, તો પણ એ ચરણ રજની પ્રાપ્તિ થતી નથી. તે ચરણ રજ આપણને મળે છે. જેમકે ઢોર ચારનાર ગોવાળીઆના હાથમાં હીરો આવે તો તે ચળકતો પથરો જાણી ઢફાંની માફક ઉછાળે કે ઢોરને ગળે બાંધે, પણ તેથી એનું દરિદ્ર તો નજ જાય, તેમ પ્રભુશ્રી તો પાસેના પાસેજ છે, પણ આપણને તેનું ભાનજ નથી. તેના રહસ્યમાં આપણો સમાસ નથી. પછી દરિદ્ર આપણું શી રીતે દુર થાય ?

# પ્રસંગ ૬ ઠો.

## હવે અષ્ટાક્ષર મહામંત્ર શ્રી કૃષ્ણ શરણં મમ વિષે નિરૂપણ.

અષ્ટાક્ષર મહામંત્ર સકલ વેદશાસ્ત્રનો સાર છે. તે શ્રી કૃષ્ણ ભગવાનના મુખાર્વિંદમાંથી પ્રગટ થયો છે. એવો જે અલૌકિક મહામંત્ર ત્રિવિધ તાપને ટાળવાવાળો છે. અને મન વાંછિત ફળને આપનાર છે. આ મંત્ર આઠ અક્ષર વડે કરીને શ્રી વિઠ્ઠલનાથજી પ્રભુ આપશ્રી મુખે આજ્ઞા કરે છે કે પ્રથમ શ્રી શબ્દ એટલે સૌભાગ્યની પ્રાપ્તિ કરાવે છે. ધનવાન સ્થિતિ અને રાજ્ય વલ્લભતા પ્રાપ્ત કરે છે. (૨) કૃ. શબ્દ વડે સમસ્ત પાપોનું શોષણ એટલે નાશ થાય છે. (૩) ષ્ણ. શબ્દ વડે ત્રિવિધ તાપનો નાશ થાય છે. (૪) શ. શબ્દ વડે શબ્દ યોનિનું દહન કરે છે. (૫) ર. શબ્દ વડે અક્ષર જ્ઞાન પ્રાપ્ત કરાવે છે. (૬) ણં. શબ્દથી નિત્ય શ્રી કૃષ્ણ પ્રભુમાં અચળ ભક્તિ ઉત્પન્ન થાય છે. (૭) મ. શબ્દ શ્રી કૃષ્ણ રૂપી રત્નના ઉપદેશ કરતા શ્રી સદ્ગુરૂ ચરણમાં પ્રેમ પ્રાપ્ત થાય છે. (૮) મ. શબ્દ વડે શ્રી હરીની સાયુજ્ય મુક્તિ એટલે રૂપમાં રૂપ તદાકાર મળી જવાય છે. તેથી અન્ય યોનિમાં પ્રાપ્તિ થતી નથી. આ પ્રકારે આઠે ફળ પ્રાપ્ત થશે. વળી અષ્ટાક્ષરમાં બતાવ્યું છે કે હે શ્રી કૃષ્ણ! તમારે શરણે છું. અર્થાત્ તમો મારે શરણે છો, એનો પણ અર્થ થાય છે. કારણકે ભગવાન અને ભક્ત ઓતપ્રોત એટલે તરણા ઓઠે ડુંગર હોય તેમ, તથા ઝાડ સાથે જેમ વેલ વીંટાએલી હોય છે તેમ એક બીજાનો સંબંધ એકઠો સમજવો. **अहं भक्तपराधीनो**=હે દુર્વાસા મુનિ! હું તો મારા ભક્તોને આધીન છું. એકંદરે જોતાં હું સ્વાધીન નથી. જેમ પતિવ્રતા સ્ત્રી પતિવ્રત ધર્મ પાળી પોતાના ધણીને વશ કરી લે છે. તેમ મારા ભક્તો ભક્તિવડે કરીને મને વશ કરી લે છે. હવે જે અષ્ટાક્ષર મંત્રથી ત્રિવિધ તાપ એટલે ત્રણ પ્રકારનાં દુઃખો દુર થાય છે, તે ત્રણ પ્રકારનાં દુઃખો નિરૂપણ કરે છે.

પ્રથમ તો (૧ આધી ભૌતીક દુઃખ) આપણા દેહના સંબંધી જે દુઃખો રોગાદિક તથા કુટુંબીઓથી જે દુઃખ થાય છે તે દુર થાય, (૨ અધ્યાત્મિક દુઃખ) એથી ગૃહદંડ, રાજ્યદંડ, ચોરદંડ, આ દુઃખો દૂર થાય છે. (૩ આધી દૈવિક) એટલે પ્રભુ ઇચ્છાથી ઓચિન્તું દુઃખ થાય છે, અગર તો આપણી કસોટી જોવા સારૂ ભગવાન દુઃખ આપે છે તે. આ ત્રણે પ્રકારના જે ત્રિવિધ તાપ અષ્ટાક્ષરના સ્મરણથી નાશ પામે છે. શ્રી ગોસાઇજી વિજ્ઞપ્તિમાં આજ્ઞા કરે છે કે—

**अदुक्तं तातचर्णे श्री कृष्ण शरणं मम ।**
**तत् एवास्थिनौश्चिंते ऐहिके पारलौकिकेः ॥**

આ લોક તથા પરલોક સંબંધી અષ્ટાક્ષર મહામંત્રના જપથો અમો નિશ્ચિંત છિએ. સાધન તથા સાધ્ય એજ મુખ્ય મંત્ર સિદ્ધાન્ત રૂપ છે. એટલે સાધનમાં શ્રી કૃષ્ણ શરણં મમ. અને ફળમાં પણ શ્રી કૃષ્ણ શરણં મમ જીવને સિદ્ધ થાય છે. વળી ગીતાજીમાં અર્જુનને ઉપદેશ કરતાં શ્રીકૃષ્ણ ભગવન આજ્ઞા કરે છે તે શ્લોક

**आब्रह्म भूवना लोका-पुनरावर्तिनोऽर्जुनः ।**
**मामूं पेन्य तू कान्तेय-पुनर्जन्म न विद्यतेः ॥**

હે અર્જુન ! બ્રહ્માના લોક સુધીના બધા જીવોનું ફરી ફરીને મરવું અવતરવું થાય છે, પરંતુ મારૂં શરણ લીધા પછી તે શરણે આવેલા જીવને વારંવાર જન્મ લેવો પડતો નથી. આ વાકયમાં શ્રીકૃષ્ણે પોતાના શરણને જન્મ મરણના ભયથી બચાવનારૂ કહ્યું છે, તેથી તે દેવનુંજ શરણ મુખ્ય ગણાય કારણ કે શ્રીકૃષ્ણ મારૂં શરણ છે. આવું સ્મરણ કરવામાં પવિત્રતાની જરૂર નથી, પૈસાની જરૂર નથી, કે સમયની જરૂર નથી, ટુંક શબ્દમાં કહેવામાં આવે છે કે વેપારીએ વેપાર કરતાં, સ્ત્રીએ રસોઇ કરતાં, અને ખેડુતે ખેતરમાં હળ ખેડતાં ખેડતાં તથા ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં, પણ શ્રી કૃષ્ણ શરણં મમ આવું રટણ

કરી શકો છો, માટે દરેક વૈષ્ણવે હર ઘડીએ શ્રી કૃષ્ણની શરણ ભાવના સદા સર્વદા હૃદયમાં સ્મરણ કરવી એ મુખ્યત્વે કરીને વૈષ્ણવોનો પરમ ધર્મ છે. તે ઉપર કૃષ્ણદાસજી એક અષ્ટાક્ષરનું ત્રણ ટુંકનું પદ કહે છે.

રાગ બિહાગ.

શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ શરણં મમ ઉચરે. ॥ રૈન દિન નિત્યપ્રતિ સદા પલ છીન ઘડી કરત વિધ્વંસ જન અખીલ અઘ પરહરે. ॥૧॥ હોય હરી રૂપ વ્રજ ભૂપ ભાવે સદા અગમ ભવ સિંધુ કો બીના સાધન તરે. ॥ રહેત નિશદિન આણંદ ઉરમેં ભર્યો પુષ્ટિ લીલા સકલ ઉરમેં ધરે. ॥૨॥ રમા અજ શેશ સનકાદિક શુક શારદા વ્યાસ નારદ રટે પલક સુખ નાટરે. ॥ લાલ ગીરીધરણકી મહીમા અતુલ જગમગે, શરણ કૃષ્ણદાસ નિગમ નેતી નેતી કરે. ॥૩॥

# પ્રસંગ ૭ મો.

## બ્રહ્મસંબંધના પંચાક્ષર મંત્રની ટીકા તથા તેના મહાત્મ્ય વિષે.

શ્રી ગુરૂ દેવ કૃપા કરીને શ્રી ઠાકોરજી સાનિધ્યમાં બ્રહ્મસંબંધ આપતી વખતે પંચાક્ષર જે ગદ્યનો મંત્ર આપ્યો છે, તે મંત્ર આપણાથી અપ્રશ એટલે પવિત્રતામાં બોલી શકાય. તેમ અપ્રશ વિના બોલીએ તો અપરાધમાં પડીએ. તેને માટે અપ્રશ કેવી રીતે જોઇએ ? કે પવિત્ર તીર્થનું જળ નદી, તળાવ, વાવ, કુવાનું અથવા તો આપણે ઘેર ખાસા સેવકી પવિત્ર જળની અપ્રશ રહેતી હોય તેવા જળથી સ્નાન કરીને પહેલે દિવસે અપ્રશમાં સુકાવેલું ધોતીઉં અગર તો રેશમી મુગટો, તથા સાડી, ધોએલું કંતાન, અગર બેર કાઢેલું કોરૂં ધોતીઉં વગેરે તેવાં પવિત્ર વસ્ત્ર પહેરીને શરીર રૂમાલથી પોછીને મોઢામાં માથાના વાળનું જળ ઉતરે તેટલા સારૂ વાળ કોરા કરી મોઢેથી કપડું લુછીને પછી ચર્ણામૃત લઇને પંચાક્ષરનો મંત્ર કોઇ અનુભવી પુરાતની ભગવદી વૈષ્ણવ પાસેથી એક ચિત્તે સાંભળવો. અને જેનું રહસ્ય ટીકા સાથે જાણવું જોઇએ.

**निवेदनं तु स्मर्तव्यः सर्वथा जनत्रादृशैर्जनैः ।**

નિવેદન એટલે પ્રભુ સાથે આત્મ નિવેદન એટલે બ્રહ્મ-સંબંધ લીધાનું સ્મરણુ એટલે યાદગીરી ત્રાદશી ભગવદી વૈષ્ણવ જન સાથે મળીને કરવી અને તે મંત્ર કેવો છે કે બ્રહ્મસંબંધનો એટલે પ્રભુ સાથે આત્મ નિવેદન કર્યાનો બધો પ્રકાર તેમાં સમાઇ જાય છે. આપણામાં જે અહંમતા મમતા રહેલી છે તે પ્રભુમાં નિવેદન કરીને દીનતા સહીત વિનંતી કરવી કે હે પ્રભુ! આજથી હું જેવો તેવો તમારો દાસ કિંકર છું, મારૂ કંઇજ નથી તે વિષે ભગવાન દુર્વાસા મુનિ પ્રત્યે શ્રીમદ્ ભાગવતના નવમસ્કંધમાં આજ્ઞા કરે છે તે શ્લોક.

**ये दारागार पुत्रा आप्तनप्राणान्वियतमीमं ।**
**परं महीत्वा मां शरणं याता कथंतेहं सत्युक्तमुत्सहे ॥**

જે ભક્ત સ્રી ઘર પુત્ર સ્નેહી વર્ગ પ્રાણ દ્રવ્ય યહલોક તથા પરલોકને છોડીને મારી શરણ જે જીવ આવ્યો છે તેમને હે દુર્વાસા મુનિ! હું કેવી રીતે છોડવાને ઉત્સાહ કરૂં? મારે શરણ આવેલાને હું કદાપિ કાળે છોડતો નથી એવી મારી પ્રતિજ્ઞા છે. તે વિષે પ્રભુને સર્વ સમર્પણ વિષે કૃષ્ણદાસજીએ એક પદ બે ટુંકમાં ગાયું છે તે પદ–

( રાગ બિહાગ. )

શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ મનમાં હી ગતિ જા નીએ. ॥ દેહ ઇન્દ્રીય પ્રાણ દારા ગારાદી વીત આત્મા સકલ શ્રી કૃષ્ણકો માનીએ. ॥૧॥ કૃષ્ણ મમ સ્વામી હો દાસ મન બચ કર્મ કૃષ્ણ કર્તા એહી સદા જીએ અ નીએ ॥ કૃષ્ણદાસની નાથ હરી દાસ વર્યધર ચરણ રજ બલભાર્ધાસ મન સાનીએ. ॥૨॥



# પ્રસંગ ૮ મો.

## ગુરૂ નહિ કરવાથી ભગવાન્ અપ્રસંન્ન થાય છે તે વિષે.

જે પુરૂષ અથવા સ્ત્રીએ ગુરૂ કર્યા નથી તે મનુષ્ય નુગરો કહેવાય છે. જેમ ઉમર પહોંચેલી કુવારી એટલે પતિ વગરની સ્ત્રીના હાથનું કેટલાએક વિદ્વાન સમજુ પુરૂષો ખાતા નથી, તેમ શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પૃથ્વી પરિક્રમાં કરી તેમાં આપશ્રીએ સિદ્ધપૂર પાટણમાં આવેલી સરસ્વતિ નદીનું ઉલંઘન કર્યું નથી. કારણકે બ્રહ્માજીની પુત્રી સરસ્વતીને બ્રહ્માના શ્રાપથી દરીયો વર્યો નથી. માટે તે કુંવારિકા હોવાથી ઉલંઘન ન થઇ શકે તેટલા સારૂ પોતાની બેઠક સિદ્ધપૂરમાંજ રાખી પાછા પધાર્યા છે. તો પછી સદ્ગુરૂ વિનાના માણસ માત્રનું શાસ્ત્રમાં લખે છે કે તેનો ઉદ્ધાર અથવા કલ્યાણ નથી. માટે પ્રથમ ગુરૂ કરવા. ગુરૂ વિના મુક્તિ યા મોક્ષ અથવા જ્ઞાન થતું નથી. ગુરૂ દત્તાત્રય એવા સામર્થ્યવાન હતાં છતાં સર્વમાં સાર વસ્તુ શી છે તે જાણવાને ચોવીસ ગુરૂ કર્યા માટે ગુરૂ કરી ગુરૂ મારફતેજ ઇશ્વર પદ મળે છે. એટલે આપણે સર્વ વસ્તુનો સાર ખેંચી લેવો એજ આત્માનું કલ્યાણ છે, માટે ગુરૂ અવશ્ય કરવા. જોકે ગુરૂની શાસ્ત્રમાં આવશ્યકતા ન હોય તો સૌથી શ્રેષ્ઠ વલ્લભકુલમાં શ્રીમદ્ ગોસ્વામી બાળકો સર્વ સામર્થ્યવાન છતાં શા માટે ગુરૂ કરે. પરંતુ તેમને પણ ઉપવિત્ જનોઇનો સંસ્કાર થયા બાદ તરત પોતાથી મોટા બાળક હોય તેમને ગુરૂ કરે છે. જુઓ, નારદ મુનિ જેવા દેવતાઓમાં પરમ શ્રેષ્ઠ શ્રી કૃષ્ણ ભગવાનનો રાત્રિ દિવસ બીન–તંબૂરો લઇ ભગવદ જશ ગાવાવાળા ત્યાગી તેમ વિરક્ત દશાવાળા, જેને સંસારનો લેપ નથી, તેમ સાક્ષાત્ ભગવાનનું મન છે, છતાં ભગવાનની આજ્ઞાથી ઢીંમર જે માછીમારને ગુરૂ કરવા પડયા છે તોપછી આપણા જેવા સંસાર સમુદ્રમાં ડુબેલા સંસારી જીવોને તો ગુરૂ કરવા પડે એમાં નવાઇ શી ? તે વિષે એક સમયે નારદજી ભગવાનના

યશનું વર્ણન કરતા કરતા ગોલોકમાં ગયા, ત્યાં ભગવાને આદર સન્માન કરીને આસન આપી પોતાની પાસે બેસાડયા અને પૂછયું કે નારદજી! તમારાં દર્શન દુર્લભ થઇ ગયાં છે, માટે ભલે પધાર્યા તો સારૂં થયું. પરસ્પર બંને જણ એક બીજાના સ્નેહની વાતો કરતાં ભગવાનને ભોજન કરવાની તૈયારી થઇ. ભગવાન લક્ષ્મીજી સહીત ભોજન કરવા પધાર્યા. એટલે નારદજી પોતાના આશ્રમમાં ગયા. એટલે ભગવાને ભોજન જમ્યા પછી નારદજી જે જગ્યાએ બેઠા હતા તેજ જગ્યા ખોદાવી નાંખી, અને નવીન મૃતિકા પૂરીને પવિત્ર ગૌમુત્ર છાણથી જમીન લીપી નખાવી. બીજે દિવસે નારદજી પાછા ભગવાન પાસે આવ્યા ત્યારે એમને બેસવાની જે જગ્યા હતી તે લીંપેલી દેખી એટલે નારદજીના મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયો, એટલે ભગવાને પૂછયું કે નારદજી, શું વિચારમાં પડયા છો. ત્યારે નારદજીએ કહ્યું કે મહારાજ આ શું? ત્યારે ભગવાને જવાબ આપ્યો કે નારદજી તમારે માથે ગુરૂ નથી. અને ગુરૂ વિનાના કોઇ પણ જીવનો હું અગિકાર કરતોજ નથી, એવી મારી પ્રતિજ્ઞા છે, માટે તે જમીન અપવિત્ર હોવાથી ખોદાવીને લીંપાવી છે, માટે તમો ગુરૂ કરો નહિ તો અમારે આ પ્રમાણે જમીન નિત્ય પવિત્ર કરવી પડશે. ત્યારે નારદજી બોલ્યા કે હે પ્રભુ! આપ જેવા ચૌદ લોકના નાથ મારે માથે બિરાજો છો, છતાં વળી મારે બીજા ગુરૂ કરવાના કેવા હોય? ત્યારે ભગવાને કહ્યું કે સાંભળો નારદજી, હું તો અખીલ જગતનો આનંદ દાતા છું, તેમ ફળ રૂપ છું. ફળ મળ્યા પછી કોઇ ફળની આશા કરતું નથી, માટે ફળ રૂપી મને ઓળખાવનાર અર્થાત્ બતાવનાર ગુરૂ છે, ગુરૂથી ગોવીંદ પાઇએ, એટલે સારા ગુરૂના સદ ઉપદેશ વડે હરકોઈ દેવતા યા મનુષ્યને હું પોતે પ્રાપ્ત થાઉં છું. માટે ગંગાજીમાં સવારના પહોરમાં તમે સ્નાન કરવા જાઓ ત્યાં પ્રથમ જે કોઇ દરવાજામાં આવે તેને મનમાં કોઇ પ્રકારની ગ્લાનિ નહિ લાવતાં મારી આજ્ઞાનુસાર તમે ગુરૂ કરી લેજો. એટલે સવારમાં નારદજી ગંગાજી

તરફ સ્નાન કરીને દરવાજા પાસે ઉભા કે તરત ઢીંમર જે માછલાં મારીને લોહીનાં દદડતાં લઇને આવ્યો તેને નારદજીએ ગુરૂ કર્યો. નારદજીના મનમાં એમ અભિમાન હતું કે હું ભગવાનનું મન અને મારે વળી ગુરૂ કેવા ? તેથી ભગવાને પોતાના ભક્તનો અભિમાન ઉતારવાને માછી ગુરૂ કરાવ્યો. માટે ભગવાન પોતાનો ગમે તેવો ભક્ત હોય તેનું પણ અભિમાન રહેવા દેતા નથી તો પછી આપણા જેવા પામર જીવનું અભિમાન તોડતાં શી વાર ? તે પછી નારદજી ભગવાન પાસે જઇને સાષ્ટાંગ દંડવત્ કરીને બેઠા એટલે ભગવાને પૂછ્યું કે કેમ નારદજી ગુરૂ કર્યા ? ત્યારે નારદજી બોલ્યા કે હા માહારાજ ! અપની આજ્ઞાથી ગુરૂ કર્યા. ત્યારે ભગવાન બોલ્યા કે ગુરૂ કર્યા પછી ગુરૂના દોષ જોવા નહિ, અને મારી આજ્ઞાથી તમોએ ગુરૂ કર્યા માટે તમો નિર્ભય રહો. માટે ગુરૂના દોષ નહિ જોતાં ગુરૂ કહે તે કરવું. ગુરૂ કરે તે ન કરવું તે બાબતનું એક દૃષ્ટાન્ત.

કોઈ એક સમે મહાદેવજી પોતાના શિષ્યો સહિત એક શહેરમાં ફરવા નિકળ્યા. બજારમાં ચાલતાં ચલતાં એક હલવાઈ એટલે સુખડીયા અથવા કંદોઇની દુકાનવાળાએ મહાદેવજીને ભાવ ભક્તિ સહિત પોતાની દુકાને શિષ્યો સહીત આદર સત્કાર આપી બોલાવ્યા–અને દુકાનદારે મિઠાઈ બરફી પેંડા જલેબી વિગેરે પકવાન મહાદેવજી પાસે થાળી ભરીને મૂકયા. તેમાંથી મહાદેવજી એ સૂક્ષ્મ મિઠાઇ લીધી એટલે મહાદેવજીના દેખાદેખ ચેલાઓએ હલવાઇની દુકાન બધી લૂંટી લીધી, અને મહાદેવજીને પૂછવા પણ રહ્યા નહિ. ત્યાંથી આગળ ચાલતાં એક સીસું ગાળનારની દુકાન આવી. ત્યાં મહાદેવજી શિષ્યો સહીત ગયા અને સીસાવાળા પાસે ધગધગતું સીસું માગ્યું કે લાવ બચ્ચા હમારે પીના હૈ. મહાદેવજી તો સર્વ સામર્થ્યવન છે એટલે સીસું પીઇ ગયા. પછી ચેલાઓ તો એક બીજાથી મોં સંતાડવા લાગ્યા, અને ટગર ટગર જોઇ રહ્યા. ત્યારે મહાદેવજીએ કહ્યું કે "બચ્ચા, હલવાઇકી દુકાન તો પાંચ મિનિટ મેં લુંટ લીની અબ સીસા

પીઓ. દેખો યે ભી હમારી પ્રસાદી હૈ.” ત્યારે ચેલાઓ બોલી ઉઠયા કે મહારાજ, અમારૂં સામર્થ્ય પીવાનું નથી, માટે ગુરૂ કરે તે ન કરવું. નહિં તો દેખાદેખી કરે તો જીવ નરકમાં પડે છે, માટે મોટાનું વચન સુખરૂપ માનવું. કહ્યું છે કે દેખાદેખી સાધે જોગ, ન પડે પીન્ડ અને વાધે રોગ, માટે સુખને બદલે ઉલટું દુઃખ થાય માટે જે કરવું તે સમજીને કરવું. તે વિષે એક કોયલબાઈ અને કાગડાભાઈનું દેખાદેખીનું બીજું દૃષ્ટાન્તઃ—

એક સમયે કોયલબાઇ સ્વર્ગમાં દેવતાઓ પાસે ઉડતી ઉડતી ગઇ. દેવતાઓ તેના સુંદર ગાયનથી પ્રસન્ન થયા. કારણકે કોયલે સુંદર મધુરા મીઠા રસ ભર્યા સ્વરથી ગાયન ગાયું, તેથી દેવતાઓએ આનંદથી કોયલબાઇને આશીર્વાદ આપીને તેને વસ્ત્ર તથા ઘરેણાં પહેરાવ્યાં. એટલે કોયલબાઇ પછી દેવલોકોમાંથી પૃથ્વી ઉપર આવ્યાં, એટલે કાગડાભાઇએ કાણી આંખે તેમને નીરખ્યાં એટલે પૂછયું કે કોયલબાઇ આ શું ? તમે આવા સુંદર શણગાર કયાંથી સજયા ? ત્યારે જન્મની ભોળી બિચારી કોયલે ખરેખરી વાત કહી દીધી. એટલે કાગડાભાઇ પણ મોહના માર્યા દેખાદેખી સ્વર્ગમાં જવાને તૈયાર થઈ ગયા; અને ત્યાં ગયા પણ ખરા. ત્યાં જઇને કાગડાભાઇ એ તો મોટા મોટા ઘાંટા પાડીને જેટલું જોર હતું એટલી મોટી બૂમો પાડીને જોર અજમાવીને કા, કા, કા બોલવા માંડયું. અને પોતે વિચાર્યું કે કોયલ તો ધીમે ધીમે, કુહુ કુહુ કુહુ બોલતી હશે, પણ મને તો મોટા સાદે ગાઇ લેવાદો કે દેવતાઓ તો શું પણ તેમની સ્ત્રીઓ પણ મારા ગાયનથી રાજી થઇ કોયલ કરતા પણ મને મોટો શીરપાવ આપે. કાગડાભાઇના મનમાં જાણે કે મારૂં ગાયન અથવા બોલવું કેવું સુંદર છે. ગધા આપ આપકે મન મસ્તાન તે વાળી વાત એટલે દેવતાઓને તો એવી ચીડ ચઢી કે બધાઓ લાકડીઓનાં ડફણાં લઇને દોડયા અને કાગડાભાઇને જોઈએ તે કરતાં પણ મારનો ઘણો સારો શીરપાવ મળ્યો જેથી ફરી હવે

સ્વર્ગ સામું જોશે. પરંતુ મુર્ખ કાગડાએ તો પોતાના દોષ નહિ વિચારતાં કોયલને જ્યાં દેખે ત્યાંથી પૂઠે પડે છે અને એનાં બચ્ચાંને પણ મારી નાખે છે. માટે કોયલબાઇએ સાચું કહ્યું તોપણ દુઃખ. એટલા માટે નરસાઇ મેહેતાએ પણ કહ્યું છે કે મારૂ ગાયું ગાશે તે ઘણા ધોકા ખાશે અને સમજીને ગાશે તે વૈકુંઠ જાશે.

# પ્રસંગ ૯ મો.

## હવે પવિત્રા એકાદશીના મહાત્મ્ય વિષે.

શ્રાવણ સુદી એકાદશી એનું નામ પવિત્રા એકાદશી અથવા બીજું નામ પુત્રદા એકાદશી વ્રત કહેવાય છે. તેનું વ્રત કરવાથી પુત્ર પ્રાપ્તિ થાય છે, એવું એકાદશી મહાત્મ્યમાં લખ્યું છે. તે દિવસે શ્રી ઠાકોરજીને પવિત્રા ધરાવવાનો દિવસ છે તેનું સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથમાં નિરૂપણ છે. શ્રાવણ માસના શુકલ પક્ષમાં કર્ક રાશીના સૂર્ય હોય ત્યારે એકાદશીને દિવસે પવિત્રાં ધરાવવાનું કહ્યું છે અથવા તો દ્વાદશી, પંચમી, પૂર્ણિમાના દિવસે જ્યારે અનુકુળ હોય ત્યારે પ્રભુને પવિત્રાં ધરી શકાય છે, તે બાબતમાં વીષ્ણુ રહસ્ય ગ્રંથમાં કહ્યું છે તે શ્લોક—

**ब्राह्मण क्षत्रीय वैश्य तथा शूद्र-ऐव च स्वधर्मा वस्थाता सर्वे भवत्याकुर्य पवित्रकमुं-अतो देवेतीमन्येन द्वीजो वाश्री-नीवेदयत्ते शूद्रस्य मूलमचो वा येन वा पूजयेदूवरीमः**

બ્રાહ્મણ ક્ષત્રી-વૈશ્ય તથા શૂદ્ર અને સ્રી એ સર્વેજણે પોતપોતાના ધર્મમાં રહીને ભક્તિભાવથી શ્રી પ્રભુજીને પવિત્રાં ધરવાં. અને વિધિપૂર્વક શ્રી પ્રભુને જે પવિત્રાં ધરાવતો નથી, તેના આખા વરસની પૂજા નિષ્ફળ જાય છે. તેથી દરેક વૈષ્ણવે ભક્તિભાવ વડે દર વરસે પવિત્રાં ધરવાં. એનું મહાત્મ્ય એવું છે કે—

શ્રી પ્રભુને પવિત્રાં ધરાવવાનું કાર્ય ભક્તિરૂપી રત્ન આપનારૂં છે. અને શ્રી પુરૂષની કીર્તિ મેળવનાર છે. વળી સુખ સંપત્તિ અને ધન આપનાર છે, તેમ પુણ્ય સંપાદન કરનાર છે. હવે પ્રભુને કેવાં પવિત્રાં ધરાવવાં તે વિષે નિરૂપણ કરે છે. પ્રથમ સૂવર્ણ એટલે ૧ સોનું, ૨ રૂપું, ૩ ત્રાંબુ, ૪ શણ, ૫ રેશમ, ૬ કમળ, ૭ દર્ભ એટલી વસ્તુઓના તાંતણામાંથી કોઇ પણ તાંતણો—અને બ્રાહ્મણની પુત્રીએ કાંતેલા સુંદર રૂના તાંતણાથી પવિત્રા બનાવવાં. સત્યુગમાં મણીનાં પવિત્રાં ધરતા, ત્રેતાયુગમાં સૂવર્ણના તારનાં પવિત્રં ધરતા, દ્વાપૂરયુગમાં રેશમનાં પવિત્રાં ધરતા, અને આ વર્તમાન કળીયુગમાં કાપૂસ એટલે રૂનાં પવિત્રાં ધરવાનાં કહ્યાં છે. તેમાં ઉત્તમ પવિત્રાં (૩૬૦) તાંતણાનાં બનેલાં હોવાં જોઇએ. કારણ કે વરસના દિવસ ત્રણસો ને સાઠ થાય છે. માટે પ્રભુશ્રી ત્રણસો ને સાઠ દિવસની સેવા જીવની માનીલે છે. અને તેમાં ગાંઠો (૨૪) આવે અને તે બરોબર ગોળ વાળવી જોઇએ. પછી કેશર ગોરોચન કપૂરથી પવિત્રાં રંગવાં તે પછી આધીવાસન કર્યા પછી પવિત્રાં શ્રી ઠાકોરજીને ધરવાં પછી પ્રભુશ્રીને વિનંતી કરવી કે હે પ્રભુ! હું આપને સાષ્ટાંગ દંડવત્ કરૂં છું કે આખા વરસની સેવાના ફળને આપનારા આ પવિત્રાં અંગીકાર કરીને આજ મને પવિત્ર કરો અર્થાત્ કૃતાર્થ કરો. હે પ્રભુ! જે કંઈ મેં દુષ્ટ કૃત્યો કર્યાં છે, તેનાથી છુટીને આપના અનુગ્રહ વડે હું નિર્મળ થાઉં, એમ બોલીને ભાવનાથી પવિત્રા ધરવાં જેમ બનમાલા અને કૌસ્તુભ માલાને આપશ્રી ધારણ કરો છો તેવી રીતે આ પવિત્રાં અંગીકાર કરશો. અને હે પ્રભુ! જાણે અજાણે કોઇવાર આપની સેવા બની ન બની તે આજે પરિપૂર્ણ થાઓ. તે પછી મિશ્રીનો ભોગ ધરવો. હવે પવિત્રાં પ્રભુને ક્યાં સુધી પહેરાવવાં તેનો નિર્ણય પવિત્રાં એકાદશી પછી એક માસ અથવા પખવાડીઉ અથવા ત્રણ રાત્રિ ધરવાં, હવે શ્રી ઠાકોરજીને પવિત્રાં ધરાવ્યા પછી શ્રાવણ સુદી બારશ (૧૨) ને રોજ પ્રસાદ લીધા પહેલાં વૈષ્ણવોને માથે બિરાજતા

શ્રી ગુરૂદેવને સાક્ષાત્કાર ધરવાં અગર ગુરૂદેવ ન બિરાજતા હોય તો તેમના વંશજોના વલ્લભ કુળના બાળકોને અવશ્ય ધરવાં અને તે પણ ગામમાં ન બિરાજતા હોય તો પોતાના શ્રી ગુરૂદેવનાં ચિત્રજીને ધરવાં અને યથાશક્તિ જે બની આવે તે ભેટ ધરવી. તે પછી બ્રાહ્મણ વૈષ્ણવને પવિત્રા ધરવાં તે પછી ગુરૂ ભાઇ બ્હેનને, તે પછી વૈષ્ણવોને પણ પહેરાવવાં ત્યાર પછી પોતાને કંઠે પહેરવાં. તે પછી પ્રસાદી મિશ્રી વહેવાર કરવો. ત્યાર પછી પ્રસાદ લેવો આ બાબતનો નિર્ણય નિર્ણયસિંધુ અને શ્રી પુરૂષોત્તમજી કૃત ઉત્સવ વૃતાંત ગ્રંથમાં લખ્યું છે કે (૩૬૦) સુતરના તાંતણા પ્રભુજીને સમર્પીને એવો ભાવ રાખવાનો છે કે આખા વરસની સેવા આજે સફળ અને પરિપૂર્ણ થઇ તેથી શ્રી પ્રભુને સુતરના તાંતણા સિવાય બીજું કાંઇ ધરાવવાને મારી શક્તિ નથી. તેમજ સતી દ્રૌપદીને એક એક ચિરે એવી રીતે (૯૯૯) ચિર પ્રભુએ પૂર્યા અને તેની કૌરવોની સભામાં લાજ રાખી અને પ્રભુજીએ દયા દેખાડી, આવી રીતે ભક્તોના ભાવ વડે પવિત્રાં અંગિકાર કરીને પવિત્રારોપણ ઉત્સવ શાસ્ત્રમાં વર્ણવ્યો છે તે પવિત્રાનું પદ

રાગ સારંગ.

પવિત્રાં પહેરાવત શ્રી બીઠલનાથ ॥ સુંદર સુભગ પાટકે રચે હે સાતો બાલક સાથ. ॥૧॥ શ્રી ગીરધર ગોવિંદ ગોદ ભરે ગોકુલેશ રઘુનાથ. ॥ શ્રી યદુનાથ ઘનસ્યામ બાલકૃષ્ણ લીએ પવિત્રાં હાથ. ॥૨॥ ભિન્ન ભિન્ન પહેરાય ભેટ ધર દીએ ચરણ પરમાથ. ॥ મિશ્રી ભોગ ધર વારત તન મન, વ્રજ જન ગાવત ગુણનાથ. ॥૩॥



# પ્રસંગ ૧૦ મો.

## હવે વૈષ્ણવોને સવારથી સાંજ સુધીનું શું કર્તવ્ય છે તે વિષે.

વૈષ્ણવ અથવા સાધુ પુરૂષે પાછલી રાત્રિની પાંચ ઘડી બાકી રહે ત્યારે બ્રહ્મમુહૂર્ત એટલે સવારે સૂર્ય ઉદય પહેલાં ચાર વાગે ઉઠવું. અને પ્રથમ પોતાના કંઠમાં તુળશીની માળા અથવા ઉપવિત્ એટલે જનોઇ હાથમાં લઇને તેનાં દર્શન કરવાં કારણકે માળા ભગવદ્ સ્વરૂપ છે. અથવા તો આપણા સુવાના બિછાના સામે શ્રીનાથજી તથા શ્રી ગુરૂદેવનાં ચિત્રજી બિરાજતાં હોય તેનાં દર્શન કરવાં, જેથી આપણો આખો દિવસ આણંદ મંગલમાં સુખરૂપ જાય. તે પછી શ્રી નાથજી તથા જમનાજી તથા સાતે સ્વરૂપ શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રી ગોસાઈજી તથા સાતે બાલક તથા પોતાના શ્રી ગુરૂદેવનું સ્મરણ કરવું. પછી દંત ધાવન કરવું. દાતણ ઉત્તમ વનસ્પતિનું અંગેડો, ઝીંઝોટી, બોરડી, લીમડો અથવા વડની મુળીનું કરવું. દાતણ એક બીલસ એટલે વેંતથી ઓછું વધારે લેવું નહિ. તે પછી શૌચ કરવા જવું. જળનું મોટું પાત્ર ભરીને દૂર જવું. વાસણ માટી અથવા પિત્તળનું લેવું. ત્રાંબાના પાત્રથી શૌચ કરવા જવું નહિ. કારણકે ત્રાંબાના વાસણમાં જળ ભરેલું ગંગોદક સમાન ગણાય છે અથવા ગંગાજીના જળના મહાત્મ્ય તરીકે શાસ્ત્રમાં ગણવામાં આવે છે. ન્હાવાને માટે તથા જળ પીવાને ત્રાંબાનું પાત્ર લેવું. કારણ કે ત્રાંબુ ધાતુઓમાં પવિત્ર છે. તે પછી શૌચ કરવાને દેવ ભૂમિ, નદી, તલાવ, રાજમાર્ગ તેમ પૂર્વ દિશા તરફ બેસવું નહિ. બેસતા પહેલાં નાકે કપડું વીંટવું જનોઇ જમણા કાને ચઢાવવી, અને માળા જે કંઠી કાંને ભરાવવાની જરૂર નથી. કારણ કે માળા ભગવદ્ સ્વરૂપ છે. માટે નેત્રથી દૂર રહેવી ન જોઇએ. તે પછી ગુહ્ય ભાગ ત્રણવાર મૃત્તિકાથી ડાબા હાથે ધોઇ પછી ડાબો હાથ મૃત્તિકાથી પાંચ વાર ધોવો અને બન્ને હાથ ભેગા કરી સાતવાર ધોવા અને બંન્ને પગના તળીયાં

મૃત્તિકાથી એક એક વાર ધોવાં. તે પછી આઠ વાર કોગળા કરવા. પછી સ્નાન નખથી તે શોખ એટલે પગથી તે માથા સુધી નહાવું. નહાવામાં શુદ્ધ જળ લેવું. ઠંડા જળથી નહાતી વખતે આઠ વાર કોગળા કરવા. તેમ અપ્રશમાં નહાવું હોય તો નાહ્યા પછી મોઢું રૂમાલથી લૂછયા વગર બોલવું નહિ. પછી આગલે દિવસે ધોએલું પવિત્ર વસ્ત્ર સુકાવેલું પહેરવું. પછી પવિત્ર આસન ઉપર બેસવુ. આસન કુશ (દર્ભ) ઉન, મૃગછાલ, અથવા ગુંણુપાટનું પવિત્ર જોઇએ. તે પછી પ્રથમ દેહની શુદ્ધિ માટે શ્રી હરીના સ્નાનના જળથી જે ચર્ણામૃત બાંધેલું હોય તેની રજ મુખમાં લેવી. પછી બંને નેત્ર એટલે આંખોની આસપાસ લગાડવી. અને અષ્ટાક્ષર મંત્રનું સ્મરણ કરવું. પછી શુદ્ધ જળથી આચમન કરી ચોટલીની ગાંઠ બાંધવી. પછી ભગવાનની પ્રસાદી કેશર કુંમકુંમ (કંકુ) ચંદનથી બાર સ્થાનોમાં બાર તિલક કરવાં તે વિષેનો શ્લોક.-

**दंडाकारं ललाटे स्यात् पद्माकारं तु वक्षसि ।**
**वेणुं पत्रनिभं बाहोरन्यद्दीपाकृती स्मृतम् ॥**

પ્રથમ લલાટપટલે—એટલે કપાળના મધ્ય ભાગમાં દંડાકાર (૧) એટલે ઉભું બાંધેલું ભગવાનના ચર્ણાબિંદના આકાર જેવું ઉર્ધ્વપૂંડ તિલક કરવું એટલે નીચેથી સાંકડું અને ઉપરથી પહોળું. તિલકનો ભાવ અને તિલક શાથી કરવું કે ભગવાનના ચર્ણાબિંદરૂપી છાપ મારે મસ્તક પર સદા બિરાજો. તેમ પોતપોતાના ધર્મનું નિશાન છે. ગોપીજનોએ માગ્યું છે કે હે પ્રભુ! તમારો પદ પલ્લવ એટલે ચર્ણાબિંદ હમારે મસ્તક પર સદા બિરાજો. તે પછી વક્ષસ્થળ એટલે (૨) છાતીની વચમાં કમળના આકાર જેવું કરવું. (૩) કંઠમાં (૪) જમણા કાંનના મૂંળે કરવૂ. (૫) (૫) ડાબા કાંનના મૂંળમાં. (૬) જમણા હાથે વાંસના પત્ર જેવું (૭) ડાબા હાથે વાંસના પત્ર જેવું કરવું. (૮) (નાભિ) ડુંટી ઉપર (૯) જમણી કેડે. (૧૦) ડાબી કેડે કરવું. (૧૧) પીઠે એટલે બેઠા પાછળ. (૧૨) (ગ્રીવા) બોચીએ કરવું. એ પ્રમાણે

બારે ઠેકાણે ભગવાનનાં દ્વાદસ નામ લઈ તીલક કરવાં. બાકી રહેલા કુંમકુંમને ધોઇને તે જળ **વાસુદેવાય નમઃ** એ મંત્ર ભણી માથે ચઢાવવું. બ્રાહ્મણોને ઓંકાર (પ્રણવમંત્ર) પૂર્વક ઉપર લખેલાં નામો ભણી તિલક કરવાનો નિરોધ નથી. એમ ઉપનિશદમાં કહ્યું છે.

એ બારે તિલક ભગવાનના શ્રી અંગનાં ચિન્હોના ભાવથી કરવા. એ દ્વાદશ તિલક દેખીને યમરાજાના દુતો પણ ડરે છે, માટે જેટલી વાર નાહાવું તેટલી વાર તિલક ચર્ણામૃત વગર રહેવું નહિ અને સૌભાગ્યવતી સ્ત્રીએ કપાળમાં પ્રસાદી કુમકુમનો ગોળ ચાંલ્લો કરવો તથા ચર્ણામૃત લેવું કપાળ શૂન્ય રાખવું નહિ. તેમ સૌભાગ્યવંતી સ્ત્રીએ ચાંલ્લો કરવો એ શ્રી લક્ષ્મીજીનું સૌભાગ્ય મદનું ચિન્હ છે. અને વિધવા સ્ત્રીએ પ્રભૂનું ચર્ણામૃત લેવું અને બંને આંખોએ તથા કપાળે લગાડવું. કુમકુમનો ચાંલ્લો વિધવા સ્ત્રીને કરવાનો શાસ્ત્રમાં અધિકાર નથી. હવે કેટલાએક આજકાલની પશ્ચિમ જડવાદ કેળવણી પામેલા સુધારાવાળા કહે છે કે તિલક શા માટે કરવું તે બાબતનો યોગ્ય પ્રતિઉત્તર.

હવે તેને હું પુછું છું કે કપડાં શા માટે પહેરવાં? ખોરાક શા માટે ખાવો? આ બે પ્રશ્નોનો તમો જવાબ આપો તો તિલક શા માટે કરવું તેનો જવાબ પુછનાર પાસેથીજ મળી આવશે. કેટલાએક એમ કહે છે કે જેની જરૂર છે, તે તો ઇશ્વર જન્મતાં પહેલેથીજ આપે છે. ત્યારે તિલક કેમ ન આપ્યું? આ ઉપરથી સમજાય છે કે માણસને કપડાં જન્મતાંજ નથી આપ્યાં-તે તો નાગોજ અવતરે છે, તો પછી વસ્ત્રો પહેરવાની શી જરૂર છે. કોઇ કહેશે કે તેતો શરીરના રક્ષણ માટે આપ્યા છે. તો જેમ શરીરના રક્ષણ માટે કપડાં જરૂરનાં છે, તેમ અમર આત્માના રક્ષણ અર્થે તેમ ભક્તિના સંબંધ માટે જીવાત્મા સાથે ઇશ્વરના સંબંધના રક્ષણ માટે તિલકની ખાસ જરૂર છે. સૌભાવંતી સ્ત્રી ચુડો, ચાંલ્લો, તથા સૌભાગ્યનાં ચિન્હો જેમ ધારણ કરે છે તેમ તિલક એ ભક્તનું ભગવાનના પતિપણાના સૌભા-

ચ્યનાં ચિન્હો છે. સ્ત્રી જેમ સૌભાગ્ય વડે પતિના મનને જેમ ખુશ અર્થાત્ પ્રસંન્ન કરી મન રંજન કરે છે, તેમ ભકતો તીલક રૂપી સૌભાગ્ય વડે પોતાના પ્રભુજીને પ્રસન્ન કરે છે. વળી જેમ કોઈ પુરૂષવાળી સ્ત્રી એમ કહે કે હું તો ચુડો ચાંલ્લો તથા બીજાં સૌભાગ્યવાળા ચિન્હો નહિ પહેરૂં અને પતિની સેવા સતીના જેવી કરીશ તો તેને લોકો મૂર્ખ અને ગાંડી ગણશે. તેમ કોઇ કહેશે કે હું તિલક કર્યા વિના પ્રભુની સેવા તથા ભક્તિ કરીશ, તો તેની ભક્તિ ઉપર જણાવેલી સ્ત્રીના જેવી સમજવી. કેટલાએકને તિલક કરતાં શરમ આવે છે. જો તેને કપડાં પહેરતાં કે ખાતાં શરમ આવતી હોય તો તિલક કરતાં શરમ આવવી જોઇએ. કહ્યું છે કે શુરા નરને સત્યકાર્ય કરતાં શરમ ન હોય. નામર્દોજ સત્યકાર્યથી શરમાય છે. વળી જે માણસો કપાળમાં તિલકને ઠેકાણે બિન્દી કરે છે તે દેવી ભક્ત સમજવા. બિન્દી આપણા પૃષ્ટિ માર્ગ ધર્મમાં કહી નથી. શાસ્ત્રમાં વર્તુલ એટલે ગોળ ચાંલ્લા જેવું તિલક અથવા બિન્દી સકાંમ છે. તે ભગવાનના ચરણ કમળમાં પ્રવેશ કરનારા મનુષ્યને અંતરાય પાડે છે. માટે ગોળ ચાંલ્લો શ્રી લક્ષ્મીજીના સૌભાગ્ય મદરૂપ સ્ત્રીયોનોજ અધિકાર છે.

હવે તિલક પ્રકાર થઇ રહ્યા પછી શીતલ મુદ્રા ગોપીચંદનની ધારણ કરવી. તેનો વિધિ વૈષ્ણવોએ તિલક મુદ્રા (છાપાં) કર્યા સિવાય કાંઇ પણ સત્કર્મો કરવાં નહિ. તે વિષે બૃહન્નારદીય પૂરાંણનાં વચન છે. ખટ એટલે છ (૬) મુંદ્રા કેમ ધારણ કરવી તે વિષે પંચ મહાભૂત જે આ દેહમાં રહેલા છે તેની ભીતર અને બહાર શુદ્ધિ કરવા વિષે શ્રી ગોસાઇજી આજ્ઞા કરે છે (૧) પદ્મ ધારણ કરવાથી પૃથ્વીની શુદ્ધિ, (૨) શંખ ધારણ કરવાથી જળની શુદ્ધિ, (૩) ચક્ર ધારણ કરવાથી અગ્નિની શુદ્ધિ, (૪) ગદા ધારણ કરવાથી વાયુની શુદ્ધિ થાય છે. (૫) નામ મુદ્રા એટલે (નારાયણ મુદ્રા) ધારણ કરવા થી આકાશની શુદ્ધિ થાય છે. અને (૬) સંપ્રદાયએટલે શ્રી ગોપીજન વલ્લભની મુદ્રા ધારણ કરવાથી ભક્તિ

પ્રાપ્ત થાય છે. હવે છ મુદ્રા શરીરના કયા કયા સ્થાનમાં કરવી ? તે વિષે કહે છે. પ્રથમ લલાટ એટલે કપાળમાં નાકના મૂળ-માંથી તિલક વચ્ચે પ્રથમ (૧) ગદા કરવી. પછી (૨) ગોપીજન વલ્લભની ચાર મુદ્રા કરવી. પછી છાતિની વચમાં ત્રણ (૩) ચક્ર કરવાં. (૨) બે સંખ ચાર પદ્મ એક નામ મુદ્રા મળી દશ કરવાં. તે પછી જમણા હાથમાં ચાર (૪) ચક્ર કરવાં (૨) બે નામ મુદ્રા કરવી. એક સંખ પછી એક પદ્મ પછી ડાબા હાથમાં (૪) ચાર ચક્ર (૨) નામ મુદ્રા (૨) બે સંખ (૧) એક પદ્મ એટલે બંને હાથે આઠ આઠ મળી સોળ કરવાં. તે પછી જમણા ડાબા કાનને નીચેથી એટલે ગળે બંને બાજુએ ત્રણ ત્રણ ચક્ર કરવાં. અને બ્રહ્માંડ વચ્ચે એટલે માથાના મધ્ય ભાગમાં એક ચક્ર કરવું પછી (ગ્રિવા) એટલે બોચી નીચે એક ચક્ર કરવું તે પછી ચાર બાજુ કંમર કહેતા કેડે એક એક ચક્ર મલી ચાર (૪) કરવાં, કદાપિ મુદ્રા એટલે છાપાં કરવાનો અવકાશ ન મળે તો તિલક શૂન્ય રાખવું નહિ કારણ કે ભગવાનના ચર્ણાબિંદ રૂપી જે તિલક તે શ્રી લક્ષ-મીજીનું નિજધામ છે અથવા મંદિર રૂપ છે. કારણ કે શ્રી લક્ષમીજી ચર્ણાબિંદની સેવા વિના એક ક્ષણ પણ રહી શકતા નથી, માટે પ્રભુજીના ચર્ણાબિંદમાં પોતાનો નિવાસ છે, માટે કરીને ચર્ણાબિંદ રૂપી તિલક શૂન્ય રાખવું નહિ. જેથી ચર્ણામૃત અથવા તો પ્રસાદી ચોવાથી તિલકમાં ઉભું ચિન્હ કરવું. પરંતુ બિન્દી એટલે ગોળ ચાંલ્લા જેવો આકાર સર્વથા ન કરવો. ચાંલ્લો આપણા માર્ગમાં પુરૂષને કરવાને વર્જિત છે, તેમ આડું તિલક જે સ્માર્ત એટલે શૈવી કરવું નહિ. તેમ બીજા કોઇપણ સંપ્રદાયનાં તિલક કરવાં નહિ, ઉપર બતાવ્યા પ્રમાણે આપણા પુષ્ટિ માર્ગની રીતી અનુસાર તિલક છાપા કરવાથી પુષ્ટિસ્થ પ્રભુ પ્રસંન્ન થાય છે. શ્રી ગોસાઇજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવોએ ભગવદ પદાકૃતિ (ચર્ણાબિંદ) જેવું તિલક કરવું પરંતુ જે દશ પ્રકારનાં તિલક સકામ છે તે ભગવાનના ચરણ કમળમાં પ્રવેશ કરવા માટે માણસોને અંતરાય પાડે છે.

હવે ભગવદ્ સેવાનો પ્રકાર તેમ ભગવદ્ સેવા કરવા ને પંચ મહાભૂતની પ્રથમ અભ્યંતર સુદ્ધી કરીને ભગવદ્ સેવા કરવી.

પ્રથમ પ્રભુના પ્રસાદી (૧) સ્નાંનના જળથી બાંધેલું ચર્ણામૃત અથવા વ્રજની રજ મુખમાં લેવી તેથી પાર્થવાંસ એટલે હૃદય પવિત્રતાની શુદ્ધિ થાય છે. (૨) શ્રી યમુનાં જળ તથા પ્રભુના ચર્ણામૃતનું જળ લેવાથી જળાશયની શુદ્ધિ થાય છે. (૩) પ્રભુની પ્રસાદી તુલશી પત્ર લેવાથી અગ્નયાંસ સુદ્ધી થાય છે. (૪) શ્રી ઠાકોરજીના દર્શનથી તથા ગુરૂ દર્શનથી આકાશની શુદ્ધિ થાય છે. અને (૫) ભગવદી ત્રાદશી વૈષ્ણવના સત્સંગથી વાયવાંસ સુદ્ધી થાય છે. આ પ્રમાણે પંચ મહાભૂતની ભીતર અને બહાર શુદ્ધિ કરીને ભગવદ સેવા કરવી તો દેહ પવિત્ર થઇ સકલ કાર્ય પવિત્રજ થાય છે. માટે વૈષ્ણવોએ ભગવદ સેવા કરવી એ પોતાનો મુખ્ય ધર્મ છે. જે ગાદીના સેવકો હોય તેમને પોતાના શ્રી ગુરૂદેવ પાસેથી અથવા કોઇ પ્રમાણિક ભગવદીય વૈષ્ણવ પાસેથી પ્રાતઃકાળ એટલે સવારથી તે સાંજ અર્થાત્ શયન પર્યંતની સેવાની વિધિ એટલે રીતભાત શીખી લઈને પછી પોતાના ઘરમાં શ્રી ઠાકોરજીની સેવા પધરાવવી. રૂતુ અનુસાર પ્રીતિ પૂર્વક સેવા કરવી રાજ્ય વૈભવ એટલે ઠાડા સ્વરૂપની સેવા કરવાની સર્વે વાતે અનુકુળતા હોય તો સેવ્ય સ્વરૂપ તથા ચિત્રજી ( છબી ) ઘરમાં પધરાવીને તેમની સેવા કરવી. ઘરમાં મંદિર જેવું કરાવ્યું હોય તો તેમાં એક નાનુ સરખું સિંહાસન મંદિરના વેત પ્રમાણે રાખી તે ઉપર રૂવેલ નાના નાના ગાદી તકિયા ધરવા પીઠક એટલે પાછળના તકિયા ઉપર એક સુંવાળું મલમલનું વસ્ત્ર ઘડી કરીને શ્રી ઠાકોરજીને મુખ પોછવાના ભાવથી ધરવું. પછી ઘંટાનાદ અથવા ત્રણ ચપટીથી શ્રી ઠાકોરજી ને જગાડવા. પછી ગાદીજી ઉપર શ્રીનાથજી આદિ સેવ્ય સ્વરૂપ ને પધરાવવા. અને રૂતુ અનુસાર વાગા વસ્ત્ર ધરવાં, પછી મંગલ ભોગ ધરવો. સમય થયે મંગલ ભોગ સરાવી, આચમન કરાવી બીડી ધરી ઝારીજી ભરી શણગાર કરવા. ગુંજામાલા ફુલ માળા જે બની આવે તે

શણગાર ધરવા તે ઉપર મુગટ, ટીપારો, મોરચંદ્રિકા. ઉત્સવ હોય તો કેસરી કુલ્હે તે ઉપર કામનો અથવા મોર પીછનો જોડ ધરવો. શણગાર કરી તૂલશી દળ હાથમાં લઇ ચર્ણારબિંદમાં સમર્પી પછી આપણા શ્રી ગુરૂદેવે જે બ્રહ્મસંબંધ આપતી વખતે પંચાક્ષર મંત્ર આપ્યો હોય તે ત્રણ વાર ભાવ સહિત બોલીને સમર્પવાં. પછી વેણુંવેત્ર ધરવાં. તે પછી શુદ્ધ પવિત્ર જળ ઝારીજીમાં પધરાવતી વખતે શ્રી યમુનાષ્ટકનો પાઠ આવડતો હોય તો બોલવો. અને ઝારીજી ઉપર નેવરો એટલે લાલ કસુંબલ વસ્ત્ર વીંટવું. પછી પડગા ઉપર તશ્ટા એટલે નાની તબકડી મુકીને તે ઉપર ઝારીજી પધરાવવાં. અને પછી ટેરો (પડદો) દઈને રાજભોગ ધરવા. લીલો મેવો, સૂકો મેવો, દુધગર, અનસખડી, નાગરી, સખડીપ્રકાર જે બની આવે તે યથાશક્તિ ભોગ ધરવો, તેમાં તુળશીજી સમર્પવાં અને ધૂપ દીપ સંખોદીક કરી પ્રભુને શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રી ગોસાઇજી તથા શ્રી ગુરૂદેવની કાંનીથી સુંદર સામગ્રી ફલ, ફુલ, જળ જે બની આવ્યું તે કૃપા કરી આરોગજો. પછી મંદિરનાં દ્વાર એટલે બારણાં મંગળ કરી ટેરો દેઇને બહાર આવી નિજ મંદિરમાં રાજભોગની તૈયારી ખંડપાટ પગથી વગેરે બિછાવી તૈયાર કરવી. પછીથી જો કીર્તન આવડતું હોય તો અષ્ટસખાની છાપનાં બોલવાં. અન્ય માર્ગીયનાં કિર્તન સર્વથા બોલવાં નહિ. અન કિર્તન ન આવડતાં હોય તો અષ્ટાક્ષરની પાંચ માળા ફેરવવી. તેમાં શ્રી ગુરૂદેવની એક માળા ફેરવવી. અથવા તો શ્રીમદ્ ભાગવતનો પાઠ આવડતો હોય તો કરવો. તથા ષોડશ ગ્રંથનો યથાશક્તિ પાઠ કરવો. પંચાક્ષર મંત્ર; ગોપાલમંત્ર, દ્વાદશાક્ષર મંત્રનો જપ કરવો. અપ્રશ બરોબર ખાસા સેવકી રહેતી હોય તો નિત્ય નિયમ મુજબ જપ કરવો. અને કદાપિ તેવી અપરશ ન રહેતી હોય તો નદી, તલાવ, કુવો વાવ, જ્યાં જળાશય નજીકમાં અથવા દુર હોય ત્યાં અપ્રશમાં નાહીને ચર્ણામૃત લઇને પૂર્વ દિશા તરફ એટલે સૂર્યનારાયણ સામા ઉભા રહીને પંચાક્ષરનો જપ કરવો. તે સર્વે

અવકાશમાં કરવાં. પછી ત્રણ તાળી પાડીને ભોગ સરાવવા આચમન મુખવસ્ત્ર કરી બીડી ધરી ફરીથી ઝારી ભરી રાજભોગની ફુલની માળા પહેરાવી પછી દર્શન ખોલવાં. દર્પણ દેખાડવું પછી ચર્ણુંસ્પર્શ કરી ટેરા દઇ પ્રભુને અનોસર કરવાં. અથવા સુખસજ્યા ઉપર કે ઝાંપીજીમાં પોઢાવવા. અથવા તો સાંજે જગાડવાની એટલે શયન કરવાની ઇચ્છા હોય અને સર્વે વાતની અનુકુળતા હોય તો પેંડા બિછાવી અનોસર કરવા. તે પછી મંદિરનું દ્વાર મંગળ કરી પ્રભુજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ટેરા દઇ બહાર આવવું. આ સેવા વિધિનો પ્રકાર કિંચિત, સૂક્ષ્મ સર્વથી સહેજમાં બની આવે તેવો બતાવ્યો છે. વિસ્તારપૂર્વક બતાવ્યો નથી. કારણ કે સમુદ્રનો પાર આવે તો સેવારસ સાગરનો પાર આવે. એનો પારાવાર એટલે અવધિ નથી. જીવથી યથાશક્તિ બને તેટલું થોડું સમજવું.

હવે તે પછી સુંદર મહાપ્રસાદ લેવા બેસવું તે પહેલાં પ્રથમ ગાય માતાનો ભાગ એટલે ગૌગ્રાસ યથાશક્તિ કાઢવો અથવા તો જો બની આવે તો એક વીરક્ત વૈષ્ણવને નિત્ય પ્રસાદ લેવડાવવો. એ પ્રથમ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. પરંતુ ગાયનો ભાગ તો અવશ્ય કાઢવો જોઇએ કારણકે ગાયમાતા પૃથ્વીનું સ્વરૂપ છે. પૃથ્વી ગાયમાતાના સ્વરૂપથી ઓળખાય છે. ગાયને માતાની ઉપમા આપી છે તેનું કારણ કે મા કરતાં ગાયનામાં ગુણ વધારે છે. એટલે તેનું અમૃત તુલ્ય દૂધ, દહીં, માખણ, ઘી, છાશ, ઉત્તમ પદાર્થોની આપનાર છે માટે જન્મ આપનાર માતા કરતાં વિશેષ ઉપમા આપવામાં આવે છે. અને વળી પૂષ્ટિ માર્ગમાં ગાયનું સ્વરૂપ વૃજ ભક્તનું પણ છે. માટે એવી પવિત્ર ગાયને સારૂ ગૌં ગ્રાસ અવશ્ય ઉત્તમ પ્રકારનો કાઢવો જોઇએ કારણ કે જ્યારે રસોઇ કરવામાં આવે છે ત્યારે ગાય, પૃથ્વી, મનુષ્ય, દેવતા, પિત્રુ આદિ આશા કરે છે. માટે ગાયનો ગ્રાસ કાઢયો એટલે બધાએ દેવતા તૃપ્ત થાય છે. તેમ જુઠનમાં વધેલો એંઠો ભાગ ગાયને ખવડાવવો નહિ. શાથી જે ગાયના શરીરમાં તેત્રીસ કરોડ

દેવતાઓના સ્થાન છે. અથવા વાસ કરીને રહ્યા છે. અને ગાયનાં રૂવાંટામાં મ્લેચ્છનો વાસ છે માટે ગાયનું દૂધ તથા ઘી ગાળીને ઉપયોગમાં લેવાં. વસિષ્ટ મુનીએ અજાણે ગાયનું દૂધ ગાળ્યા વગર પીધું તેથી તેમાં વાળ આવવાથી બીજા જન્મમાં મ્લેચ્છ યોનિમાં અકબર બાદશાહ થયા. પરંતુ તપના જોરથી આગલા ભવની સર્વે ખબર હોવાથી પોતાની જાતે ઉત્તમ કાર્ય કરતા અને શ્રી ગિરીરાજ ઉપર શ્રી નાથજીના મંદિરમાં આકાશ માર્ગે કરામતને લીધે વીજળી વેગે આવીને કમળ ચોકમાં પોતાની ડાઢી વતી બુહારી કાઢતા. વળી ગાય ભગવાનને એવી પ્રીય હોય છે કે ગાયોના ટોળામાં પોતે સદા બિરાજે છે. જ્યારે વ્રજ પર ઇન્દ્ર રાજાએ કોપ કર્યો અને આખા વ્રજને મૂશળધારા વૃષ્ટિથી બોળી નાખ્યું ત્યારે વ્રજની સઘળી ગાયો શ્રી ઠાકુરજીએ ગિરિરાજ નીચે પોતાની પાસે રાખી અને ગાયોથી વિંટાયા અને બંને શ્રી હસ્ત કમળ વડે મોરલી બજાવી. મોરલીની ફુંકથી ગિરીરાજ અધર રાખી તે નીચે ગાય, ગોપી, ગોવાળને બોલાવી તેની રક્ષા કરી એવા પરમ દયાળુ પ્રભુનું એક કિર્તન ગાયો વિષે એ ટુંકમાં છીતસ્વામી ગાય છે તે પદ.

( રાગ પૂરવી. )

આગે ગાય પીછે ગાય ઇત ગાય ઉત ગાય ગોવિંદકો ગાયનમેં બસવોઇ ભાવે. ।। ગાયનકે સંગ ધાવે ગાયનમેં સચુ પાવે ગાયનકી ખૂર રેણું અંગ લપટાવે. ।૧।। ગાયન સો વ્રજ છાયો વૈકુંઠ વિસરાયો ગાયન કે હેત કરી ગીરી લે ઉઠાયો, ।। છીત સ્વામી ગીરીધારી વીઠુલેશ વપુધારી ગ્વારીયા કો ભેખ ધરે ગાયનમેં આવે. ।।૨।।

માટે ગાય પ્રભુને અતિ પ્રિય છે. અંત સમે પણ ગાય આપવામાં આવે છે. ગાય ત્રણ લોક તારણી છે અને સર્વે દેવતા મનુષ્ય, આદિની પૂજનિંક છે. હવે ગૌ ગ્રાસ કાઢયા પછી પ્રસાદ લેવો. પ્રસાદ લીધા પછી મૃત્તિકાથી હાથ ધોવા બાર કોગળા કરવા. તેથી જો દાંતમાં એંઠું ભરાઈ રહે તો કાષ્ઠવત્ ગણાય છે. તે પછી પ્રસાદી સોપારી બીડી લેવી. તે પછી લોક બેવારનું

કાર્ય દેહ નિર્વાહને અર્થે અથવા સેવામાં દ્રવ્ય સબંધી પ્રતિબંધ ન આવે તેટલા સારૂ ચાર કલાક લૌકિક કાર્ય કરવું. હવે સાંજે ઉત્થાપન પછીથી તે શયન પર્યંતની સઘળી સેવા પહોંચ્યા બાદ પ્રસાદ લઇને ગામમાં જ્યાં પ્રમાણિક ભગવદીય વૈષ્ણવ અથવા બ્રાહ્મણ વૈષ્ણવ ભકિત માર્ગનું રહસ્ય જાણતો હોય તો તેને મોંડેથી એતન મારગીય ગ્રંથો જેવા કે શ્રીમદ્ ભાગવત્. શ્રી ભગવદ્ ગીતાજી, શ્રી સુબોધનીજી, નિબંધ, તત્વદીપનગ્રંથ, ષોડશગ્રંથ તથા તેની ટીકા, બસોબાવન ભગવદીયની વાર્તા, તથા ચોરાશી વૈષ્ણવની વાર્તા, શ્રી હરરાય મહાપ્રભુનું શિક્ષા પત્ર, શ્રી ગોકુલનાથજી કૃત વચનામૃત, વલ્લભાખ્યાન, સર્વોતમજીનું ધોળ તે વૈષ્ણવની ગાયત્રી છે. પછી નવરત્નનું ધોળ તથા શ્રી યમુનાજીનું ધોળ તથા નિત્ય નવાંનવાં પદ તથા નવાં ધોળના પુસ્તકમાંથી ગાવાં. તથા પ્રભુ ને વિનંતિના પદ તથા જ્ઞાન વૈરાગ્ય તથા સૂરદાસજીનાં બનાવેલાં આશરાનાં પદ ગાવાં અગર ગ્રંથો સાંભળવા. તેમ આપણા માર્ગથી વિરૂદ્ધ દ્વેષી પુસ્તકો હોય તેનો ત્યાગ કરવો. તેમ અન્ય માર્ગીય બ્રાહ્મણ હોય તેના મુખથી ભગવદ કથા સાંભળવી નહિ. પુષ્ટિ માર્ગમાં રચ્યો પચ્યો બ્રાહ્મણ અથવા વૈષ્ણવના મોંહેથી ભગવદ્ કથા સાંભળવી. અને માર્ગદ્વેષી વિરોધીના મોંહેથી તો ભગવદ્ કથા સર્વથા સાંભળવીજ નહિ. જેવી રીતે મ્લેચ્છના મોંડેથી ગાયત્રી સાંભળીએ તો ઉલટું પ્રાયશ્ચિત કરવું પડે. જેમ ગંગા જળ ત્રણ લોકને પવિત્ર કરનાર છે પરંતુ કુપાત્ર એટલે નીચ જાતના એટલે મ્લેચ્છ, ચાંડાલ આદિના પાત્રમાં જવાથી જેમ અપવિત્ર થાય છે. તેમ કથામાં પણ સુપાત્ર વકતા એટલે કહેનારની જરૂર છે. કહ્યું છે કે તેનામાં ગુણ હોય તો આપણામાં ગુણ આવે. માટે ગામમાં અથવા મંદિરે અથવા કોઇ પ્રમાણિક વૈષ્ણવને ઘેર સત્સમાગમ થતો ન હોય તો રાત્રે પોતાને ઘેર પોતાનાં ભાવિક કુટુંબિયો સાથે હળીમળીને આગ્રહ પૂર્વક સત્સંગ કરવો તથા ભગવદ્ કિર્તન આદિ કરવાં. એક

પણ દિવસ ભગવદ્ વાર્તા સિવાય નકામો જવા દેવો નહિ તે વિષે નારદે પંચ રાત્રિમાં કહ્યું છે કે—

**तद्दिनं दुर्दिनं मन्ये मेघाच्छादनं न दुर्दिनं ।**
**यद्दिनं कृष्णसंलापकथापीयूष वर्जितम् ॥**

મહાદેવજી કહે છે કે હે પારવતીજી વાદળે કરીને આચ્છાદન દિવસ હોય તેને હું દરિદ્ર દિવસ ગણતો નથી. પરંતુ જે દિવસે શ્રી કૃષ્ણ સંબંધી કથા વાર્તા રૂપી અમૃતનું પાન કરવાનું મળે નહિ તે દિવસનેજ હું દરિદ્રી એટલે નિરર્થક ગણું છું. માટે સત્સમાગમ કરવાનો નિત્ય નિયમ કદાપી ચુકવો નહિ. હવે રાત્રિએ સૂતી વખતે યથાશક્તિ અષ્ટાક્ષર મહામંત્ર શ્રી કૃષ્ણ શરણં મમની માળાનો જપ કરવો અને શ્રી નાથજી તથા સાત ગાદીના સેવ્ય સ્વરૂપ તથા શ્રી આચાર્ય મહાપ્રભુજી તથા શ્રી ગોસાઈજી પરમ દયાળ તથા સાતે બાળક તથા પોત પોતાના શ્રી ગુરૂદેવનું સ્મરણ કરી ધ્યાન ચંદ્રચકોર જેવું લગાવવું બગલા ભગત જેવું નહિ. તેને માટે એક દોહમાં કહ્યું છે કે—

મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ;
તાસૂ તો કાળા ભલા, તન મન એકો રંગ. ॥

માટે પ્રભુનું ભજન સ્મરણ ધ્યાન શુદ્ધ પવિત્રાથી એકતા કરવી તેનું નામ ખરૂં ધ્યાન કહેવાય. તે પછી સુતી વખતે ચર્ણામૃત મુખમાં લઈને સુવું. કારણ કે નિદ્રા એટલે ઉંઘ મૃતક બરોબર છે. શ્વાસોશ્વાસ આવ્યો કે ના આવ્યો. જેથી મુખમાં ચર્ણામૃતનો સંબંધ બન્યો રહે તેથી અધોગતિ એટલે ખોટી ગતિ ન થાય. તેમ રાત્રે ભગવદ્ નામનું સ્મરણ કરવાથી આખા દિવસમાં જીવ બુદ્ધિથી કંઇ ખરૂં ખોટું બન્યું હોય તો ભગવદ્ નામથી સુખરૂપ થાય છે. જેવી રીતે ગાય વનમાં ચરી આવીને એક ઠેકાણે નિરાંતે બેસીને વાગોળે છે એટલે પેટમાં ગએલો તમામ ખોરાક મોઢામાં લાવીને તેનું સત્વ પેટમાં ઉતારે છે તે જેમ ગુણ કરે છે તેમ ભગવદ્ નામ મનુષ્ય માત્રને ગુણ કરે છે. વળી માણસને જેમ રાત્રે સુતી વખતે દૂધ પીવાથી આખા દિવસના

ખાધેલા ખોરાકને જેમ દૂધવત ગુણ કરે છે તેમ ભગવદ્ નામ રાત્રીનું લીધેલું ગુણ કરે છે. એટલે ઉત્તમ સ્વપ્નાં આવે છે. અને દેહને કદાપિ અકસ્માત થાય તો પણ તે જીવ સદ્‌ગતિને પામે છે. તેમાં સંદેહ નથી કારણ કે આ ક્ષણભંગુર દેહનો ક્ષણ વારનો પણ ભરોસો નથી.

## પ્રસંગ ૧૧ મો.

### હિંસા એટલે પાપ કર્મ નહિ કરવા વિષે.

કહ્યું છે કે **अहिंसा परमो धर्मः** અહિંસા એટલે પાપ કર્મ જાણીબુજીને અથવા અજાણે પણ બનવું ન જોઇએ. અને કદાપિ અજાણે પાપ કર્મ બની ગયું તો તેનો પસ્તાવો થએથી અડધું પાપ નિવારણ થાય છે. પરંતુ જાણી જોઇને તો સર્વથા ન થવું જોઇએ. તેમાં નાના મોટા દરેક જીવ પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી. કારણ કે દરેક પ્રાણી માત્રની બ્રહ્માંડમાંથી ઉત્પત્તિ છે. જીવાત્મા ભગવાનનો અંશ છે. જેમ અગ્નિમાંથી તણખા ઉડે છે તેમ જીવ પણ બ્રહ્મમાંથી છુટયો છે. ભગવાનના આનંદ સ્વરૂપનું તિરોધાન થવાથી જીવ થયો છે. એટલે જીવમાં ચિત્ત છે, પણ આનંદ ગુપ્ત છે. જીવ હૃદયની અંદર રહે છે. જેમ ચંદન એકજ સ્થળે લગાડેલું હોય છે તો પણ તેની શીતળતા સર્વત્ર ફેલાય છે. તેમ હૃદયમાં સ્થિત રહેલા જીવનું ચૈતન્ત આખા શરીરમાં ફેલાય છે. સર્વ પ્રાણી માત્રના જીવો ભગવાનથી છુટા પડેલા છે. તેથી તેઓ બિચારા દીન, દુઃખી, સહનશીલ, હીન જન્માદિમાં જન્મ લેવો પડે છે. માટે કુંજર એટલે હાથી તથા ચેંટી એટલે કીડી મંકોડી પર્યંત જીવપર દયા રાખવી દરેકનાં પ્રતિબિંબ એટલે ખોળીઆં જુદાં જુદાં હોય છે. જેવી રીતે આપણ ને વખત થાય કે ભૂખ, તરશ, ટાઢ તાપ લાગે છે તેવીજ રીતે તે અબોલાં પ્રાંણીયોને પણ દુઃખ થાય છે. બસોબાવન ભગવદી વૈષ્ણવની વાર્તામાં બાદશાહના દિવાન નારણદાસે વિઠ્ઠલદાસ કાયસ્થ કરીને

એક વૈષ્ણુવ હતા. તેમને રાજ્યના પૈસાના લેણા સંબંધી કોરડા મરાવ્યા હતા જેથી તેમના શરીર ઉપરની ખાલ એટલે ચામડી ઉખડી ગઈ હતી. જ્યારે વિઠ્ઠલદાસ શ્રી ગોસાઇજી ને દંડવત્ કરવા સારૂ આવ્યા ત્યારે વાંસા ઉપરથી કપડું ખસી જવાથી શ્રી ગોસાઈજીએ પૂછ્યું કે, વિઠ્ઠલદાસ તમારે વાસે શું થયું છે. ત્યારે વિઠ્ઠલદાસે વિનંતી કરી કે કૃપાનાથ દેહના દંડ દેહ ભોગવે છે. તેજ વખતે નારણદાસ દિવાન ત્યાં પોતાની પાસેજ ઉભા હતા તેમને કહ્યું કે જે રાજ મેં એમને કોરડા મરાવ્યા છે. મેં એમને વૈષ્ણુવ જાણ્યા નહિ. ત્યારે શ્રી ગોસાઇજીએ આજ્ઞા કરી કે જીવતો જાણવો હતો. સર્વ નાના મોટા ભગવાનના અંશ છે. માટે આજ પછી તમારે દરેક જીવ માત્ર ઉપર દયા રાખી ને કામ કરવું. વળી કોઇ એક સમયે પાન્ડવના પુત્ર અર્જુનથી એક કીડી મરી ગઇ તે વખતે ભગવાનને અર્જુને વિનંતી કરી કે મહારાજ ! મારાથી અજાણે આજ એક કીડી મરી ગઇ છે. ત્યારે ભગવાને આજ્ઞા કરી કે તમો અડસઠ તીરથ નાહો તો તમારૂં પાપ દૂર થશે. અર્જુન તથા ભગવાન મામા ફોઇના ભાઇ થાય તેમ પોતાના સખા એટલે ભાઇબંધ મિત્ર હતા તેથી આપને દયા આવવાથી પોતાની સ્વઇચ્છાથી સાક્ષાત્ અડસઠે તીર્થને પોતાની પાસે બોલાવી લીધાં. તીર્થો સર્વે સાક્ષાત્ દેવતાઓ છે પરંતુ દુષ્ટ પ્રાણીયોને પાવન કરવા સારૂં જળ રૂપે પ્રવાહથી વહે છે. તે સ્વરૂપ ધારણ કરીને આવ્યાં. અને ભગવાનને વિનંતી કરી કે મહારાજ અમોને શા માટે બોલાવ્યાં ત્યારે ભગવાને આજ્ઞા કરી કે અમારા અર્જુનથી અજાણે એક કીડી મરી ગઇ છે માટે એમને તમો સર્વ મળીને પાવન કરો. એટલે તીર્થરાજ બધાં પ્રવાહ રૂપે જળમય વહેવાં લાગ્યાં એટલે તેમાં અર્જુને સ્નાન કર્યું. અને અડસઠ ફેરા ફર્યા. એટલે પાપનું નિવારણ થયું. એટલે બધાં તીર્થોએ ભગવાનની આજ્ઞા માગી પોત પોતાને સ્થાને ગયાં. ત્યારે અર્જુનને શંકા ઉત્પન્ન થઇ કે હે પ્રભુ ! જ્યારે અજાણથી એક ઝીણી સરખી કીડીનું મારાથી પાપ થઇ ગયું

તેને માટે આટલો મોટો દંડ કે જેથી અડસઠ તીર્થ નાહીને મારૂં પ્રાયશ્ચિત દૂર થયું ત્યારે જે જીવો જાણી બૂજીને પાપનાં પોટલાં બાંધે છે તેની શી દશા! ત્યારે ભગવાને આજ્ઞા કરી કે હે અર્જુન! તારૂં તો આટલાથી પાપ દૂર થયું પરંતુ જે જીવો શાસ્ત્ર વિરૂદ્ધ જાણીને પાપ કરે છે તે દુષ્ટ જીવોને માટે કુંભિપાક નર્ક તૈયાર છે. તે જીવ પાપમાંથી કોઇ દિવસ મુક્ત થતોજ નથી. વળી માન્ડવ રૂષિએ બાલ્યાવસ્થામાં ચોમાસામાં ઉડતાં લાલ પીળા રંગનાં તીડીયાંને બાવળની શૂળી ઉપર ચઢાવી રમત ગમતમાં બાલચેષ્ટા કરવાથી ઘણા દિવસે એમના માથે રાજા તરફથી ઓચિન્તુ તોહમત આવ્યું. એટલે રાજાના દૂતો પકડીને રાજા પાસે લઇ ગયા અને રાજાએ તેજ વખતે શૂળીનો હુકમ કર્યો. આગળના રાજા ખરા ખોટાનો ઇન્સાફ નહિ કરતાં અંધાધુંધી ઘણીજ વપરતા તે આગળના ઇતિહાસ ઉપરથી સાબીત થાય છે. તે પછી માન્ડવ રૂષિએ શુળી ઉપર ચઢતાં પહેલાં સમાધિમાં જોયું તો માલમ પડયું કે મેં બાલપણામાં અણુસમજમાં ઘણાં પ્રાણીયોને બાવળના કાંટાની શુળ ઉપર ચઢાવ્યાં છે, તેથી મારૂં પાપ પ્રગટ થવાથી શુળી ઉપર ચઢવાનો મારો વખત આવ્યો છે. તે વખતે રાજાએ રૂષિને પૂછ્યું કે તમોએ સમાધિમાં શું જોયું તે સાચેસાચું કહો, તમારો ગુનો માફ છે. ત્યારે માન્ડવ રૂષિએ ઉપર બનેલી સર્વ હકીકત યથાર્થ કહી બતાવી. એટલે રાજાના જાણવામાં આ સત્ય હકીકત આવી જેથી રૂષિને છોડી દીધા. ત્યારે માન્ડવરૂષિને જ્ઞાન થયું કે બાલ્યાવસ્થામાં અણુસમજમાં રમત ગમતમાં પાપ કરવાથી શુળીનાં દર્શન કરવાં પડયાં તો પછી બુદ્ધિ છતાં જાણીબુજીને જે પાપ કર્મ કરે છે તેનાં પાપનું ઠેકાણું કયાં. માટે તુલશીદાસજીએ રામાયણમાં કહ્યું છે કે-

દયા ધર્મકો મૂલ હૈ પાપ મૂલ અભિમાન.
તૂલશી દયા ન છોડીએ જબ લગ ઘટમેં પ્રાણ.॥

માટે પુન્યદાન કરતાં દયા વિશેષ રાખવી. હૃદયમાં દયાનો જો કે ભાગ હોય તો પુન્ય ઉપર શુદ્ધ નિષ્ઠા ચોંટે છે. માટે

તમામ પ્રાણી માત્ર ઉપર દયા રાખતાં શીખવું. મનથી–વચનથી એટલે બોલવાથી તેમ દેહથી સર્વનું ભલું કરવું તો ભગવાન આપણું પણ ભલું કરે. કહ્યું છે કેઃ–

ભલા કર ભલા હૈ–સોદા કર નફા હૈ. ॥

તે ઉપર એક જીવદયાનું દૃષ્ટાંત–એક સાધુ મહાત્મા નદી કિનારે સ્નાન કરતા હતા. ત્યાં એક વિંછી પાણીમાં તણાતો તણાતો આવ્યો. સાધુએ વિંછીને હથેળીમાં લઈને બહાર કાઢયો છતાં સાધુ મહાત્માને ડંખ માર્યો. પાછો ફરીને પેલો વિંછી નદીમાં પડી તણાવા લાગ્યો એટલે સાધુએ ફરીથી હથેલીમાં લઈ બહાર કાઢયો તો પણ ડંખ માર્યો–ત્યારે એક બીજા માણસે કહ્યું કે આવા ક્રુર દુષ્ટ પ્રાણીને વારંવાર કાઢવાથી ડંખ મારે છે માટે તમે એને શા માટે વારંવાર કાઢો છો. ત્યારે સાધુ મહાત્માએ કહ્યું કે દેખો ભાઈ, મેરા સ્વભાવ દયા ધર્મકા હૈ–ઔર ઇનકા દુષ્ટતાકા ધર્મ હૈ સો દુષ્ટતા કરતા હૈ. માટે ગમે તેવો માણસ અથવા જાનવર અધર્મી હોય છતાં આપણે ધર્મનો તથા દયાનો સ્વભાવ છોડવો નહિ. કહ્યું છે કે—

અવગુણીયાને ગુણ કરે, તે સજ્જન દાતાર. ॥

# પ્રસંગ ૧૨ મો.

## જુઠું નહિ બોલવા વિષે.

જુઠુ બરાબર જગતમાં બીજું એક પણ પાપ નથી. પ્રથમ સત્યુગમાં મનુષ્યોનું આયુષ્ય એક હજાર વર્ષનું હતું. કારણ કે તેઓ જુઠું બોલવાનું સ્વપ્ને પણ જાણતા નહિ એટલે આયુષ્યનો વધારો થતો તે પછી ત્રેતાયુગમાં કંઈક અંશે જુઠું બોલવા શીખ્યા તેથી પાંચસો વર્ષનું આયુષ્ય થયું. તે પછી દ્વાપર યુગમાં કામ જેટલું જુઠું બોલતાં શીખ્યા એટલે અઢીસો વરસનું આયુષ્ય થયું તે પછી આ ચાલુ વર્તમાન હળાહળ કળીયુગમાં

વગર કારણે પોતાની હોશીયારી બતાવવા જુઠું બોલવા શીખ્યા અને જુઠા સિવાય તો વાતજ નહિ. જુઠું બોલે, પ્રપંચ, પાખંડ કરે તે દુનીયામાં ડાહ્યો કહેવાય અને પાખંડીની પુજા થવા લાગી. જેથી સો વરસનું આયુષ્ય થયું તે પણ નિશ્ચય નહિ કારણકે શાસ્ત્રકારોએ સો વરસ તો નિર્માણ કર્યાં પરંતુ કેટલાં એક વરસ તો નિંદ્રા એટલે ઉંઘમાં કપાય છે. અને કેટલાંએક જુઠું બોલવામાં કપાય છે. એટલે સો વરસનું આયુષ્ય પુરૂં ભોગવી શકાતું નથી. એટલે આપણે જેને છાણના કીડાની માફક અલ્પ આયુષ્ય કહીએ તો ચાલી શકે, તેવું આપણા દેખવામાં આવે છે.

જ્યારે પાન્ડવ કૌરવની લડાઈ થઇ ત્યારે રણ સંગ્રામમાં રાજા યુધિષ્ઠિરને અશ્વસ્થમાએ પૂછયું કે નરો વા કે કુંજર વા એટલે કેટલા હાથી તથા કેટલા માણસો મર્યા ? રાજા યુધિષ્ઠિર જાણતા હતા છતાં જુઠું બોલ્યા કે માણસ અથવા હાથી મર્યાની મને પૂરી ખબર નથી એટલા જુઠના પાપ વડે કરીને મરતી વખતે નરકનાં દર્શન કરવાં પડયાં તેથી મનમાં ઘણુંજ દુઃખ થયું. તો વગર કારણે અથવા જાણી બૂજીને અથવા વાતવાતમાં બિન સ્વાર્થે જુઠું બોલે તો પછી તે પાપનો છેડો કયાં ? માટે મૂખર્તા દોષ મિથ્યા ભાષણ સર્વથા બોલવું નહિ. શાસ્ત્રમાં પ્રથમ જુઠું બોલવાનું તો કહ્યુંજ નથી. પરંતુ પરમાર્થે કદાપિ જુઠું બોલ-વાથી સાંમા માણસનો જીવ બચતો હોય તો તેટલીજ ઘડી જુઠું બોલીને તેનો આત્મા બચાવવો. કારણ કે દરેક પ્રાણી માત્રના હૃદયમાં આત્મા રૂપી ભગવાનનો અંશ છે. તે બચાવવા સારૂ પરોપકારપણું કહેવાય છે. પરંતુ આપણા સ્વાર્થ માટે જુઠું બોલવું નહિ. દુનિયામાં જુઓ કોઇ જુઠા માણસનો વિશ્વાસ કરતું નથી. ઉલટી તેની પ્રતિષ્ઠા આબરૂ ઘટે છે. અને આ લોક ને પર લોકનો ગુનેગાર થાય છે. અને છેવટે જુઠું એ સાચું થાય છે. અને જુઠો અંતે જખ મારે છે. રાજદ્વારમાં પણ જુઠું બોલનારને પૂરેપૂરી શિક્ષા થાય છે. અને ખોટું કૃત્ય કર્યું હોય તો પણ સાચું બોલનારને સરકારમાં અડધી શિક્ષા થાય છે. માટે

કહ્યું છે કેઃ—**સાચામાં સુખ છે ઘણું સાચે રાચે રામ.** સાચાને કોઈ દિવસ ઉનો આંચ પણ આવતી નથી. **सत्यमेव जयते.** એટલે સાચાની સદા સર્વદા જય છે, અને જુઠાનો ક્ષય છે એટલે નાશ થાય છે. માટે સાચું બોલતાં શીખવું. જુઓકે ગાયનું મુખ પ્રથમ પવિત્ર હતું પરંતુ દેવ લોકોમાં કામ દુઘા ગાય દેવો પ્રત્યે કંઇ કારણસર સાક્ષી પુરવામાં જુઠું બોલી જેથી દેવતાઓએ શ્રાપ આપ્યો કે તારૂં આખું અંગ પવત્રિ રહેજો પરંતુ જે મોઢે તું જુઠું બોલી તે મોઢું તારૂં અપવિત્ર થજો તે અદ્યાપિ સુધી મોઢું અપવિત્ર છે.

---

# પ્રસંગ ૧૩ મો.

## વૈષ્ણવ કોને કહેવા તથા વૈષ્ણવોના ઓગણત્રીસ લક્ષણ વિષે.

વૈષ્ણવ કોને કહેવા અને તેનામાં કેટલાં લક્ષણ હોય ત્યારે તે વૈષ્ણવ કહેવાય? પ્રથમ તો પોતાના ગુરૂ પાસેથી દીક્ષા એટલે બ્રહ્મસંબંધ લીધું હોય પછી ગુરૂની આજ્ઞા પ્રમાણે ચાલતો હોય, તેમ તેનામાં વીસ ને નવ એગણત્રીસ લક્ષણ હોય ત્યારે તે વૈષ્ણવ કહેવાય. ટીલાં ટપકાં કરે તે વૈષ્ણવ કહેવાતા નથી. તેમ વૈષ્ણવતા આવતી નથી. તિલક છાપાં કરવાં એ પોત પોતાના ધર્મનું ન્હાનું છે એટલે રાજ્યદ્વારી પટાવાળાની માફક મહો છાપ સમજવી. એટલા માટે દયારામ ભાઇએ ગાયું છે કેઃ—

> વૈષ્ણવ નથી થયો રે-તું શીદ ગુમાનમેં ઘૂમે. ॥
> તારી અંગે વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો. ॥
> નારા સંગનો રંગ ન લાગે ત્યાં લગી તું કાચો. ॥
> વૈષ્ણવ નથી થયો રે તુ શીદ ગુમાનમાં ઘૂમે. ॥

હવે વૈષ્ણવતાનાં ઓગણત્રીસ લક્ષણ વિષે નરસિંહ મહેતાએ એક પદ પાંચ ટુંકનું ગાયું છે તેમાં ઓગણત્રીસ લક્ષણનો સમાવેશ થાય છે.

( રાગ જાવૂં જાવૂં રે સાંમરીયા તોરે વારનેરે. )

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે. ॥ પર દુઃખે ઉપકાર કરે ને મન અભિમાન ન આણે રે. ॥૧॥ સકલ લોકમાં સહુને વંદે નિંદા ન કરે કોની રે. ॥ વાચ કાછ મન નિશ્ચય રાખે ધન્ય ધન્ય જનની તેની રે. ॥૨॥ સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી પરસ્ત્રી જેને માત સમાન રે. ॥ જીહ્વા થકી અસત્ય ન બોલે પરધન ન ઝાલે હાથે રે. ॥૩॥ મોહ માયા વ્યાપે નહીં તેને દ્રઢ વૈરાગ્ય જેના મનમાં રે. ॥ કૃષ્ણ નામ શું તાલી લાગી સકળ તીરથ તેના તનમાં રે. ॥૪॥ વણ લોભા ને કપટ રહીત જે કામ ક્રોધ નિવાર્યા રે. ॥ ભણે નરસૈયો તેનું દર્શન થાતાં કુળ એકોતેર તાર્યાં રે. ॥૫॥ વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડા પરાઈ જાણે રે. ॥

એવા વૈષ્ણવજન હોય કે (૧) પોતે તરે અને બીજાને પણ તારે. (૨) જેનામાં ઉદારતા હોય. (૩) દીનતા હોય, (૪) જેને આએ નહિ આનંદ, ગએ નહિ શોચ. (૫) જેનામાં કામ (૬) ક્રોધ. (૭) લોભ, (૮) મોહ, (૯) મદ, મત્સરતા ન હોય. (૧૦) માન, (૧૧) અપમાન ન હોય, (૧૨) હરી જે સર્વ દુઃખના હરતા તેનું ભજન સ્મરણ કરતો હોય, (૧૩) પરદુઃખ, (૧૪) ઉપકાર, (૧૫) નિંદા કરતો ન હોય, (૧૬) કોઇ દેવની પ્રભુ શીવાય સ્તુતિ કરતો ન હોય, (૧૭) સમદૃષ્ટિ હોય, (૧૮) તૃષ્ણા ન હોય, (૧૯) પરસ્ત્રી માતા સમાન સમજે, (૨૦) પરધન પત્થર બરાબર જાણે, (૨૧) અસત્ય ભાષણ બોલતો ન હોય, (૨૨) મનમાં વૈરાગ રાખતો હોય, (૨૩) કોઇ સાથે વેર ન રાખે, (૨૪) અવગુણ ન હોય, (૨૫) બધા જીવ ભગવાનના જાણે (૨૬) કૃષ્ણ ચરિત્રનું અવલોકન કરતો હોય, (૨૬) કથા પોતે સાંભળે અને બીજાને સંભળાવે, (૨૭) પાપા ચરણથી દૂર રહેતો હોય, (૨૮) હરી ગુરૂ વૈષ્ણવ ઉપર એકસરખો ભાવ રાખતો હોય, (૨૯) તેમ સઘળું જગત પ્રભુનું ક્રીડાભાંન્ડ દેખતો હોય તેવા પરમ ભગવદીય વૈષ્ણવનાં ઓગણત્રીસ લક્ષણ કહેવાય. આપણે તો માત્ર નામનાજ વૈષ્ણવ કહેવાઇએ છીએ. માટે વૈષ્ણવનાં ઉપર બતાવ્યા પ્રમાણે

લક્ષણ ઉત્તમ હોય તો વૈષ્ણવતા કહેવાય. નહિ તો ધર્મથી વિરૂદ્ધ ચાલનારને વૈષ્ણવ કહેવાતા નથી. માટે તન, મન, ધન, પ્રભુમાં નિવેદન કરી ગુરૂ આજ્ઞા પ્રમાણે અથવા તો આપણા માર્ગના ગ્રંથોમાં જે કંઇ ધર્મ ઉપદેશ અગર શિક્ષા કહી છે તે પ્રમાણે વર્તવું એનું નામ વૈષ્ણવ. વૈષ્ણવતા હાટે, ઘાટે કે રસ્તે ચાલતાં વેચાતી મળતી નથી. ખરા વૈષ્ણવ ભગવદીના સત્સંગથી વૈષ્ણવતા પૂર્વેના પુણ્ય વડે તેનામાં દૈવી પણું હોય તો પ્રાપ્ત થાય છે. વળી ખરા વૈષ્ણવ કોણ છે તે સાંભળો. **वैष्णवा नांम यथा शंभुः** ખરા વૈષ્ણવ અને સાચા વૈષ્ણવ ભગવાનના એકાન્તિક ભગવદ્ ભક્ત શંભુ એટલે મહાદેવજી છે અથવા શેષજી છે.

રાગ કાનરો.

નિશદિન નામ રટત યા મુખતે શેશ સહસ્ત્ર ફણી. ॥

રાત દિવસ ભગવાનના નામનું શેશ નારાયણ હજાર મુખેથી રટણ કર્યાજ કરે છે એક પળવાર પણ વિસરતા નથી. તે ભગવદ્ નામ એવું છે કે જેનો પાર નથી. તેમ મહાદેવજી કેવા ભક્ત છે કે ભગવાને જે જે સુંદર વસ્તુઓ અંગિકાર કરી છે તે વસ્તુઓ મહાદેવજીએ તેનો ત્યાગ કર્યો છે. અને ભગવાને જે જે વસ્તુઓનો ત્યાગ કર્યો છે તે વસ્તુઓને મહાદેવજીએ રાખી છે. જેવાં કે ગાંજો, ભાંગ, મૃગછાલા, મસાણમાં સુવું. તેમ આંકડો, ધંતુરો વગેરે જેમાં માયા મોહ ઉત્પન્ન થાય નહિ તેવી વસ્તુ સ્વીકારી છે. માટે મહાદેવજી પરમ ભક્ત છે. માટે એમની નિંદા સ્તુતી કરવી નહિ આપણા પુષ્ટિમાર્ગમાં અન્ય દેવ એટલે ભગવાન સિવાયના બીજા દેવોનો આશ્રય કરવાનો કહ્યો નથી. પરંતુ અજાણે કદાપિ મહાદેવજીના દેવળ પાસેથી જવું પડ્યું તો મહાદેવજીને મનમાં જય શ્રી કૃષ્ણ કરવા અનાદર કરવો નહિ. અથવા તેમનો પ્રસાદ લેવો નહિ. પ્રસાદ વિષે શિવ પુરાણમાં અથવા ભાગવતમાં વાર્તા પ્રસિદ્ધ છે કે મહાદેવજીએ જ્યારે પોતાના સસરા દક્ષ પ્રજાપતિનું માથું કાપી નાખ્યું

તે વખતે પાર્વતીજીને રીસ ચડી કે મારા પિતાને તમે મારી નાંખ્યા માટે હું તમને શ્રાપ દઉં છું કે તમારો પ્રસાદ કોઇ ખાશે નહિ અને જે ખાશે તે ભગવાનથી વિમુખ થશે. એટલે પાર્વતીજીને પ્રસન્ન કરવા સારૂં મહાદેવજીએ દક્ષ પ્રજાપતીને બકરાનું માથું લાવીને ચોટાડ્યું અને સાજા કર્યા. આજપણ મહાદેવજી આગળ હહેરામાં બોમ બોમ કરે કે મહાદેવજી પ્રસન્ન થાય છે. તેમ મહાદેવજીએ ભગવાનના પ્રસાદનું મહાત્મ વધાર્યું છે.

કોઇ એક નગરમાં એક ગરીબ વૈષ્ણવને ઘેર રાત્રે રોજ ભગવદ્ મંડળી બેસતી હતી. મંડળીમાં પછી શ્રી ઠાકોરજીને શેકેલા ચણાનો ભોગ ધરીને વૈષ્ણવ મંડળીમાં પ્રસાદ વેંહચતા હતા. તે ચણાનો પ્રસાદ એક શ્રીમંત એટલે પૈસા પાત્ર શેઠ મંડળીમાં આવતા હતા તેના હાથમાં પ્રસાદ આપવાથી રસ્તે જતાં પ્રસાદ કોઇ દેખે નહિ તેવે ઠેકાણે છાના માના નાખી દેતા ત્યારે મહાદેવજીએ દાણેદાણો વીણી લીધો કારણ કે મહાદેવજી રોજ ભગવદ્ વાર્તામાં આવતા હતા પરંતુ પ્રસાદ મળતો નહોતો. તે શેઠના અભાગ્યને લીધે મહાદેવજીનું ભાગ્ય ખુલ્યું. માટે પ્રસાદનું મહાત્મ તો મહાદેવજી અગર બ્રહ્માએ જાણ્યું છે. વૈષ્ણવો પ્રસાદ લઇ શ્રીયમુનાજીમાં પ્રસાદી હાથ ધોતા હતા તે જળમય પ્રસાદ બ્રહ્માજીએ માછલું થઇને લીધો છે.

# પ્રસંગ ૧૪ મો.

## શિક્ષા નિબંધ વિષે.

વૈષ્ણવોએ પ્રથમ આચાર વિચાર પાળવો જોઇએ કારણ કે **आचारो प्रथमो धर्मः** આચાર કરતાં વિચાર વિશેષ રાખવો. શાસ્ત્રોક્ત જે આચાર વિચાર કહ્યા છે તે પાળવાથી બુદ્ધિ નિર્મળ થાય છે. બુદ્ધિ નિર્મળ થવાથી ધર્મ ઉપર શુદ્ધ નિષ્ઠા ચોંટે છે. તેમ અપવિત્ર રહેવાથી એટલે અનાચાર કરવાથી બુદ્ધિનો નાશ

कांकरोलीना

श्रीमद् गोस्वामी श्री १०८<br>श्री व्रजभूषणलालजी महाराज<br>प्रा० सं० १९६८ महा वदी २.



श्रीमद् गोस्वामी श्री १०८<br>श्री विट्ठलनाथजी महाराज<br>प्रा० सं० १९७० पोष वदी ९

"जैनविजय" प्रिंटिंग प्रेस-सुरत।

થાય છે. બુદ્ધિ નાશ થવાથી ધર્મ ઉપરથી નિષ્ટા ઉઠી જાય છે. માટે સારી બુદ્ધિ અને પવિત્રતાથીજ ઉત્તમ કાર્યો સૂજે છે, જેવા કે ભગવદ્ સેવા, ગુરૂ સેવા, વૈષ્ણવ સેવા, પુન્ય, દાન, જપ, તપ, તીર્થ, દયા, દીનતા સર્વે ઉત્તમ કાર્યોજ તેનાથી થાય છે.

હવે પ્રથમ પશુ યોનીને નહિ અડકાવા વિષે. (૧) સૂકર (ભુંડ) (૨) કુકર (મરગડું) (૩) શિઆળ (૪) (ગર્ધવ) ગધેડું (૫) (શ્વાન) કુતરૂં (૬) સર્પ (૭) છાપકી અથવા ગરોળી (૮) કાગડો (૯) સમડી, આટલાં નવ પ્રકારના જાનવરોને અડકવાનો શાસ્ત્રમાં નિષેધ ગણ્યો છે. કારણ કે એમાં કેટલાંએક માંસાહારી છે. બીજા કાળ રૂપ છે. એટલાં નીચ કાર્યો કરનારને અડકવાથી સચૈલ સ્નાન કરવું પડે છે. મનુષ્ય જાતિમાં સ્ત્રી પુરૂષને અડકવાના નિષેધ વિષે. નીચ જ્ઞાતિમાં પ્રથમ (૧) ચાન્ડાલ જેને અંત્યજ એટલે બહાર-વાળો ભંગી કહીએ છિએ તે (૨) (મ્લેચ્છ) મુસલમાન (૩) આસુરી એટલે ભગવાનથી વિમુખ (૪) સુતકી એટલે કુટુંબ કલેશવાળાને સુતકીનું સુતક તો પુરા દિવસ થયે ઉતરે છે પરંતુ જે કૃષ્ણ ભજન કરતો નથી તે જન સદાએ સૂતકીજ સમજવો. (૫) રજસ્વલામાં મુખ્ય ચાર હત્યાઓ છે તેમાં આ મુખ્ય હત્યા કહેવાય. પહેલે દિવસે ચાન્ડાલની, બીજે દિવસે ગરોડી, ત્રીજે દિવસે ધોબણ અને ચોથે દિવસે શુદ્રવત ગણાય છે. તે શાસ્ત્ર પ્રમાણે ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ ગણાય છે, માટે ચોથા દિવસનું તેના હાથનું જળ માત્ર કામ આવે છે. તેના હાથની રસોઇ કામ આવતી નથી હવે બાકીની જે ત્રણ હત્યાઓનો વાસ એક તો જળમાં શેવાળ, બીજી જમીન ઉપર ખારો-ઉસ, અને ત્રીજી હત્યા બાવળના ઝાડનો ગુંદર તેથી પુરૂષોને એ ગુંદર ખાવાનો નિષેધ છે. (૬) ધોબી એ અઢારે વરણનાં કપડાંનો મેલ ધૂએ છે તેથી તેને અડકવું નહિ તેમ જે ઠેકાણે ધોબીનો ઘાટ હોય ત્યાં જળ પીવું નહિ શાથી જે ધોબીઘાટ અપવિત્ર તથા દરિદ્રતા પ્રાપ્ત કરે છે. (૭) હજામ પણ ઉપર પ્રમાણે અશુદ્ધ છે. (૮) મોચી (૯) ડબગર આવા નવ પ્રકારના અપવિત્ર માણસોને અડકવાથી સચૈલ એટલે નખથી શીખ પર્યન્ત નહાવાનું કહ્યું છે.

૩-નીચે બતાવ્યા પ્રમાણે દોષ રહિત રહે તો ભગવાન પ્રસન્ન થાય છે (૧) કામ (૨) ક્રોધ (૩) લોભ (૪) મોહ (૫) મદ મત્સરતા (૬) અસંતોષ (૭) ગરીબોને દુઃખ દેવું (૮) નિંદા (૯) પરસ્રી (૧૦) પરધન. તૂલસીદાસજીએ કહ્યું છે કે—

પર ધન પથ્થર જાણીએ, પર સ્રી માત સમાન,
ઇતનો તજે હરી ના મીલે, તો તુલસીદાસ જમાન.

કારણ કે કાષ્ટની પુતળી દેખેથી હૃદયમાં કામ વિકાર ઉપન્ન થાય છે માટે એકાંતમાં ભાઇ, બ્હેન, દીકરીએ પણ બેસવું નહિ (૧૧) પ્રભુની લીલામાં દોષવિકાર લાવવો નહિ. (૧૨) કપટ છલ, પ્રપંચ (૧૩) પાખંડ (૧૪) ચોરી, (૧૫) હિંસા એટલે પાપ કરવું નહીં. તેમ મુખ્ય ચાર હત્યાઓ છે તેમાં પ્રથમ (૧) સ્રીહત્યા (૨) બાળહત્યા (૩) ગૌહત્યા (૪) બ્રહ્મહત્યા; એ પંદરે પ્રકારના મુખ્ય મોટામાં મોટા દોષ છે અને બીજા દોષોનો તો પાર પણ નથી, માટે આપણે ભગવાનથી તથા ધર્મથી ડરીને ચાલીએ તો ભગવાન કૃપા કરી બચાવે તો ભગવાન પ્રસન્ન થાય.

૪-ખાવા, પીવા વિષેનો નિષેધ. આપણી બુદ્ધિ ઠેકાણે રહે એટલા સારૂં ઉત્તમ વસ્તુઓના ભોક્તા એટલે ઉત્તમ વસ્તુને આહાર એટલે ખાવાપીવામાં લેવી અને ખોટી વસ્તુ જે શાસ્ર-કારોએ નિષેધ તથા ધર્મથી વિરૂદ્ધ ઠરાવી છે, તેનો ત્યાગ કરવો. પ્રથમ તો (૧) મધુપાન એટલે દારૂ. દારૂમાં અનેક જાતનાં પાપ સમાયલાં છે, લખે પાર આવે તેમ નથી. (૨) તાડી (૩) અભક્ષા-ભક્ષ. (૪) ચા. એ તો શુદ્ધ વનસ્પતિ છે પરંતુ હોટલની ચા પીવાથી એક જન્મમાં બે જન્મ કરવા જેવું છે. કારણકે એક બાલટીમાં પાણી ભરેલું હોય છે તેમાં દરેક વર્ણના પીધેલા પ્યાલા બોળવામાં આવે છે. તે પ્યાલામાં આપણે ચા પીએ છીએ તો પછી વર્ણાશ્રમનો ભેદ ક્યાં રહ્યો ! માટે ભલે ચા તો પીઓ પરંતુ હોટલની ભ્રષ્ટાભ્રષ્ટથી બચો ને ઘેર ચા પીવામાં કશો વાંધો નથી. (૫) ખાંડ વિષે-વિલાયતી ખાંડને અનેક તરેહના

જાનવરોના લોહીથી મેલ કાઢવાને માટે ધોવામાં આવે છે, તેથી સફેદ બગલાની પાંખ જેવી બને છે. માટે તે ખાંડ ભ્રષ્ટતાવાળી ખાવી વ્યાજબી નથી, માટે આપણી ખાંડ મથુરાંજી પાસે પીલીભીતના કારખાનામાં બનેલી અથવા કાનપૂરમાં બનેલી અથવા શુદ્ધ સ્વદેશી પણ ઘણી મળે છે માટે આત્માને નહિં વટાળતાં શુદ્ધ સ્વદેશી ને વાપરવી.

(૬) વિલાયતી દવાઓ દારૂ, માંસ, ચરબીથી બનેલી આવે છે, તે દવાઓ આપણા ભારતવર્ષના પવિત્ર વૈષ્ણવ હિંદુઓ ધર્મ રહિત થઇને કેમ વાપરી શકે. તો પછી આપણી બુદ્ધિ શી રીતે સુધરે ? જે હૃદયમાં પ્રભુનો અંશ છે તેજ હૃદયને આપણે જાણી બુજીને અપવિત્ર સ્થાન બનાવવું એના કરતાં બીજું નીચ કૃત્ય કેવું કહેવાય ? આગળના વખતમાં આપણા દેશમાં હોસ્પીટલો નહોતી તો શું ચાલતું નહોતું ? અને હોસ્પીટલોની ભ્રષ્ટ દવા પીવાથી કે ખાવાથી અમર કોણ રહ્યું ? જેટલી શક્તિ દેશી દવાઓમાં છે તેટલી શક્તિ ભ્રષ્ટતાવાળી વિલાયતી દવામાં નથી, માટે તમારા હિંદુ ધર્મને કલંક નહિ લગાડતાં તમારો ધર્મ શું છે તે સમજો.

(૭) મૂળા, મોગરી, આ બંને વસ્તુને ખાવાથી સાંજ સમયે ખોટા ઓડકાર આવે છે તેથી ખાવાનો નિષેધ છે. એનો બીજો નિષેધ નથી. (૮) કાળીંગડુ એની છાલ ઉપર કાળા સાપના જેવા વાંકાચુંકા લીટા આવે છે તેથી નિષેધ છે. (૯) ગાજર પણ કુતરામાંથી પેદા થાય છે. (૧૦) મસુરની દાળ એને ચુલે ચઢાવ્યા પછી લાલ લોહી જેવોજ રંગ થઇ જાય છે માટે દષ્ટિ વિકારને લીધે નિષેધ છે. (૧૧) લસણની કુતરાના પગના નખમાંથી ઉત્પત્તિ છે. (૧૨) ડુંગળી (કાંદા) અથવા કેટલાએક ખાનારા લોકો એને કૃષ્ણાવળી પણ કહે છે. તે કુતરાના ગુહ્ય ભાગમાંથી ઉત્પન્ન થઇ છે તેમ લસણ ડુંગળી ખાનાર માણસ જો દેવ મંદિરમાં જાય છે તો તેનાથી દેવ ઘણા અપ્રસન્ન થાય છે કારણ કે તેના મોઢાની દુર્ગંધ એકવીસ દિવસ સુધી જતી નથી. (૧૩) તંબાકુ એ સાપની કાંચળીમાંથી ઉત્પન્ન થઇ છે તેમ

નીચ લોકો મોઢામાં પાણી ભરીને એને ફુંકારે છે એટલે ખાનાર પીનારને નિષેધ છે. (૧૪) સફેદ રીંગણાં તથા કાળા રીંગણાં ખાવાનો શાસ્ત્રમાં નિષેધ છે પણ શ્રી જગનાથરાયજીની આજ્ઞાથી આપણા પુષ્ટિમાર્ગમાં શ્રી મહાપ્રભુજીએ લીધાં છે. માટે સુખેથી શ્રી ઠાકોરજીને ભોગ ધરવામાં લેવાં. દરેક માસની તેરશે શ્રી ઠાકોરજીને ભોગ ધરવામાં આવતાં નથી, તેમ શ્રી વામન ભગવાન ચતુર એટલે ચાર માસ બળીરાજાને ત્યાં પાતાળમાં ચોકી રહ્યા છે તેથી ભકતોને વિયોગ થવાથી કેટલીએક વસ્તુઓ ચોમાસાના ચાર માસ ખાતા નથી, તેમ રીંગણાં પણ ખાતા નથી.

૭–**પ્રભુ પ્રસન્ન થાય તેવા ઉપાય વિષેઃ**—પ્રથમ જીવ બુદ્ધિની રક્ષા કરે તો સર્વ કાર્ય સિદ્ધ થાય. પ્રથમ અસમર્પિત વસ્તુમાં રંચક મન ચલાયમાન ન કરે–સદા મહાપ્રસાદ લે, અસમર્પિત વસ્તુનો ત્યાગ કરે. શ્રી કૃષ્ણની સેવા નિત્ય કરે, તથા ભગવદીય વૈષ્ણવનો સત્સંગ કરે, દુસંગનો ત્યાગ કરે. શ્રી કૃષ્ણની કથા સાંભળે તથા શ્રી કૃષ્ણની લીલા તથા નામનું કીર્તન કરે તો બુદ્ધિ નિર્મળ રહે ત્યારે પ્રભુ હૃદયમાં પધારે એ સિદ્ધાન્ત મુખ્ય છે (૧) તેમ ગાય માતા, (૨) બ્રાહ્મણ ઉપર દયા રાખવી, (૩) વૈષ્ણવને ગુરૂભાઈ તરીકે માનવા, (૪) ગુરૂ ઉપર વિશ્વાસ રાખવો, (૫) પૃથ્વી ઉપર ત્રણ કુળ મોટાં છે. બીજા અવતાર તો ઘણા છે. ત્રેતાયુગમાં રાજા દશરથને ઘેર શ્રી રામચંદ્રજીનો અવતાર તેમનું રઘુકુળ (૬) દ્વાપવરયુગમાં શ્રી નંદરાયજીને ઘેર શ્રી કૃષ્ણ ભગવાન તેમનું યદુકુળ એટલે જાદવકુળ, (૭) ત્રીજું કળીયુગમાં શ્રી લક્ષ્મણભટજીને ઘેર શ્રી આચાર્યજી મહાપ્રભુનું પ્રાટગય એ વલ્લભકુળ તે બધામાં શ્રેષ્ઠ છે. તે ભકતોના ઉદ્ધાર અર્થે છે. (૮) પ્રભુની લીલા નિર્દોષ નિર્વિકાર સમજે, (૯) આપણા ગુરૂ તથા શ્રી ઠાકોરજી સિવાય કોઇ દેવની સ્તુતિ કરવી નહિ. (૧૦) અન્યાશ્રય ન કરવો, (૧૧) અસમર્પિત વસ્તુ ખાવી નહિ. (૧૨) સર્વ પ્રાણી માત્ર ઉપર સમાનભાવ રાખવો, (૧૩) શ્રીમદ્ ભાગવત (૧૪) શ્રી ગીતાજી, (૧૫) ખટ શાસ્ત્ર, (૧૬) અઢારે પુરાણ

ઉપર વિશ્વાસ રાખવો, (૧૭) પ્રભુની બાળલીલા, (૧૮) કિશોર લીલા, (૧૯) પૌગંડલીલાનું ગુણ ગાન કરવું (૨૦) ગૌ ગ્રાસ કાઢવો (૨૧) ગરીબ, અનાથ, સાધુ ઉપર દયા રાખવી. (૨૨) સુપાત્રને દાન આપવું. બ્રાહ્મણને પણ સુપાત્ર જોઇને દાન આપવું. કહ્યું છે કે સુપાત્રે દાન, કુપાત્રે દાન નહિ તે ઉપર કુપાત્ર દાન વિષે દૃષ્ટાન્ત.

કોઇ એક શહેરમાં એક શેઠીયાને ત્યાં ફકીર માંગવા આવ્યો. ભિક્ષુક ફકીર જાણી શેઠે એક પૈસો આપ્યો તે પૈસાનો તે લોઢાનો તાર લાવ્યો અને તેનો કાંટો બનાવી તેમાં એક લાંબી દોરી બાંધી અને કાંટામાં લોટની ગોળીયો કરીને લગાડી. અને નદી અથવા તળાવમાં તે કાંટો નાંખ્યો. બિચારાં નિર્દોષ માછલાં લાલચના માર્યાં લોટની ગોળીયો ખાવા સારૂ આવ્યાં કે પેલો કપટ જાળનો કાંટો તેના પેટમાં ઉતરવાથી તરફડીને મરવા લાગ્યાં, એવી રીતે હજારો જીવોની હત્યા પેલા ફકીરે કરી, જેથી પરમેશ્વરને ત્યાં પુણ્યને બદલે પાપનો મોટો ડુંગર જમા થયો. પેલા શેઠનો જ્યારે અંતકાળનો સમય આવ્યો એટલે યમના દુતોએ જમપુરીમાં લઈ જઇને પાપના ડુંગરો ગતાવ્યા માટે તેને પુણ્યને બદલે પાપને લીધે નર્ક ભોગવવું પડયું માટે સુપાત્રને દાન આપવું. અનાજ વસ્ત્ર ગરીબ જાણીને આપવાં પરંતુ પૈસાનું દાનતો સુપાત્ર જોઇનેજ આપવું કારણ કે પૈસાથી અર્થ સિદ્ધ થવાને બદલે અનર્થ થાય છે. માટે ઉપર બાવીસ ગુણ જેનામાં હોય તેની ઉપર ભગવાન પ્રસન્ન થાય છે અને દયા કરે છે.



# પ્રસંગ ૧૫ મો.

## ભગવાનને દીનતા પ્રસન્ન છે તે વિષે.

વૈષ્ણવ થયા પરંતુ દીનતા ન હોય તો તે ભગવાનને પ્રસન્ન નથી જેમ ઘી રાખમાં હોમે તેમ અપ્રસન્ન થાય છે, તેમ પ્રભુને ત્યાં શી વાતની કમી છે? સર્વ વસ્તુ હાજર છે પરંતુ ત્યાં એક દિનતા નથી, તે વિષે શ્લોક—

**किमासनं ते गरुडा, सनाथ-किं भूषणं कौस्तुभ भूषिताय लक्ष्मी कलत्राय किमस्ती देयं वागीषते किं वचनीयमास्तीयः ॥**

હે પ્રભુ! આપ કયા આસનથી પ્રસન્ન થશો? કારણ કે આપણને ગરૂડના જેવું સુવર્ણ મય એટલે સોનાનું આસન છે. ગરૂડજી પોતે સુવર્ણ મય એટલે જેની સોનાની દેહ છે. બીજું હું આપને કયું આભુષણ કે શણગાર ધરૂં કે તેથી આપ પ્રસન્ન થશો? કારણ કે આપની પાસે કોસ્તુભ મણીનાં આભૂષણ છે. ત્રીજું હું આપને કેટલું દ્રવ્ય ભેટ કરૂં તો આપ પ્રસન્ન થશો કારણ કે શ્રી લક્ષ્મીજી સરખાં આપનાં પત્ની ચર્ણાબિંદનાં દાસી છે. અર્થાત્ જેના ચર્ણાબિંદમાં લક્ષ્મીજીનો સદાએ નિવાસ છે. ચોથું હું આપના કેટલાક ગુણોનું વર્ણન કરૂં તો આપ પ્રસન્ન થશો કે શ્રી નવ રત્ન ગ્રંથમાં કહ્યુ છે કે **वाक्पति विबुधेश्वरः** એટલે જે સરસ્વતિ અથવા શારદા દેવી તેના આપ પતિ છો માટે હે પ્રભુ! આપણા ગુણાબિંદનું વર્ણન શેષજી સરખા પણ હજાર મુખે કરી શકતા નથી તો હું આપનું એક મુખે શું વર્ણન કરી શકું? માટે હે દીન વત્સલ પ્રભુ! મારાથી આપનું કોઇ રીતે સમાધાન થઇ શકે તેમ નથી. હું તો દીન છું, જડ બુદ્ધિ છું, આપ તો દીન બંધુના બંધુ છો એટલે જે દીનતાવાળો જીવ છે તેની ઉપર દયા કરવાવાળા છો એવું આપણું બીરદ એટલે હૃદય કોમળ છે માટે હે પ્રભુ! મારામાં દીનતા નથી,જેનામાં દીનતા

આવી છે તેને પ્રભુ પ્રસન્ન કરવાનો એક મોટો ઉપાય છે. દીનતાનો અર્થ એવો છે કે કપટ છળ રાખ્યા વગર દીનવચન બોલે દીનયુક્ત થઇને રહે—તે બાબતનું એક લૌકિક દૃષ્ટાંત ગમે તેવો વૈરવી હોય, ગમે તેવું કામ બગાડી નાખ્યું હોય, અર્થાત્ ઘીનો ઘાડવો ઢોળી નાખ્યો હોય પરંતુ તે આવીને પગે લાગે અથવા માફી માગે કે હું તમારો છું, મારાથી ભૂલ તો થઇ, હવે ચહાય મને મારો અગર તારો, એ તમારા હાથમાં છે, તો તેના ઉપર ગમે તેવો વજ્ર જેવા સ્વભાવવાળા માણસને પણ જરૂર દયા આવશે તે સ્વાભાવિક છે. તો પછી જીવ પ્રભુને દીનયુક્ત થઇને રહે તો તેના ઉપર દીનવત્સલ દીનાનાથ પ્રભુને જરૂર દયા આવશે કારણ કે આપણા પુષ્ટિમાર્ગ એટલે અનુગ્રહ અથવા તો ભક્તિ માર્ગમાં પરમ સાધનરૂપ એક દીનતા છે. જેનામાં દીનતા આવી તેને પુષ્ટિમાર્ગીય ફળ જરૂર પ્રાપ્ત થવાનું—હે પ્રભુ! હું જેવો તેવો તમારો છું. આવી રીતના હૃદયના ભાવ વડે ઉચ્ચાર કરે. હૃદયનો ભાવ ભગવાન સૌથી પહેલો સાંભળે છે—બૂમો પાડવાથી કંઇ વધારે સાંભળતા નથી. કહ્યું છે કેઃ—

કીડીકે પાઉમેં નેપૂર બાજે, ઓ બી સાહબ સૂનતા હે. ॥

માટે ભગવાન કંઇ બહેરા નથી. માટે હૃદયનો ભાવ મુખ્ય પ્રધાન છે. વ્રજ ભક્તો ભગવાનનાં અંતરંગ ભક્ત હતા છતાં તેમને મદ થયો કે ભગવાન અમારે વશ છે. ત્યારે ભગવાન અંતર્ધ્યાન થયા. અને જ્યારે દીનતા આવી કે હે નાથ! હે કૃષ્ણ! આપ ક્યાં છો! આપણી દીન દાસી આપ વિના દુઃખી છે. હે મહા ભૂજાવારે પ્રભુ! તમારી દીન દાસીને કૃપા કરીને દર્શન આપો. જ્યારે હૃદયથી આવા ઉદ્દગારો ગોપીજનોના દીન વચન પ્રભુએ સાંભળ્યાં ત્યારે ભગવાન પ્રગટ થઈને સાક્ષાત્ દર્શન આપ્યાં. વળી દયારામભાઇએ પણ ગાયું છે કે—

દીનતાના પાત્રમાં મન મણી મૂકીને ભેટ ભુદરજીને ધરજોરે. ॥

એટલે દીનતા રૂપી પાત્ર તે ત્રાંબા પિત્તળનું નહિ પરંતુ મણી રૂપી જે મન કારણકે એકાદશ ઇંદ્રિયોમાં મન મુખ્ય પ્રધાન

છે. જ્યાં મન આવ્યું ત્યાં સર્વસ્વ આવ્યું. બાદશાના લઉવા બિરબલે શ્રી ગોસાઇજીને વિનંતી પત્ર લખ્યો કે મારે આપનો સેવક થવાનો વિચાર છે માટે ગુરૂદીક્ષા એટલે બ્રહ્મસંબંધ લેવાને કેટલા હાથી, કેટલા ઘોડા અને કેટલું દ્રવ્ય જોઇશું ત્યારે શ્રી ગોસાઇજીએ આજ્ઞા પત્ર લખ્યો કે ગુરૂદીક્ષા લેવામાં ફક્ત તમારૂં મન લઇને આવજો. માટે સેવા સ્મરણ વગેરેમાં પ્રથમ મન હોય તોજ તે થઇ શકે છે. જેવી રીતે મણી અંધારાનો નાશ કરી પ્રકાશ કરે છે. તેવુંજ હૃદયવડે મનની શુદ્ધ ભેટ જે દીનતા તે ભેટ પ્રભુને ધરજો. માટે પ્રભુ તો દીનતા રૂપી ભાવના ભૂખ્યા છે. જેમ દ્રૌપદીને દીનતા થઈ ત્યારે કૌરવોની સભામાં (૯૯૯) ચીર પૂરી પ્રભુએ લાજ જતી રાખી. તેમ ચીર હરણ લીલા વખતે ગોપીજનોને દીનતા આવી ત્યારે દર્શન આપી કદમ ઉપરથી ભગવાને ચીર પાછાં આપ્યાં. વળી ગજેન્દ્ર મોક્ષ વખતે.

રાગ ગોરી. ( એરી તુમ કોન હો રે ફુલવા બીનનહારી )

નાથ કૈસે ગજકો બંધ છુડાયો. ॥ ગજ ઔર ગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો. ॥૧॥ જવ પૂર સૂંઢ રહી જલ ઉપર, તબ હરી નામ પૂકાર્યો. ॥ ( નાથ કૈસે )

નાથ કહેતાં ભગવાન ને ગજ કહેતાં હાથીનું બંધન છોડાવ્યું તે કેવી રીતે કે જળની માંહે ગ્રાહ એટલે મગર હાથીનો પગ ઝાલીને મહાન ઉંડા જળમાં ખેંચી ગયો. હાથીએ છોડાવવાનું ઘણુંજ કર્યું, પરંતુ મગર અને મંકોડો જે ઝુડ ભેરવી તે જીવ ગએ પણ છોડે નહીં. એટલે માત્ર જવના દાણાપૂર જળ ઉપર હાથીની સૂંઢ રહી એટલે હાથી ડુબવા લાગ્યો ત્યારે દીનતા સહિત હરી જે સર્વ દુઃખના હરતા એવા શ્રી કૃષ્ણ ભગવાનનો તેણે પોકાર કર્યો. તે વખતે ભગવાન પોતાના ગૌલોકમાં શ્રી લક્ષ્મીજી સહિત બિરાજતા હતા, ત્યાં પેલા હાથીનો પોકાર અંતરની ભક્તિ વડે સાંભળ્યો કે તુરત ભગવાને સ્વઇચ્છાથી સુદર્શન ચક્રને આજ્ઞા કરીને બન્ને જણને છોડાવ્યા. હાથીને માટે ભગવાને જુદો અવતાર લીધો નથી-માટે પ્રભુ પ્રસન્ન કરવાને એક દીનતા એજ સર્વોત્તમ સાધન છે.

# પ્રસંગ ૧૬ મો.

## દુઃસંગ દોષના નિવારણ વિષે.

દુઃસંગ–એટલે દુષ્ટનો સંગ નહિ કરવો તેનું નામ દુઃસંગ. એટલા માટે શાસ્ત્રમાં ત્રણ દોષ પ્રબલ એટલે મોટામાં મોટા કહ્યા છે. તેમાં પ્રથમ અન્ન દોષ, તેનો પ્રસંગ આગળ અસમર્પિતના બાવીસમા પ્રસંગમાં આવશે. બીજો મન દોષ એટલે મનના વિકારથી જે કંઈ દોષો ઉત્પન્ન થાય છે તે, જેવા કે ફલાણાને તરવારથી મારી નાંખ્યો હોય તો તેનું બધું દ્રવ્ય મારા હાથમાં આવે, તેમ ફલાણાનું ઘર બાળી દીધું હોય તો ઠીક. માટે સાક્ષાત્ દોષ કરતાં મનના વિકારો વધારે દુષ્ટતા ભરેલા હોય છે. માટે મનનો દોષ છુટવો મુશ્કેલ છે. ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રતિ કહ્યું છે કે હે અર્જુન! મન ખરેખર ચંચળ છે. તેમ ઇંદ્રિયોને વિંહ્વળ કરનાર ખરેખર બળવાન મન છે અને તે મનને વશ કરવું તે વા કહેતાં પવનને વશ કરવા જેટલું કઠીન છે, પરંતુ તે અભ્યાસથી અને વૈરાગ્યથી વશ કરી શકાય છે. માટે મનનો દોષ કયારે છુટે કે કોઇ ભગવદીયનો સત્સંગ રાત દિવસ થાય ત્યારે તે દોષનું આવરણ છુટે છે. ત્રીજો દુઃસંગ દોષ. એ દોષ શાસ્ત્રમાં મોટામાં મોટો બાધક ગણાય છે. એટલા માટે ભગવદીયોએ શ્રી યમુનાજીનાં પદમાં ગાયું છે કે—

દુષ્ટ સંગ ન દીયો વિધાતા યાતે ભલો નરક કો બાસા. ॥

નરકનો વાસ કબૂલ કર્યો છે પરંતુ દુષ્ટનો સંગ કબૂલ કર્યો નથી એવો દોષ બળવાન છે. તે દુઃસંગ દોષ કેવા પ્રકારનો બળવાન છે? કે જેથી અન્ય એટલે બીજાનો સંબંધ થાય એટલે દેહ ઇન્દ્રિય ભગવાનથી બહીર્મુખ થાય. બહિર્મુખ એટલે ભગવાનથી વિમુખ થવાથી શું થાય? કે તે જીવ સદાએ વિષયના ધ્યાનમાં તત્પર રહે એટલે બુદ્ધિનો નાશ થાય, બુદ્ધિ નાશ થઇ એટલે એના સર્વ પદાર્થ નાશવંત થયા. ગીતા·

જીમાં બુદ્ધિયોગનો આખો એક અધ્યાય ભગવાને અર્જુન પ્રતિ કહ્યો છે. बुद्धिमेरककृष्णस्य-पादपद्म प्रसीदतुः બુદ્ધિના દાતા એટલે બુદ્ધિના આપનાર તો ભગવાન છે. પરંતુ સારી ખોટી બુદ્ધિ કર્મના આધાર ઉપર છે. માટે શુદ્ધ બુદ્ધિ હોય તો શુદ્ધ કાર્ય બની આવે જેથી દુઃસંગ દોષ તજવો. અર્થાત્ છોડી દેવો. જેથી સત્સંગમાં પ્રીતિ થાય અને સત્સંગ થાય તો ભગવાનમાં પ્રીતિ વધે અને ભક્તિ ઉત્પન્ન થાય તો પ્રભુની સેવામાં ચિત્ત ચોંટે તો ભગવાન પ્રસન્ન થાય. માટે દુઃસંગથી દૂર રહેવું. જેવી રીતે નાહર કહેતાં વાઘની પાસે આપણે ભુલેચુકે જઈએ; તો તેની દેહનો નિશ્ચય વિઘ્નજ થાય છે. જેમ અગ્નિમાં જાણે અજાણે હાથ ધરીએ તો બળી જવાય છે, તેમ દુઃસંગ એટલે ભગવાનથી જે વિમુખ દુષ્ટ માણસો છે તેનાથી અવશ્ય ડરતા રહેવું. કારણ કે તેવાના સંગથી આપણી સુંદર બુદ્ધિનો નાશ થાય છે. માટે અગ્નિની માફક દુઃસંગથી દૂર રહેવું. તે વિષે એક પદ સૂરદાસજી ત્રણ ટુંકનું કહે છે.

રાગ બિહાગ ( ચાલ હરીદાસની કથાનો રાગ. )

તજ મન હરી વિમૂખકો સંગ. ॥ જાકે સંગત કુબુદ્ધિ ઉપજત પાડત ભજનમેં ભગ ॥૧॥ ખરકું કહા અર્ગજા લેપન મર્કટ આભુષણ અંગ. ॥ કાગકું કહા કપૂર ચુગાવત શ્વાન નવાવત ગંગ. ॥૨॥ કહા ભયો પય પાન કરાવત વિષના તજત ભોંગ. ॥ સૂરદાસ પ્રભુ કારી કામરીયા ચડત ન દુજો રંગ. ॥૩॥ ( તજ મન )

દુઃસંગ દોષ કેવો છે કે જેવી રીતે રાજા ભરતજી પોતાનું રજપાટ છોડીને વૃદ્ધાવસ્થામાં પ્રધાનને રાજ્ય સોંપી નિર્જન વનમાં ભગવાનના તપને અર્થે ગયા ત્યાં એક નદીના જળના પ્રવાહમાં ઉભા રહીને ભગવાનનું તપ અર્થાત્ ધ્યાન ધરતા હતા. કોઇ એક દિવસના સમાયોગે કરીને એક મૃગલી ગર્ભવંતી હતી તેની પાછળ શિકારને અર્થે વાઘ દોડયો. પેલી બિચારી ગર્ભવંતી મૃગલી જેમાંથી કસ્તુરી નીકળે છે તે ભયભીત થઇ દોડી ગઇ. દોડતાં

દોડતાં જ્યાં રાજા ભરતજી તપ કરી રહ્યા છે તે નદીના પ્રવાહમાં વાઘની ગર્જનાથી તે મૃગલીનો ગર્ભ સ્ત્રવીત એટલે પેટમાંથી જળમાં પડી ગયો. એટલે તે મૃગલીનું બચ્ચું તણાતું તણાતું રાજા ભરતજીના પગમાં અથડાયું. એટલે ધ્યાન ખુલી ગયું. અને જુએ છે તો એક સુકોમળ સુંદર નાજુક મૃગલીનું બચ્ચુ છે. તે બચ્ચા ઉપર દયા આવવાથી તપ તપને ઠેકાણે રહ્યું અને બચ્ચાને પોતાના રહેવાના આશ્રમમાં લઇ ચાલ્યા. ત્યાં બચ્ચાનું લાલન પાલન આસના વાસના એટલે ગાય વગેરેનું દુધ પાય છે. એમ કરતાં તે બચ્ચું દિવસે દિવસે મોટું થયું એટલે તે કુદકો મારીને જંગલોમાં દોડી ગયું પછી હાથ આવ્યું નહિ. એ બચ્ચાના વિયોગથી રાજા ભરતજીએ અન્ન જળ છોડયું. અને અષ્ટપહોર એટલે રાત દિવસ તેનુંજ ચિંતવન કર્યાંજ કરે છે. અને કહે છે કે અરેરે! મારૂં બચ્ચું કયાં હશે? એ ખાતું શું હશે! એને દુધ કોણ પાતું હશે? પથારી વગર જંગલમાં શેમાં સુતું હશે? એને તાપ તડકો ટાઢ નહિ લાગતો હોય? એ કોના ભરૂસે જંગલમાં એકલું રહ્યું હશે? આવી રીતે બચ્ચાના વિયોગથી મોહપાસમાં પડી વલોપાત કર્યો કરે છે. અને સ્વપ્નામાં પણ બચ્ચું આવે છે તેને રાજા ભરતજી પકડવા દોડે છે. એવી રીતે બચ્ચાના દુઃસંગ દોશ વડે કરીને રાજા ભરતજીની દેહ છુટી ગઇ અને બીજા જન્મમાં જડભરત થયા એવી રીતે દુઃસંગ દોષથી ત્રણ જન્મ લેવા પડયા છે. જુઓ કે અહીં રાજા ભરતજીએ અનાથ એટલે માતા, પિતા વિનાના બાલકની ઉપર દયા સારૂ આ કામ કર્યું, પરંતુ તેમાં આશક્ત થઇ ગયા એટલે ભગવાનની ભકિત છુટીને માયા વળગી તેથી ત્રણ જન્મ લેવા પડયા. માટે દુઃસંગ દોષ મહાન બલિષ્ટ છે. દુઃસંગથી મોટા મોટા ભગવદ્ ભકતો પણ ભુલ્યા છે. દીવીધી વાનર રામાયણમાં શ્રી રામચંદ્રજીનો મોટો ભકત હતો પરંતુ નરકાસુર દૈત્યના નઠારા સંગથી શ્રી કૃષ્ણ ભગવાનના મોટા ભાઇ શ્રી બળદેવજી સાથે લડયો. માટે દુઃસંગથી ડરતા રહેવું.

# પ્રસંગ ૧૭ મો.

## ભગવદ્ ભક્તોના સત્સંગ વિષે અને પ્રથમ ગુરૂ ચેલાના સંવાદ વિષે.

શિષ્ય કહે છે કે ગુરૂજી મહારાજ ! સત્સંગમાં રહ્યા છતાં પણ ઘણા મનુષ્યોને તેની અસર થતી નથી તેનું શું કારણ ? (૨) ગુરૂજી બોલ્યા કે સારા સંગની અસર ન થાય એનાં બે કારણો છે. એક તો પૂર્વ જન્મના નઠારા સંસ્કારની પ્રબળતા, અને ખરા મનથી સારા ગુણોને ધારણ કરવાની ઇચ્છા નહિ તે. આ બે દોષોને લીધે સંત્સંગની તેના ઉપર જરા પણ અસર થતી નથી. (૩) ત્યારે શિષ્ય કહે છે કે ગુરૂજી ! સત્સંગનો રંગ ક્યારે લાગે ? (૪) ત્યારે ગુરૂજી બોલ્યા કે પોતાના મનથીજ પોતે સુધરવાની ઇચ્છા કરે અને પોતાના જે જે દોષો માલમ પડે તેને નહિ છુપાવતાં ઉલટા પ્રગટ કરે ને તે તે દોષોથી બચવાને પોતાના મન ઉપર બળ વાપરે તો ધીરે ધીરે તેના બધા દોષો જતા રહે છે અને એમ થાય ત્યારેજ સત્સંગનું ફળ મળે છે. તેમ કદાપિ કાળે ભગવદીયનો સંત્સંગ મળે તો પણ તેના ભાગ્યમાં ભગવદ્ લીલા, ભગવદ્ સેવા, ભગવદ્ કીર્તન તથા પુષ્ટિમાર્ગીય રસનો અનુભવ કરવાનો નશીબમાં લખ્યો ના હોય તો સત્સંગમા મન ક્યાંથી લાગે ? શાથી જે એ જીવને **પુનરાગમન** એટલે વારંવાર મરવું અને અવતરવું છે. અર્થાત્ બહુ જન્મ સંસારમાં લેવાના બાકી છે. કારણકે પૂર્વ જન્મનો અંતરાય છે કહ્યું છે કે—

હીન ભાગીકું ના મિલે ભલી બાતકો જોગ. પાકે આંબ ( કેરી ) જબ હી મિલે જબ ઉઠે કંઠમેં રોગ. ॥

હવે ભગવદ્ સત્સંગ વિષે વિચાર કરીએ. પુષ્ટિમાર્ગ એટલે કૃપામાર્ગ અથવા ભક્તિમાર્ગમાં ભગવાનના પવિત્ર ભક્તોનો સંગ કરવો એનું નામ ભગવદ્ સત્સંગ કહેવાય. સત્યનોજ સંગ અપવિત્ર દુઃસંગીનો સંગ નહિ તે. હવે જે ઉત્તમ કોટીના ભગવદ્

ભકતોના સંગના રંગથી ભક્તિમાં પ્રેમ તથા આશક્તિ વધે છે જેથી ભગવાનના ભકતના સંગ વડેજ ભગવાન ઓળખી શકાય છે. એટલા માટે ચોર્યાશી વૈષ્ણવની વાર્તામાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે—

હે દમલા યહ મારગ તેરે લીયે મૈંને પ્રગટ કીયો હે.
સો તેરે દ્વારા દૈવી જીવ મેરે શરણ આવેગે

આ વૈષ્ણવને દમલા કહેતાં એમનું નામ દામોદરદાસ હતું તે શ્રી આચાર્યજી મહાપ્રભુજીના અંતરંગ સેવક તથા બાળ સખા હતા અને શ્રી મહાપ્રભુજીની અડધી ગાદી દબાવીને બેસતા એટલું સામર્થ્ય હતું. તે નીકુંજ લીલામાં લલિતા સખી હતાં, અને એજ દામોદરદાસ પાસેથી શ્રી ગોસાઇજી શ્રી મહાપ્રભુજીની આજ્ઞાથી પુષ્ટિમાર્ગની રીત શીખ્યા હતા. માટે આ પુષ્ટિમાર્ગ ભકતો દ્વારા છે તેથી ભગવદ્ ભકતોનો સત્સંગ અવશ્ય કરવો એ દરેક વૈષ્ણવની ફરજ છે માટે સત્સંગ એજ નિશ્ચય સર્વોપરી સાધનછે. પુષ્ટિમાર્ગનું મુખ્ય સાધન સત્સંગ છે. તેથી શ્રી આચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરે છે કે—

**निवेदनं तु स्मर्तव्यं सर्वथा जन तादृशैर्जनैः**

અર્થાત્ નિવેદન એટલે બ્રહ્મસંબંધ તો ગુરૂએ કૃપા કરીને આપણને આપ્યું. પરંતુ તેનું સ્મરણ એટલે યાદગીરી કરાવનાર ત્રાદશી જે ભક્તજન તે ભક્તજન કેવા હોય ? કે ભક્તિરસથી ભરપુર એવા ભગવદ્ ભકતો સાથે મળીને સત્સંગ કરવો યોગ્ય છે. તેથી પ્રભુમાં આર્તિ વિશેષ કરીને થાય છે. બીજાં કોટાનકોટી સાધન કરો પરંતુ પ્રભુને મળવાની આર્તિ થતી નથી. તે વિશે એક દૃષ્ટાન્તઃ—જેવી રીતે આપણે કોઇ ગામ જવું છે અને તે ગામનું નામ જાણીએ છીએ છતાં માર્ગ એટલે રસ્તાના ભોમીઆ સિવાય આપણને તે ગામ કોણ પહોંચાડે માટે રસ્તો દીઠા વગર એકલા જવું મુશ્કેલ થઇ પડે

છે, તેમ અહીં પુષ્ટિમાર્ગના જાણીતા એટલે સોમીઆ ભગવદ્ ભકતના સત્સંગથીજ ભવોભવનો બેડો પાર પડે છે. સત્સંગ સિવાય હરી જે સર્વ દુઃખના હરતા એવા શ્રી કૃષ્ણ ભગવાન પ્રાપ્ત થવા મુશ્કેલ છે. માટે વૈષ્ણવોએ સત્સંગ કરવાની ખાસ જરૂર છે, તે વિષે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાન ઓધવજી પ્રતિ સત્સંગ વિષે આજ્ઞા કરે છે તે શ્લોક—

**न रोधयतिमां योगो न सांख्यं धर्म उद्धव । न स्वाध्याय स्तप स्त्यागो नेष्टापूर्तं न दक्षिणा । १॥ वृतानि यज्ञ श्छंदांसि तीर्थानि नियमा यमाः। यथाऽवरुंधे सत्संगः सर्व संगापहो हि माम ॥२॥ सत्संगेन हि दैतेया यातु-धानाः खगामृगाः । गंधर्वाऽप्सरसो नागाः सिद्धाश्चारण गुह्यकाः ॥३॥ विद्याधरा मनुष्येसु वैश्या शूद्राः स्त्रियों-त्मजाः । रजस्तमः प्रकृतय स्तास्मिं स्तास्मिन् युगेऽनघ ॥४॥ बहवो मत्पदं प्राप्ता स्त्वाष्टकायाधवादयः । वृषपर्वा बलिर्बाणो मयश्चाऽथ विभीषणः ॥५॥ सुग्रीवो हनुमान ऋक्षो गजो गृध्रो वणिक् पथः । व्याधः कुब्जा व्रजे गोप्यो यक्षपत्न्य स्तथा परे ॥६॥ ते नाऽधीतश्रुतिगणा नोपासितमहत्तमाः । अव्रताऽतप्ततपसः सत्संगा न्मा मुपागताः ॥७॥**

ટીકા—હે ઓધવ ! હું સત્સંગથીજ વશ થાઉં છું. મને બીજું કોઇ વશ કરી શકતું નથી. મને (૧) યોગ વશ કરતો નથી. યોગ કયો કે ભગવાં લુગડાં પહેરવાં, લાંબી લાંબી જટા એટલે વાળ રાખવા હાથમાં ચીપીયો લેવો, શરીરે રાખ ચોળવી વગેરેથી હું વશ થતો નથી. હું ભકિતયોગ એટલે મારી ભક્તિ હૃદયના ઉમંગ એટલે ભાવવડે કરે તોજ વશ થાઉં છું. (૨) સાંખ્યયોગ (૩) સ્વાધ્યાય (૪) તપ (૫) ત્યાગથી વશ હું થતો નથી. (૬) અગ્નિહોત્ર (૭) કુવા (૮) બગીચા (૯) દક્ષિણા (૧૦)

વ્રત (૧૧) યજ્ઞ (૧૨) છંદ (રહસ્ય મંત્ર) (૧૩) તીર્થ (૧૪) નિયમ (૧૫) યમ. આટલા પંદર પ્રકારના ઉપાયોથી હું વશ થતો નથી. સર્વ દુઃખને તથા દુઃસંગને દૂર કરનારા એક મારા ભક્તોના સત્સંગથીજ હું વશ થાઉં છું તે વિષે સૂરદાસજીએ ત્રણ ટુંકનું એક પદ ગાયું છે તે પદ—

( રાગ મલાર )

જો સુખ હોત ગોપાલ હીં ગાએ. ॥
સો ન હોત જપ તપ વ્રત સંયમ કોટીક તીરથ નાએ ॥૧॥
ગદ ગદ ગીરા લોચન જલધારા પ્રેમ પૂલક તનું છાએ. ॥
તીન લોક સુખ તૃણવત્ લેખત નંદ નંદન ઉર આયે. ॥૨॥
દિયે નહિ લેત ચાર પદારથ શ્રી હરી ચરણ અરૂ ઝાયે. ॥
સૂરદાસ ગોવિંદ ભજન બિન ચિત્ત નહિ ચલત ચલાયે. ॥૩॥

તેમાં વાદી શંકા કરે છે કે સત્સંગ કરીને તમારા ચર્ણાર્વિંદમાં કોઇ પ્રાપ્ત થયું છે ! તેનો અહીં ખુલાસો કરે છે કે સત્સંગ કરીને દુષ્ટ આચરણવાળા દૈત્યો રાક્ષસો મૃગ, ખગ, ગંધર્વ, અપસરા, નાગ, સિદ્ધ, ચારણ, ગુહક, વિદ્યાધર, અને મનુષ્ય જાતિમાં વેશ્ય, શુદ્ર, સ્રીયો અંત્યજ એટલે નીચ જાતિ, રજોગુણ પ્રકૃતિવાળા, તમોગુણ પ્રકૃતિવાળા તથા પાપ રહિત જીવો મારા ચર્ણાર્વિંદમાં ઘણા પ્રાપ્ત થયા છે. ત્યાર પછી બીજા કોઇ પ્રાપ્ત થયા છે. વ્રતાસુર પ્રહલાદજી, વૃશપર્વા, બલીરાજા, બાણાસુર, મયદાનવ, વિભિષણ, સુગ્રીવ, હનુમાનજી, જાંબુવાન, ગજેન્દ્ર, જટાયુ, તૂલાધાર; ધર્મ વ્યાધ ( પારધી ) કુબજ્યા, વૃજમાં ગોપી જનો, યજ્ઞ પત્ની, ( યાદવોની સ્રીયો, ) વગેરે ઘણા પ્રાપ્ત થયા છે. માટે હે ઓદ્ધવ ! સત્સંગના પ્રતાપથી સર્વ કૃતાર્થ થયા. જેથી સર્વ સાધનનું મૂલ સત્સંગથીજ હું વશ થાઉં છું હું બીજા સાધનોથી વશ થતો નથી. જેથી વૈષ્ણવોએ મારા અંતરંગ ભક્તો સાથે મળીને સત્સંગ કરવો. સત્સંગ એટલે ભગવાનના ગુણાર્વિંદ ગાવા સંબંધી ( ગોષ્ટી ) વાર્તા કરવી. **कलौ केशव कीर्तनात्** એટલે કલિયુગમાં કેશવ ભગવાનના નામનું કીર્તન

નામસ્મરણ માત્રથી જીવ કૃતાર્થ થાય છે. એટલા માટે અહીં દયારામભાઇએ ગાયું છે—

( રાગ પ્રભાતીઆનો )

**સત્સંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પૂછી જાજો રે, વિરહ તાપ બે પોળીયાને મળી મહેલે ચઢો સેવા શીડી ભેલા થાજો રે. ॥૧॥**

જ્યારે ભગવદીજનો સાથે સત્સંગ થાય તોજ ભક્તિ નગર એટલે તેને ભક્તિ પ્રાપ્ત થાય છે. ભક્તિ પ્રાપ્ત થઇ એટલે પ્રેમની પોળ એટલે તે જીવને પ્રેમ ઉત્પન્ન થયો જ્યાં પ્રેમ ઉત્પન્ન પ્રભુ વિષે થયો એટલે પ્રેમ લક્ષણા ભક્તિનું દાન ભગવાન પોતાનાં શ્રી હસ્તથીજ કરે છે. હવે પ્રભુને મળવાને વિરહ-તાપ થયો એટલે પ્રભુ રસપુંજ પુરૂષોત્તમના ચરણીવિંદની અખંડ સેવામાં તે જીવ રાત દિવસ એટલે જેની લીલામાં પ્રવેશ થયો. એટલે તે જીવ છેવટના મહેલે ચઢી ચૂકયો. હવે અહીં સત્સંગનું પ્રમાણ બતાવે છે કે સત્સંગ કયેકયે ઠેકાણે કરવો હાટે, વાટે કે ઘાટે કે બજારમાં ચાલતાં ચાલતાં કરવો ત વિષે શ્રી આચાર્યજી મહાપ્રભુજી ભક્તિવર્ધની ગ્રંથમાં આજ્ઞા કરે છે તે શ્લોક—

**अतस्थेयं हरिस्थाने तदीयै सह तत्परे ।**

**अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दुष्यति ॥**

સત્સંગ ઉત્તમ સ્થળે કરવો એટલે હરી સ્થાને અથવા તો દુર જેવી રીતે ચિત્ત દોષ યુકત ન હોય તેવા સ્થળે સત્સંગ કરવો ઉત્તમ છે. હવે અહીં કહે છે, કે સત્સંગ કેવા ભગવદીય સાથે કરવો અને તેમાં કેટલા ગુણ હોય તે વિષે કહે છે. જેણે એકાદશ ઇંદ્રિયોને વશમાં રાખી હોય. અને જેણે બતાવ્યા પ્રમાણે સોળ ગુણ ગ્રહણ કર્યા હોય તેવા ભગવદીય સાથે સત્સંગ અવશ્ય કરવો ઉચિત છે. તેવા ઉત્તમ ભગવદીયનાં સુંદર લક્ષણ વિષે એક પદ સુરદાસજી ચાર ટુંકમાં કહે છે તે પદ.

( રાગ બીહાગ )

**નિજ વૈષ્ણવ મેરો અંગ છાંડ કુટુંબ ઔર સકલ પદારથ સેવા કરે ફેર કરે સતસંગ. ॥ ધ્યાન ધરે**

મેરો ગુણ ગાવે નવી નવી ઉપજાવે તાન તરંગ. ॥૧॥ નિશ્ચય ચિત કરી દૃઢ હોય બેઠે કથા સુને મન અતહી ઉમંગ. ॥ મમ ગુણ ગાવે સુખ સિંધુ બઢે ઉર પ્રેમ નીર બહે માનો ગંગ ॥૨॥ પ્રેમ પૂજ મેં મગ્ન હોય કે નિશદિન બરસાવત રંગ. ॥ મેં ઉનકે હરદયમાંજ બિરાજું સદા છાંડું ન સંગ. ॥૩॥ મીન છાંડે જલકુ જેસે તેસે મેરે ઉનકે પ્રસંગ. ॥ જેસે સૂર મલીન મહાજલ ગગ મિલે હોય જાત હે ગગ. ॥૪॥

ઉપર બતાવેલા સોળ પ્રકારના ગુણ પરોપકારી જે ભગવદીયો હોય તેવાનો સત્સંગ અવશ્ય કરવો. તેવા ભગવદીય ના મળે તો શ્રી મદ્ ભાગવતનો દરરોજ એક શ્લોકનો પાઠ કરવો. તે ના બની આવે તો અષ્ટાક્ષર મહામંત્ર શ્રી કૃષ્ણ શરણં મમ નો ભાવ સહિત જપ કરવો. પરંતુ દુઃસંગી બહિર્મુખનો સંગ કદાપિં ભુલેચુકે ન કરવો. તેવા દુઃસંગી બહિર્મુખનાં લક્ષણ નીચેનાં પદમાં શ્રી હરરાય મહાપ્રભુજી ચાર ટુંકમાં કહે છે તે પદ.

( રાગ બિહાગ )

લજાયો હરી ભક્તનકો ભેખ. ॥ મલમલ ધોયે કપરા પહેરે ઓર મુંડાયે કેસ ॥૧॥ જો કોઉ માયાવાદી આવત હે તાસૂં રાખત હેત. ॥ બડે બડે પોથા સંગ રાખત ઠગ ઠગ ખાયો દેશ. ॥૨॥ જબ કોઉ સાધુ જન આવત તીનતે રાખત દ્વેષ. ॥ મનમેં કહત મો સમ નાહીં ગલ્યો પાપકે પેખ. ॥૩॥ એસે અપનો જન્મ ગુમાયો કહા કહુ હંમેશ ॥ રસિકદાસ જનકો સબ રાખો શ્રી બલભ મધુરેશ. ॥૪॥

માટે આવા કપટી કુટીલથી ડરતા રહેવું. કારણ કે તેવા ઠગ પુરૂષમાં ધર્મ લેશ માત્ર પણ હોતો નથી. માટે પોતે ડુબે અને બીજાને ડુબાવવાળો સમજવો. માટે સાચા સત્સંગીનોજ સંગ કરવો.

# પ્રસંગ ૧૮ મો.

## ભગવાનની ભક્તિ કેમ કરવી ? તે વિષે.

પ્રથમ ભક્તિમાં એકાગ્ર ચિત્ત વિષે કહે છે. અથર્વોપનીષદમાં કહયું છે કે ભક્તિ એટલે સર્વ દુઃખને હરતા એવા શ્રી કૃષ્ણ ભગવાનનું ભજન સ્મરણ અર્થાત્ આ લોકમાં સર્વ ઉપાધિયોનો પરિત્યાગ કરી હરીમાં મનની એકાગ્રતા કરવી તેનું નામ ભક્તિ. તેમ શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી સુબોધનીજીમાં આજ્ઞા કરે છે તે શ્લોક. तत्प्रवणः कृष्णप्रवणाचित्तः (અર્થ) એટલે શ્રી કૃષ્ણમાં ચીત્તને મહાત્મ જ્ઞાનપૂર્વક સુદ્દઢતાથી અધિક સ્નેહ તેજ ભક્તિ અને એ ભક્તિથી મુક્તિ અને સંસાર નિવૃત્ત થાય છે. એ ભક્તિવિના સંસાર નીવૃત્તિનો બીજો ઉપાય નથી, તેમ સાંડીલ મહર્ષિ રૂષિ કહે છે કે કર્મ અને જ્ઞાન કરતાં ભકિત અતિ ઉત્તમ છે. આ ભકિતમાર્ગમાં પ્રભુની ભકિત સર્વોપરી છે અર્થાત્ સર્વ કર્મ જ્ઞાનયોગ કરતાં ભકિતયોગ શ્રેષ્ઠ છે બીજા યોગ એવા છે કે કુશકા ખાંડે જેમ હાથમાં ફોલ્લા પડે છે અને હાથમાં કંઈ આવતું નથી, તેવો આ ભકિતયોગ નથી ભકિત એ સાર રૂપ ચોખા છે. અને છાલાં રૂપી મિથ્યા જે કર્મકાન્ડ કુસકા છે, માટે સર્વ સારમાં સારરૂપ ભકિત છે.

( રાગ અલૈયા બીલાવલ )

યોગ, યજ્ઞ, જપ, તપ, નહિ આ કલયુગમાંહીં; અબ હાં હાંરે આ કલયુગમાંહીં. ॥

માટે મુખ્ય પ્રધાન ભક્તિ છે. એટલા માટે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ અનેક પાખંડ ધર્મ તથા મિથ્યાવાદનો ખંડન કરી આ ભકિત માર્ગ સ્થાપન કર્યો છે. ચારે યુગમાં ભકિત વડેજ ભાગવાનની પ્રાપ્તિ બતાવી છે, માટે કહ્યું છે કે.

ભક્તિ વિના ભગવાન દુર્લભ કહત નિગમ પુકાર ॥

નિગમ એટલે વેદ ભગવાનના મુખારવિંદમાંથી પ્રગટ થયો છે તે પણ પોકારી પોકારીને વારંવાર કહે છે કે પ્રભુની ભક્તિ

વિના ભગવાન મનુષ્ય યા દેવતાને અતિ દુર્લભ છે. ભક્તિથીજ તેમની પ્રાપ્તિ છે. અને તમે જો તપવડે ભગવાનની પ્રાપ્તિ કહેતા હો તો નિષ્કામ તપ કરે તોજ ભક્તિથી ભગવાન મળે. પરંતુ સકામ એટલે અનેક સંસારિક કામનાના અર્થે ભગવાનની પ્રાપ્તિ નથી. માટે સકામ ભક્તિથી અથવા તપથી મુક્તિ થાય છે. તે અમર લોક એટલે દેવલોકમાં નાના પ્રકારનાં સુખો ભોગવીને તેનો પણ છેવટે લય થાય છે. માટે તપને અંતે રાજ્ય અને રાજ્યને અંતે નર્કના અધિકારી થાય છે. માટે તપમાં ભક્તિ સમાયેલી નથી. તેમ હોય તો સાંભળો—

એક સાધુ યોગી ઘણા એક વરસોથી નિર્જન વનમાં એક આમલીના ( વૃક્ષ ) ઝાડ નીચે પ્રભુના દર્શનની ઇચ્છાથી તપ કરતો હતો. તપને લીધે એના શરીરે રાફડા ઉગી ગયા હતા. છતાં ભગવાનનાં સાક્ષાત દર્શન થયાં નહિ; ત્યારે એક સમે એ તપસ્વી સાધુની પાસે થઇને એક દેવતાનું વિમાન જતું હતું. તે વિમાનને રીંગણાના દીટીયાની ધૂણી લાગવાથી આકાશ માર્ગેથી નીચે જમીન ઉતરી પડયું, તે વખતે સાધુએ પોતાના તપનું ફળ આપ્યું કે વિમાને સ્વર્ગમા ચાલવાની તૈયારી કરી, તે વખતે પેલા સાધુ મહાત્મા બોલી ઉઠયા કે હે દેવેન્દ્ર! તમે વૈકુંઠ લોકમાં જાઓ છો માટે તમો શ્રી કૃષ્ણ ભગવાનને મારી એટલી વિનંતિ કરશો, કે એક સાધુ-યોગી હજારો વર્ષોથી ફલાણા તપોવન વિષે આમલીના ઝાડ નીચે આપનાં દર્શનનું તપ આદર્યું છે તેને આપ કયારે દર્શન કૃપા કરીને આપશો ? એટલે દેવતાઓ સાધુના કહ્યા પ્રમાણે સર્વે વાત સાંભળી આકાશ માર્ગે ચાલ્યા ગયા. ત્યાં દેવતાઓએ ભગવાનને ઉપરના સાધુએ કહેલી સર્વ હકીકત જણાવી. ત્યારે ભગવાને આજ્ઞા કરી કે સાધુને કહેજો કે જેટલાં આમલી ઉપર પાંદડાં છે તેટલા યુગ જશે ત્યારે એને હું દર્શન આપીશ. આવી ખબર દેવતાએ તે રસ્તે વિમાન દ્વારા પેલા સાધુને ઉપલી હકીકત કહી એટલે ભકતને ભગવાને દર્શન આપવાની ખબર સાંભળી કે જપ જપને ઠેકાણે અને તપ

તપને ઠેકાણે છોડી તરત પ્રેમ મગ્નનાં આવેશમાં આવી જઇ હર્ષ-ઘેલો બની નાચવા કુદવા લાગ્યો, કે એટલા જુગ ગએ પણ મને પ્રભુ સાક્ષાત્ દર્શન આપશે. એટલે એને તો દર્શનની ધુન લાગી રહી છે. અને દેહનું ભાન પણ નથી. અને રાત્રિ દિવસ નાચે છે અને કુદે છે. આ સાધુ ભક્તનો સાચો પ્રેમ પ્રભુ પ્રત્યે જોઇ સાક્ષાત્ ભગવાન તેને તેજ વખતે પ્રગટ થઇને ચતુર્ભુજ સ્વરૂપે મોર મુગટ પીળાં પીતાંબર જેણે ધારણ કર્યાં છે એવા પરમ દયાળુ પ્રભુએ દર્શન આપ્યાં અને કહ્યું કે માગ માગ જે માગે તે આપું. હું તારી સાચી પ્રેમલક્ષણા ભક્તિ જોઇ અતી પ્રસન્ન થયો છું. તે વખતે સાધુએ ભગવાનને વીનંતી કરી કે હે ભક્ત વત્સલ પ્રભુ! માગવામાં મારે સાક્ષાત દર્શનની ઇચ્છા હતી તે આપણી કૃપાથી પરિપૂર્ણ થઇ. ને તે વખતે સાધુ મહાત્માએ ભગવાનને વિનંતી કરી કે મહારાજ! આટલા દિવસ તથા વરસોથી તપને લીધે મારા શરીર ઉપર રાફડા ઉગી ગયા છતાં આપ પ્રસન્ન થયા નહિ. અને એકજ દિવસમાં મેં પ્રેમની ભક્તિ કરી કે મને આપે તરત દર્શન આપ્યાં તેનું શું કારણ. ત્યારે ભગવાને આજ્ઞા કરી કે હું યજ્ઞ યોગ, જપ, તપ, તીરથથી પ્રસન્ન થતો નથી. ફક્ત પ્રેમની ભક્તિથીજ વશ થાઉં છું. માટે તારો સાચો પ્રેમ દેખી તને તરત દર્શન દીધાં. બાકી તપના બળ વડે કરીને આમલીનાં પાંદડાં જેટલા યુગ જાત ત્યારે તને અલપજલપ સ્વપ્નાવત્ દર્શન આપત. આ પ્રમાણે પોતે કહી ભગવાન અંતર્ધ્યાન થયા અને એ સાધુ ભક્ત એજ દેહથી વૈકુંઠ લોકમાં જેજેકાર કરતો વિમાનમાં બેસી ચાલ્યો ગયો અને પ્રભુના રૂપમાં મળી ગયો. માટે ભકિતથીજ પ્રેમ ઉત્પન્ન થાય છે. દેહને દમવાથી કે કર્મ-કાન્ડ કરવાથી પ્રેમ ઉત્પન્ન થતો નથી, પરંતુ જ્યાં સુધી પ્રભુ વિષે પ્રેમ ઉત્પન્ન થયો ન હોય ત્યાં સુધી કર્મકાન્ડ છોડવું નહિ. નહિ તો અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ જેવી વાત થાય એટલે નહિ એમાં કે નહિ તેમાં અધવચ લટકવા જેવું થાય. પ્રભુ વિષે પ્રેમ રાખવો એ તો મુખ્ય છે. એથી બીજું કંઇ વધારે નથી.

( રાગ ભૈરવ )

કાહુકુ દેહ દમત સાધન કર મુરખ જન. ॥
વીદ્માન આણંદ તજ ચલત કયુ અપાથે. ॥૧॥

માટે પ્રભુ તો પ્રેમનાજ વશ છે. તે ઉપર એક મર્યાદા ભકતે એક ટુંકનું પદ ગાયું છે.

રાગ (પૂછી જોને તું પંડિત પુરાણા રે)

વાલો પ્રેમ મગન થયા રાજીરે તેમાં શું કરે પંડિત ને કાજી.
કૌરવ કેરાં પકવાનને ત્યાગી, વાલે ભાજી વીદુર ઘેર ખાધીરે. ॥૧॥

માટે પ્રભુ પ્રેમના ભૂખ્યા છે. એમને બીજું કાંઇ જોઇતું નથી હવે મનુષ્ય માત્રને ભક્તિ કયા ઉપાયથી અને કેવી રીતે ઉત્પન્ન થાય અને ભક્તિ ઉપર પ્રીતિ કેમ વધે તેનો ઉપાય કહે છે. માટે શ્રી ગીતાજીમાં ભગવાન અર્જુન પ્રતિ આજ્ઞા કરે છે, તે શ્લોક.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रकरुण एव च । निर्ममो निरहंकार सम दुःखसुखं क्षमी । संतुष्ट सततं योगी अतात्मा दृढ निश्चयः मयार्पित मनोबुद्धिर्यो मे भक्तसमे प्रियः**

હે અર્જુન ! મારો ભક્ત થવા લાયક કેવા પ્રકારનો હોય ત્યારે તેની હું ભક્તિ કબુલ છું. પ્રથમ તો જે કોઇ પ્રાણી સાથે દ્વેષ કરતો નથી, સર્વ સાથે મિત્રતા સમાન છે, જેને ક્ષમા છે, જે હંમેશાં સંતોષી છે, યોગી એટલે વિરકત છે, અર્થાત્ મન જેનું વિરકત જેવું છે જેણે પોતાનું મન જીત્યું છે જે મારા વિષે દૃઢનિશ્ચય વાળો છે, અને જેને મન તથા સુંદર પવિત્ર બુદ્ધિ મારામાં અર્પણ કર્યાં છે, જે ભકત હંમેશાં મારૂંજ રટણ કરે છે અને જેણે સર્વ કર્મ મને અર્પણ કરીને અને મારૂંજ ધ્યાન ધરે છે તેને સંસાર સમુદ્રના મૃત્યુપાશામાંથી છોડાવું છું. જેથી એવો મારો ભકત મને પ્રીય છે, અને તે મને પામે છે. વળી બીજા શ્લોકમાં કહે છે કે—**चित् खलवश्य बंधनाय भूक्तये चात्मनो मनमः** વળી લૌકિક વિષયોમાં ચિત્ત જો આશકત

રહે તો જન્મ મરણનો ફેરો રહે છે. પરંતુ જો ભગવાનમાં ચિત્ત રહે તો સંસારનાં બંધન નષ્ટ થઇ જાય છે. જીવના કલ્યાણના અનેક માર્ગો છે તથા શાસ્ત્રમાં નિરૂપણ છે, પણ પ્રભુની પ્રાપ્તિ માટે તો ઉત્તમ માર્ગ એ છે કે તેમનામાં ચિત્તને જોડવું, તેમની શુદ્ધ ભાવથી ભકિત કરવી તેના જેવો બીજો સરળ માર્ગ એક પણ કલ્યાણકારી નથી. માટે અંતકાળે જે મનુષ્ય મારૂંજ સ્મરણ કરતો કરતો દેહ છોડીને જાય છે તે મારા સ્વરૂપને પામે છે એમાં સંશય નથી. એટલા માટે ભગવાન દુર્વાસા મુનિ પ્રતિ ભાગવત્ નવમ સ્કંધમાં આજ્ઞા કરે છે તે શ્લોક.

**अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विजः ।**
**साधुभिर्ग्रस्त हृदयो भक्तैर्भक्त जनप्रियः ॥**

હે વિપ્ર દુર્વાસા ! કોઈ દેવ યા મનુષ્ય જેમ પરતંત્ર હોય તેવીજ રીતે હું મારા વૈષ્ણવ ભકતોથી પરાધીનતાને પ્રાપ્ત છું. અર્થાત્ મારા ભકતોને આધીન છું એવો પણ પાઠ થાય છે. કારણ કે એવા જે પરમ પવિત્ર ભગવદીયોએ ભકિત વડે મારૂં હૃદય ગ્રહણ એટલે મારા અને તેના હૃદય સાથે જોડી દીધું છે. મારા ભકતથી મારે દંઇ જુદાપણું નથી. મારા શિવાય મારા જે અનન્ય ભકતો અન્ય કહેતાં બીજા કોઇ દેવી દેવતાને જાણતાજ નથી. જેથી એવા ભકતો મને ઘણા પ્રિય કહેતાં વહાલા છે. હું ભકતોના હૃદયમાં સદા બિરાજું છું. મારૂં સ્થાન મારા ભકતો છે ભકતોનું સ્થાન હું છું. હું વૈકુંઠ કે ગૌ લોકમાં બીરાજતો નથી. સદા સર્વદા ભકતોના હૃદયમાં બિરાજું છું માટે મારા ભકતોથી બીજું અધિક પ્રિય છેજ નહિ. ભગવાન પોતાના ભકતને આધીન છે તેથી ભગવદીય જનોએ ગાયું છે કે—

**ભકત વિરહ કાતર કરૂણામય ડોલત પાછે લાગે ॥**

એટલે અર્જુનનો પોતે રથ હાંક્યો. પાન્ડવના આજ્ઞાકારી થયા અને વૃજ ભકતોથી તો એક ક્ષણ વાર પણ જુદા નથી, એવી રીતે ભગવાન ભકતના આધીન છે. ખરૂં જોતાં ભગવાન

સ્વતંત્ર નથી વળી શ્રી ભાગવત્ દ્વાદશ સ્કંધમાં શ્રી શુકદેવજી કહે છે કે:—

**कलेर्दोषनिधे राजनास्ति ह्येको महान् गुण ।**
**कीर्तनादेव कृष्णस्य मुक्तबद्ध परम् वृजेत् ॥**

દોષનો નિધિરૂપ કળિયુગનો એક મોટો ગુણ એવો છે કે જો શ્રી કૃષ્ણના કીર્તનથી જીવના અબજો વર્ષનાં બંધન છુટી જાય છે. ત્યારે વાદી અહીં શંકા કરે છે કે એવાં પાપરૂપી બંધન કોઇનાં છુટયાં છે ખરાં ? ત્યાં શ્રી મદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધમાં કહ્યું છે કે—

**अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकं नाम यत् ।**
**संकीर्तित मघु पूंसो दहेदेहो यथानलः ॥**
**नामो उच्चार्ण महात्मयं हरे पशतपूत्रका ।**
**अजामीलोपि ये नैव मृत्युपाशाद्मुच्यते ॥**

શ્રી કૃષ્ણ ભગવાનના પાર્સદો યમદુતોને જ્ઞાનથી સમજાવે છે કે હે યમદુતો ! જ્ઞાનથી અથવા તો અજ્ઞાનથી ઉત્તમ શ્લોક જે ભગવાનના નામનું જે કોઇ કિર્તન કરે છે તે મૃત્યુપાશામાંથી છુટી જાય છે. સાંભળો કે અજામીલ એક બ્રાહ્મણનો પુત્ર હતો. તે બાળપણમાં તો સારાં આચરણ કરતો હતો જંગલ માંથી ફુલ લાવીને દેવને ચઢાવતો તથા દેવની સારી રીતે સેવા પૂંજા કરતો એવો જ્ઞાની હતો. પરંતુ એક દિવસના સમાયોગે કરીને એ જંગલમાંથી દરરોજના આવાવના રસ્તામાં એક શેઠને ઘેર ગુણકાનો નાચ થતો હતો તે ગુણકાના નાચથી મોહપાશમાં આવી ગયો. ને તે ગુણકાનો ગુલામ તરીકે રહી તેનીજ સાથે ઘર સંસાર ચલાવવા લાગ્યો, તે વેશ્યાના મોહક લંપટથી મહા પાતકી થયો. અને કુસંગ દોષ વડે તેના પાપનો ઇશ્વરને ત્યાં એક મોટો પૂંજ કહેતાં પાપનો ઢગલો થઇ ગયો છે. તે અજામીલ મરવાની આખરે પહોંચ્યો છે, જેથી યમરાજાના

દુતો વજ્રપાસા મૂગદલ જેરબંધ વગેરે લઇને ત્યાં આવ્યા છે. અને અજામીલને બાંધીને માર મારવા માંડયો છે. તે માર સહન નહિ થવાથી એને દુઃખ થવા લાગ્યું જેથી મોટી મોટી બૂમો પાડવા માંડી ને કહેવા લાગ્યો કે હે નારણીયા તું ધાજે એટલે નારણ નામનો એનો સૌથી નાનો પુત્ર હતો તે ઘણોજ એને વહાલો હતો તેથી તેને બૂમો પાડી કે તું મને યમના મારથી છોડાવ અથવા મારી વારે ધાજે. લોક વેવારમાં પણ સૌથી નાનો છોકરો અગર છોકરી ઉપર માતા પિતાનો પ્રેમ વિશેષ હોય છે. એવા પ્રેમથી નારણીયાને બોલાવતાં પ્રેમના વશ એવા જે દયાળુ મુકુંદ ભગવાન પેલા અજામીલની બૂમ સાંભળીને પોતાના પાર્સદોને વિમાન લઇને મોકલ્યા. કારણકે નારાયણ પોતાનું નામ છે, તે નારાયણ નામના પ્રતાપથી પાર્સદો વિમાન લઇ અજામીલ પાસે આવ્યા છે. ભગવાનના પાર્સદો જ્યારે સત્ય પ્રાણીને વિમાન લઇને લેવા સારૂ આવે છે. ત્યારે ભગવાને જેવા શણગાર વસ્ત્ર ધારણ કર્યાં હોય તેવા શણગાર પહેરાવીને વિમાનમાં બેસાડીને જયજયકાર કરતા ફુલની વૃષ્ટિ કરતા પ્રભુ પાસે ગૌ લોકમાં લઇ જાય છે. હવે અહીં ભગવાનના પવિત્ર પાર્સદો આવી પહોંચ્યા છે. અને એક બાજુથી યમદૂતો અજામીલને જેરબંધથી બાંધી રહ્યા છે. એટલામાં ભગવાનના પાર્સદો આવીને અજામીલને છોડાવે છે અને કહે છે કે તમારો અધિકર આ જીવને યમપુરીમાં લઇ જવાનો નથી, એને લઇ જવાનો તો અમારો અધિકાર છે. એટલે બંને પક્ષ વચ્ચે સામાસામી ખુબ ઝગડો ચાલ્યો. એટલે યમદૂતો ભગવાનના પાર્સદોને હાથ જોડીને કહેવા લાગ્યા કે એ દુષ્ટ પ્રાણીએ મરણ પર્યંત મહા પાપ કર્યાં છે, તે પાપનો મોટો ડુંગર યમરાજાને ત્યાં થઇ રહ્યો છે, માટે તે પાપીને પાપની શિક્ષા કરવા સારૂ અમે લઇ જઈશું. ત્યારે પાર્સદો બોલ્યા કે ભલે એણે આજદિન સુધી પાપ કર્મ કર્યાં હોય પરંતુ ગીતાજીમાં સાક્ષાત્ ભગવાને અધ્યાય આઠમામાં જે શ્લોક કહ્યો તે શ્લોક.

**अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**य प्रयाति समद्भावं याति नास्त्यत्र संशयः ॥**

હે અર્જુન ! અંતકાળને સમયે જે મનુષ્ય મારૂંજ સ્મરણ કરતો દેહ છોડીને જાય છે તે મારા સ્વરૂપને પામે છે એમાં સંશય નથી. આવી રીતે હે યમદુતો ! અંતકાળ સમયે એને નારાયણ નામનો ઉચ્ચાર કર્યો છે માટે એ જીવને અમે વૈકુંઠ લોકમાં લઇ જઇશું, અથવા લઇ જવાનો અમારો અધિકાર છે. એટલે યમદુતો જેમ મામલતદારના પટાવાળાથી જેમ પોલીસ ડરે તેમ યમદૂતો પાર્સદોથી ડરીને બિચારા ફીકે મોંઢે યમલોકમાં પાછા ગયા. ત્યાર પછી અજામીલને ભગવાનના જેવો શણગાર એટલે મુગટ, પિતામ્બર વગેરે સુંદર વસ્ત્રો ધારણ કરાવીને વિમાનમાં બેસાડી ફુલની વૃષ્ટિ સાથે જય જયકાર કરતા વૈકુંઠમાં લઇ ગયા. તો જ્યારે આ જીવ ખરા અંતઃકરણ પૂર્વક ભાવ ભકિતથી ભગવદ્ નામ લે તો તેના જન્મોજન્મનું કલ્યાણ જરૂર થાય એમાં આશ્ચર્ય શું કહેવાય ? અને વારંવાર મરવું અવતરવું મટી જાય, માટે હરી જે સર્વ દુઃખના હર્તા ભગવાનનું નામ મહાત્મ કેવું છે ? કે જ્ઞાનથી અથા અજ્ઞાનથી મશ્કરીથી–હાંસીથી જો ભગવદ્ નામ અજાણે એક વાર લેવામાં આવી ગયું હોય તો અગ્નિ જેમ કાષ્ટ એટલે લાકડાંને બાળી નાંખે છે, તેમ તે જીવના સર્વ દોષ બળીને ભસ્મ થઇ જાય છે. તેમ ભગવાનના નામનું મહાત્મ કેવું છે તે તો જુઓ. એટલા સારૂ શ્રી ભાગવત ષષ્ટમ સ્કંધમાં વિષ્ણુદૂત કહે છે કે બ્રહ્મહત્યા કરવાવાળો, ગૌ હત્યા કરવાવાળો, પિતૃ હત્યા કરવાવાળો, માતૃહત્યા એટલે માની હત્યા કરવાવાળો, આચાર્યહત્યા કરવાવાળો, અથવા આપણાથી આચાર્ય એટલે મોટો હોય તેની હત્યા કરવાવાળો, પાપી હોય, ચાન્ડાલ હોય, નીચ જાતિમાં ઉત્પન્ન થયો હોય, તે સર્વ ભગવાનના કિર્તન, ભજન સ્મરણથી શુદ્ધ થાય છે. વળી ગીતાજીમાં કહ્યુ છે કે—

દોહરો.

ઉંચ થઇ મુજને ના ભજે ચાંડાલ કહીએ તેહ. ॥
નીચ થઈ મુજને જે ભજે તે જાણું મારો દેહ. ॥૧॥

માટે ભગવાનને તો ભકિત વહાલી છે. ઉંચ નીચ કે જાતિ હીનજાતી સાથે કામ નથી. વળી ચોયાંશી વૈષ્ણવની વાર્તામાં ગદાધરદાસે માધોદાસને કહ્યું કે તમો બજારમાંથી શાક લઇ આવો. માધોદાસ સેવા અથવા ભકિત રૂપે શાક લાવ્યા નહિ. પરંતુ મોટા માણસના કહેવાથી બજારમાંથી શાક લાવ્યા. માધોદાસ વેશ્યા લંપટ હતા; પરંતુ શાક લાવ્યા જેથી ભગવાન આરોગ્યા. તે પ્રતાપના બળથી માધોદાસને ભકિત સિદ્ધ થઈ અને વેશ્યાનો સંગ છુટયો. અને મોટા ભગવદ્ ભક્ત થયા; અને વેશ્યા પણ છેવટે શ્રી ગોસાઇજીની સેવક થઇ. એવી રીતે જાણે અજાણે પ્રભુ, સેવા તથા કીર્તન માની લે છે. વળી શ્રી યમુનાજીની આરતીમાં ભગવદીયોએ ગાયું છે કે.

અજાણે નાયો અધર્મી તેનો માએ કર્યો,
રે ઉધાર. જે જે શ્રી જમુનાં. ॥

વળી શ્રી મદ્ ભાગવતના અષ્ટમસ્કંધમાં કહ્યું છે કે

ते सदूभ ग्या मनुष्येसु कृतार्थाः नृपनिश्चितं ।
रमर्ति स्म यंतीह हरे नाम कलौ युगे ॥

હે રાજન! આ કળિયુગમાં ભગવાનના નામનું જે સ્મરણ કરે છે અને બીજાઓને સ્મરણ કરાવે છે, તે મનુષ્યોમાં સુંદર ભાગ્યવાન અથવા કૃતાર્થ છે. હવે જે બ્રહ્મસંબંધના ગદાર્થ એટલે પંચાક્ષર મંત્ર મળ્યા પછી નવધા ભકિત કહેવાય છે તે નવધા ભકિત એટલે તે નવ પ્રકારની કઈ કઇ અને તેના પૃથક્ પૃથક્ જૂદાં નામ નીચે પ્રમાણે આપવામાં આવ્યાં છે. તે નવધા ભકિત શ્રીમદ્ ભાગવતમાં નીચે પ્રમાણે વર્ણવેલી છે તે શ્લોક.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

અર્થાત્ વિષ્ણુ ભગવાનના ગુણુગાનનું શ્રવણ કરવું તે (૧) શ્રવણ ભક્તિ. તથા તેનાં ચરિત્રનું કિર્તન કરવું તેનું નામ (૨) કિર્તન ભક્તિ. તેમજ તેમનું ચિન્તવન કરવું તે (૩) સ્મરણ ભક્તિ અને તેના ચર્ણાર્બિંદની સેવા કરવી તેનું નામ (૪) પાદ સેવન ભક્તિ શ્રી ઠાકોરજીને અભ્યંગ એટલે સ્નાન કરાવવું ચંદન પુષ્પ વગેરે સમર્પવું તેનું નામ (૫) અર્ચન ભક્તિ અને તે નંદનંદનને દીનતા પૂર્વક પ્રણામ કરવા તેનું નામ (૬) વંદન ભક્તિ તથા પ્રભુની દાશ્ય ભાવથી સેવા કરવી તેનું નામ (૭) દાશ્ય ભક્તિ. તેમજ પ્રભુને અનૂકુળ જેવા કે ઠંડી એટલે ટાઢના દિવસમાં (અંગીઠી) (સગડી ધરવી તથા ગદડ) ડગલો અથવા બગલ બંડી વગેરે ધરાવવાં (ઉષ્ણકાળ) ઉનાળાની ઋતુમાં ફુલ મંડળી વગેરેમાં પધરાવવા અથવા જેમ શ્રી ઠાકોરજી ને સુખ થાય તેમ સેવા કરવી તેનું નામ (૮) સખ્ય ભક્તિ તથા પોતાનો દેહ શ્રી ઠાકોરજીને સમર્પવો તે (૯) આત્મ નિવેદન ભક્તિ કહેવાય. આ નવધા ભક્તિમાંથી એક એક ભક્તિ મહા પરાકાષ્ટથી એટલે ઘણીજ મુશ્કેલીથી એક એક ભક્તને પ્રાપ્ત થઇ હતી, પરંતુ આ પંચમ કળિયુગમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી દૈવી જીવોના ઉદ્ધાર અર્થે પ્રગટ થયા અને શાસ્ત્રમાં સ્ત્રી, શૌદ્રાદિકનો ઉદ્ધાર નહોતો તે આપ એવા પરાક્રમી થયા કે પ્રથમ જીવને નામમંત્ર એટલે અષ્ટાક્ષર મહામંત્ર શ્રી કૃષ્ણ શરણં મમનો મંત્ર સંભળાવતાની સાથેજ (સપ્ત) સાત ભક્તિનું દાન જીવને કર્યું તે પછી બ્રહ્મસંબંધ એટલે શ્રી પૂર્ણ પુરૂષોત્તમ સાથે જીવનો સંબંધ તૂશીગજી ચર્ણાર્બિંદમાં સમર્પતાની સાથેજ પુરેપુરી (નવધા) એટલે નવ પ્રકારની ભક્તિનું દાન થયું એથી વિશેષ જીવને દાન કયું જોઈએ ? હવે તે નવધા ભક્તિનું દાન ચારે યુગમાં પ્રથમ સત્યુગમાંથી એક એક ભક્તિનું દાન નીચે લખેલા ભક્તોને મળ્યું છે તે ભક્તિ સિદ્ધ થઇ હતી. શ્રી વિષ્ણુની (૧) શ્રવણ ભક્તિ રાજા પરિક્ષતને સિદ્ધ થઇ (૨) કીર્તન ભક્તિ શુકદેવજીને સિદ્ધ થઇ (૩) સ્મરણ ભક્તિ પ્રહલાદજીને (૪) પાદ સેવન ભક્તિ શ્રી લક્ષ્મીજીને (૫)

અર્ચન ભક્તિ પૃથુરાજાને સિદ્ધ થઇ (૬) વંદન ભક્તિ અક્રૂરજીને (૭) દાસ્ય ભક્તિ હનુમાનજીને (૮) સાખ્ય ભક્તિ અર્જુનને સિદ્ધ થઇ (૯) આત્મ નિવેદન ભક્તિ રાજા બલીને સિદ્ધ થઇ અને છેલ્લી (૧૦) પ્રેમ લક્ષણા ભક્તિ શ્રી વ્રજના ગોપી જનોને પ્રાપ્ત થઇ છે. અને ભગવાનને પ્રેમથી મળ્યાં છે. હવે જે દસ પ્રકારની ભક્તિ કહી; તેમાંથી એક સ્મરણ ભક્તિ પ્રહલાદજીની વિસ્તાર સાથે સાંભળો. એની મૂળ કથાની ઉત્પત્તિ કયાંથી થઇ ? તેનું વર્ણન કહે છે. પ્રથમ સ્વયં ભગવાન પોતે ગો લોકમાં બિરાજતા હતા, તે સમયે બ્રહ્માજીના ચાર પુત્રો. (૧) સનક (૨) સનકાદિક, (૩) સનત, (૪) સનંત્ કુમાર. એ ચાર પુત્રોને બ્રહ્માજીએ આજ્ઞા કરી કે તમો સૃષ્ટિ રચો. ત્યારે તેમણે કહ્યું કે અમો સૃષ્ટિ રચવા ઉત્પન્ન થયા નથી. અમે તો ભગવાનની ભકિત તપોવન વિષે એકાન્તમાં કરીશું એટલે આ ચારે પુત્રો બાલ્યાઅવસ્થાથી જંગલમાં રહેતા હતા; તેમને લૌકિક દુનીયાદારીના વહેવારનું જાણવા પણું નહોતું. તેથી તે નગ્ન વેષે રહેતા હતા. તે ચારે પુત્રો એક સમાયોગે કરીને ભગવાનના સાક્ષાત્ દર્શનાર્થે ગૌ લોકના દ્વાર પાસે આવ્યા. ત્યાં ભગવાનના બંને દારપાલ એટલે ચોબદાર. જૈઃ વજૅઃ નામના શીંઘપોલીયા એટલે ચોકીદારે પેલા સનતકુમારને રોકયા. અને કહ્યું કે ગૌ લોક વાસી શ્રી કૃષ્ણ ભગવાનની આજ્ઞા સિવાય દર્શનાર્થે (ભીતર) અંદર જવાશે નહિ. એટલુંજ કહેતાની સાથે સનતકુમારો ક્રોધાયમાન થયા અને શ્રાપ આપ્યો કે ભગવાનના દર્શનાર્થે જતાં તમો અમોને રોકનાર કોણ ? કારણ કે તે માયા રહિત હતા. ભગવાનના દર્શન સિવાય બીજા કશાની તેમને પરવા ન હોતી એટલે પેલા બન્ને દ્વાર પાલને શ્રાપ આપ્યો કે જાઓ તમો મૃત્યુ લોકમાં એટલે પૃથ્વી ઉપર રાક્ષસ થઇને પડો. એટલે બંને પોલીયા ગૌલોક ભીતર જ્યાં લક્ષ્મીજી સહિત પ્રભુ બિરાજે છે, ત્યાં આવીને ગદ્ગદ્ કંઠે રડવા લાગ્યા; અને વિનંતી કરી કે હે મુકુંદ પ્રભુ ! આપના દર્શનાર્થે આવેલા બ્રહ્માના પુત્રો

સનકાદિક ઋષિઓને અમે રોકવાથી અમો બંને જણને શ્રાપ આપ્યો છે, માટે તેનું હવે નિવારણ શું ? ત્યારે ભગવાને આજ્ઞા કરી કે મારા એકાન્તિક ભકતોએ જે તમોને શ્રાપ આપ્યો છે તે કોઇથી મિથ્યા થઇ શકે તેમ નથી. કહ્યું છે કે—

**મેરી બાંધી ભક્ત છુડાવે, ભક્તકી બાંધી છુટત નહીં મોસુ. ॥**

માટે હવે મારૂં સામર્થ્ય નથી; માટે જાઓ તમો મૃત્યુ લોકમાં પડો. પરંતુ તે બાબતનો ખુલાસો એટલો છે કે જો તમારે મને જલદી મળવું હોય તો વેરભાવે ત્રણ જન્મમાં મળશો અને હેત ભાવે મળવું હોય; તો સાત જન્મે મને પ્રાપ્ત થશો. ત્યારે બંને પોળીયા બોલ્યા કે પ્રભુ ! જેમ આપણા ચર્ણાબિંદમાં અમારી જલદી પ્રાપ્તિ થાય તેવી અમારી ઇચ્છા છે માટે અમો ત્રણ જન્મે આપને મળીશું. એટલે ભગવાને તથાસ્તુ એમ કહીને આશીર્વાદ આપ્યો કે તરત બંને જણ પૃથ્વી ઉપર પડયા. હવે એમનો જન્મ કશ્યપ ઋષિને ઘેર નવ સ્ત્રીઓ હતી. તેમાં દીતી જે સ્ત્રી હતી તેને કામ વ્યાપ્યો; અને કશ્પ ઋષિને કહ્યું કે મારી મનકામના પૂરી કરો; ત્યારે કશ્પ ઋષિ બોલ્યા કે હાલ સંધ્યાકાળનો સમય છે, અને તે મહા વિકરાળ સમય છે. કારણ કે મહાદેવજીના ગણો એટલે દુતો, ભૂત, પિશાચ, ડાકેણ, શાકેણ, દૈત્ય વગેરે કાળ સ્વરૂપે સંધ્યા કાળે બહાર ફરવા સારૂ નીકળે. છે માટે આ વખતનો સમય ઇશ્વર પ્રાર્થના ભજન સ્મરણ કરવા યોગ્ય છે. જેથી આ કાળમુખાઓનો આ શરીરમાં છાંયો તેમ પ્રવેશ થાય. તો પણ કામાન્ધ બનેલી સ્ત્રીએ નહિં માનતાં ખરેખર હઠ લીધી. હઠ ચાર પ્રકારની છે. પ્રથમ (૧) સ્ત્રી હઠ (૨) બાલ હઠ (૩) રાજ્ય હઠ (૪) જોગી હઠ. તેમાં સ્ત્રી હઠ વિશેષ છે. જેથી તે બિચારા ઋષિરાજનું કહ્યું નહિ માનતાં કામથી અંધ બનેલી સ્ત્રીની હઠ કશ્યપ ઋષિએ પૂર્ણ કરી. તે સંધ્યાકાળ સમયને ગર્ભ રહેલા બન્ને પૂત્રો રાક્ષસો થયા. ઋષિ બ્રાહ્મણને ઘેર રાક્ષસોનો જન્મ ન હોય પરંતુ ઉપલા બનાવથી ઇચ્છા

રહિત પુત્રો થયા તેથી બુદ્ધિહીન–ભગવાનથી વિમુખ, દુષ્ટ આ-ચરણ વાળા ઉત્પન્ન થયા. માટે જે કાર્ય કરવું તે સમય સુચકતા એટલે સારો સમય જોઇને કરવું. હવે આ ઋષિને ત્યાં બંને પુત્રો થયા તેમાં એકનું નામ હરિણ્યાક્ષ અને બીજાનું નામ હરિણ્યકશ્યપ નામથી ઓળખાવા લાગ્યા. હવે આ બંને રાક્ષસોએ મહાદેવજીનું આરૂઢ તપ કર્યું કે ઇન્દ્રનું ઇન્દ્રાસન પણ ડોલવા લાગ્યું, ત્યારે મહાદેવજી પ્રસન્ન થયા કે માગ માગ જે માંગે તે આપું. ત્યારે હરિણ્યકશ્યપે માગ્યું કે હું રાત્રે ન મરૂં. તેમ દિવસે પણ ન મરૂં. ઘરમાં તથા બહાર પણ ન મરૂં. શસ્ત્ર એટલે કોઇ પણ લોઢા લાકડાથી ન મરૂં. માણુસ તથા જાનવરથી પણ ન મરૂં. આવા પ્રકારનું વરદાન આપી તથાસ્તુ કહી આશીર્વાદ આપ્યો કે જા તારી મન કામના પુર્ણ થશે એટલે ભાવી પ્રાબલ્ય પ્રમાણે ઉત્પાત કરવા લાગ્યો અને સંત જનો જે ભગવાનના સાધુભક્તો તેને દુઃખ દેવા લાગ્યો કે તમે બધા મારૂં ભજન કરો. મારા સિવાય બીજો પરમેશ્વર કોણ છે. એવી રીતે મહાન ત્રાસ વર્તાવવા લાગ્યો. એમ કરતાં ઘણાએક દિવસે પોતાની સ્ત્રીને ગર્ભ રહ્યો. ગર્ભ રહ્યા પછી નારદજી ફરતા ફરતા હરણ્યકશ્યપની સ્ત્રી જ્યાં ગર્ભવંતી છે, તેની પાસે આવ્યા; અને તેને ભાક્તનો ઉપદેશ કર્યો. તેથી પ્રહલાદજી ગર્ભવાસમાં રહ્યા રહ્યા ભક્તિનો ઉપદેશ પોતે ગ્રહણ કરી રહ્યા; તેથી પ્રહલાજીને ગર્ભવાસમાંથીજ ભકિતનો પ્રવેશ થયો છે. કડવી તુંમડીનાં બીજ વાવીએ તો કડવાંજ તુંમડાં થાય. એટલે રાક્ષસને ઘેર તો રાક્ષસજ થાય; પરંતુ ગર્ભવાસમાં ભકિતનો સંસ્કાર કાન દ્વારા પડવાથી ભક્ત થયા તે પછી સમય વીતે ભકત રાજ પ્રહલાદજીનો જન્મ થયો. તે સાત વર્ષની ઉંમરે પાઠશાળા એટલે નિશાળમાં ભણુવા સારૂ બેઠા; ત્યાં હરી જે સર્વ દુઃખના હર્તા એવા શ્રી કૃષ્ણ ભગવાનના નામ શિવાય બીજું કંઇ ભણુતા નથી. અને બીજાં બાળકોને પણ હરીનું નામ ભણુવાનું શીખવે છે, અને ભગવાનના મહાત્મ્યનો ઉપદેશ સર્વને કરે છે તે વિષે શ્રી ભાગવત સપ્ત

સ્કંધમાં પ્રહલાજી રાક્ષસોના બાલકોને ભણતાં ઉપદેશ કરે છે તે શ્લોક—

**कौमार आचरेत्प्राज्ञो धर्मान् भागवतानिह ।**
**दुर्लभ मानुषजन्म तदप्यध्रुवमर्थ दमः ॥**

પ્રહલાદજી અસુર જે દૈત્યના બાળકોને ભણતાં ભણતાં ઉપદેશ કરે છે કે હે બાળકો ! આ મનુષ્ય દેહ મહા દુર્લભ છે, તેમજ ઉત્તમ છે, અને તે નિશ્ચય નથી. માટે બુદ્ધિમાન પુરુષે કૌમાર અવસ્થા એટલે બાલપણુમાંજ ભગવદ્ શરણ કરી ભગવદ્ ધર્મનું આચરણ કરવું ઉચિત છે. કારણકે ક્ષણમાં આ દેહનો ભંગ કહેતાં નાશ થઈ જાય છે. તો અંતકાલ સમય કંઇપણ બની આવે નહિ, પછીથી પસ્તાવું પડે. જેથી આ દેહ પ્રભુની સેવા તથા ભકિત ઉપયોગી મળવો અતિ દુર્લભ છે. તેથી ભગવદ્ ધર્મ તથા ભગવાનના દર્શન બને તેટલાં કરવાં એ ઉત્તમ પક્ષ છે. આવી રીતનો ઉત્તમ બોધ કરતાં પ્રહલાદજીના પિતા હરણ્યકશ્યપને નિશાળના માસ્તરે ફરિયાદ કરી કે તમારો વેરવી જે શ્રી કૃષ્ણ ભગવાનનું ભજન સ્મરણ પ્રહલાદજી પોતે કરે છે અને બીજા છોકરાઓને પણ ભગવાનનું ભજન કરાવે છે. માટે પોતે બગડે છે અને બીજાને પણ સાથે બગાડે છે. તેવી વાત સાંભળતાની સાથેજ ક્રોધમય હરણ્યકશ્યપે પ્રહલાદજીને ખુબ માર્યા. છતાં ભગવદ્ નામનો ઉચ્ચાર ભૂલતાજ નથી. ત્યાર પછી એને ઝાડ ઉપરથી, તાડ ઉપરથી, મોટા પહાડ ઉપરથી નાંખી દીધા એટલે ભગવાન લક્ષ્મીજી સહીત આવીને પોતાના ભકતની રક્ષા અર્થે પહાડ ઉપરથી ફેંકતાની સાથે ફુલના પારણામાં ઝીલી લીધા, પણ આંચ આવવા દીધી નહિ. આટલું દુઃખ પડતાં છતાં પણ ભગવદ્ સ્મરણ રંચક એટલે પળમાત્ર પણ ચુકતા નથી. ત્યારે હરણ્યકશ્યપની બેન હોળીકા મહાસતી હતી તેણે ભાઇને સારૂં લગાડવાને કહ્યું કે ભાઈ તારો પુત્ર આપણા કુટુંબને કલંક લગાડવાને જન્મ્યો છે, જેથી તારૂં નામ બોળશે માટે હું સતી છું તો

એને લઈને બાળી દઉં, પ્રહલાદ બળી મરશે અને હું સતી છું તે જેવી ને તેવી બહાર નીકળી જઈશ. એટલે લાકડાંની એક હોળી ઉભી કરી અને નગારાં નિશાન સાથે વાજતે ગાજતે પ્રહલાદને હોળીની વચમાં એની કોઈ લઈને બેઠી. અને સતીના ધર્મ પ્રમાણે જમણા પગના અંગુઠામાંથી અગ્નિ પ્રગટ થયો એટલે હોળીકા સતી હતી તો પણ ભકતનું મહાત્મ વધારવા સારૂ ભગવાનની સ્વઇચ્છાથી બળી ગઈ. અને પ્રલાદજી જેવાને તેવા હસ્તા રમતા ખેલતા બહાર નીકળ્યા. જેવી રીતે કુંભારના નીભામાંથી બિલાડીનાં બચ્ચાંને બળતાં ઉગાર્યાં તેમજ હોલા હોલીનાં બચ્ચાંને ઉગાર્યાં તેમ ભગવાને પ્રહલાદજીને ઉગાર્યો તે વિષે પદ.

(રાગ ભજનનો)

રામ રાખે રે તેને તો કોન મારી શકે. ા હોલા હોલી કહે છે કે પ્રભુજી મારી વારે ગહો, ા બચ્ચા મારાં મરશે રે. તેની તે તમો રક્ષા કરો. ઉપર બાજ તાકે રે નીચે તો પારધી ખડો. પોલારમાંથી સર્પ નીકળ્યો રે ડશીયો પેલા પારધીને જઇ. હાથમાંથી બાણ છુટયું રે વાગ્યું પેલા બાજને જઇ. ા રામ રાખેરે તેને તો કોણ મારી શકે.

માટે ભગવાન જેને સહાયતા કરનાર છે તેને કોઇ મારનાર કે દુઃખ દેનાર નથી. હવે જે હોળીકા સતી બળી મરી તે દિવસની હોળી પ્રગટ થઈ છે. સત્યુગના આરંભમાં હોળી નહોતી. હવે અહીં સતી બળી ગઈ એટલે લોકોએ તેનો શોક પાળ્યો. અને ધૂળ ઉછાળવા લાગ્યા તે આજ સુધી એ રિવાજ ચાલે છે. અને ભગવાનના ભકતોએ ભકતરાજ પ્રહલાદ ઉગર્યા એટલે ગુલાલ અબીલ તરેહ તરેહના પચ રંગ ઉરાડવા લાગ્યા અને ઘણાજ આનંદથી પ્રભુ શ્રી કૃષ્ણ ભગવાનને ડોલ ઝુલાવી હર્ષભેર આનંદ ઉત્સવ માન્યો. તે પછી હરણાકશ્યપના મનમાં એમ આવ્યું કે આવો વજ્ર જેવો બાળક કશાથી મરતો નથી. માટે એક લોહાનો સ્થંભ અગ્નિથી ધિકાવવાનો વિચાર કર્યો કે સ્થંભ સાથે બઝાડીને પ્રહલાદને બાળી દેઉં.

જ્યાં પેલો સ્થંભ અગ્નિથી ધીકાવ્યો છે કે તરત પ્રહલાદજી નિશાળેથી ભણીને રામા કૃષ્ણ ગોવીંદા, રામા કૃષ્ણ ગોવીંદા, આવા ઉચ્ચાર ભગવદ્ નામના કરતા કરતા ચાલ્યા આવે છે. આવતાંની સાથે એના પિતાએ પૂછ્યું કે કેમ પ્રહલાદ! તારા પરમેશ્વરને કઇ કઇ વસ્તુમાં રહેલો જુએ છે? ત્યારે પ્રહલાદે ભક્તિના પ્રતાપથી શૂરવીરતાથી કહ્યું કે સાંભળો પિતાજી! તે વિષે એક દોહરો કહે છે:—

આસ પાસ આકાશમાં, અંતરમાં આભાસ. ॥
ધાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. ॥
ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ. ॥
ક્યાં એ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ. ॥૧॥

એટલે ચારે દિશાઓમાં, આકાશમાં, પાતાળમાં, સ્થાવર જંગમમાં એટલે જળમાં તથા સ્થળમાં, લોઢામાં તથા લાકડામાં, મારામાં તેમ તમારામાં સચરાચર એટલે સર્વ ઠેકાણે વ્યાપક પરમેશ્વર રહેલો જોઉં છું. એવું પ્રહલાદજીએ દૃઢ નિશ્ચય સાથે કહ્યું ત્યારે એના પિતાએ પેલો જે લોઢાનો સ્થંભ લાલચોળ અગ્નિમય ધિકાવી રાખ્યો છે તે બતાવ્યો કે બોલ પ્રહલાદ તારો પરમેશ્વર આ સ્થંભમાં છે. જો તારો પરમેશ્વર આ લાલચોળ સ્થંભમાં હોય તો એ થાંભલાને તું બાઝ. તે વખતે પ્રહલાદના મનમાં એવું આવ્યું કે ચારે બાજુએથી અગ્નિની જવાળાઓ નીકળી રહી છે તેને બાઝવાથી હું બળી તો નહિ જાઉં, એવી શંકા થતાંની સાથે ભક્ત પ્રતિપાળ ભક્તરક્ષક, ભક્તનો ટેક રાખવા ભગવાને તરત લાલ કીડીયોની સ્થંભમાં હાર ચલાવી. ત્યારે પ્રહલાદને ધીરજ આવી કે આ સૂક્ષ્મ કીડી જેવી વસ્તુ જ્યારે બળતી નથી તો પછી હું કેમ બળી જઇશ? તે લાલ કીડીઓને ફકત પ્રહલાદજીએ દીઠી છે. બીજા કોઇના દેખવામાં આવી નથી. તે દિવસની લાલ કીડીયો ઉત્પન્ન થઇ છે તે પહેલાં નહોતી. તે પછી પ્રહલાદજી તરત પેલા સ્થંભે એકદમ કુદકો મારી દોડીને બાઝ્યા કે તરત સ્થંભ ફાટ્યો તેમાંથી

એક વિકરાળ સ્વરૂપ શ્રી નૃસિંહ ભગવાનનું મહાદેવજીના વરદાન પ્રમાણે અડધું માણસનું અને અડધું વાઘના સ્વરૂપે પ્રગટ થયા. તે પોતે મહાન ક્રોધાયમાન છે. જેના બંને નેત્રો લાલચોળ થઇ ગયાં છે. અને એવા વિકરાળ સ્વરૂપ પાસે શ્રી લક્ષ્મીજી સરખાં પણ જઇ શકતાં નથી. એવા ભકત વત્સલ દયાળુ પ્રભુએ પ્રહલાદજીને પોતાના ખોળામાં બેસાડયા. અને ગાય જેમ વાછરડાનો જન્મ આપી હેતથી જેમ ચાટે છે તેમ શ્રી નૃસિંહ ભગવાન પોતાના ભકત પ્રહલાદને ચાટવા લાગ્યા. તે વિષે સૂરદાસજી તથા પરમાનંદદાસજી નીચેનાં બે કીર્તન ભગવાનના મહાત્મ તથા ભકત પ્રહલાદની રક્ષા કરી તે વિષે કહે છે તે પદ.

( ૧ ) રાગ કાંનરો.

અપનો જન પ્રહલાદ ઉગાર્યો. ॥ ખંભ બીચ તે પ્રગટે નરહરી હરણાકશ્યપ ઉર નખન બીદાર્યો. ॥૧॥ બરખત કુસુંમ શબ્દ ધ્વની જે જે સૂર દેખત સદા કૌતુક હાર્યો. ॥ કમલા હરીજૂકે નીકટ ન આવે, ઐસો રૂપ હરી કબહુ ન ધાર્યો. ॥૨॥ પ્રહલાદે ચુંબત ઔર ચાટત ભકત જાનકે ક્રોધ નીવાર્યો. ॥ સૂરદાસ બલ જાય દરસકી ભકત વીરોધ દૈત્ય નીસ્તાર્યો. ॥૩॥

( ૨ ) રાગ કાંનરો.

યહ વ્રત માધો પ્રથમ લિયો. ॥ મેરે ભકતન કો દુઃખ દેહે તાકો ફારૂ નખ નહીયો. ॥૧॥ જો ભકતન સો વેર કરત હે પરમેશ્વર સો વેર કીયો. ॥ રખવારીનકો ચક્ર સુદર્શન માથા ઉપર સદા ફિરે. ॥૨॥ પરાધીન હોય અપને ભકતનકો જ્યા કારણ અવતાર ધર્યો. ॥ યહ જુ કહી હરી મુનિ આગે અભિમાનિકો ગર્વ હર્યો. ॥૩॥ ભજતે ભજો તજુ નાહીં કબહું પારથ પ્રતિ શ્રીપતિ યોં ભાખી. ॥ પરમાનંદ દાસકો ઠાકોર અખીલ ભુવન સબ સાખી. ॥ ॥

તે પછી મહાદેવજીનું વચન સત્ય કરવાને સારૂ સંધ્યાકાળનો સમય થયો કે તરત પેલા હિરણ્યાકશ્યપને શ્રી નૃસિંહ ભગવાને જેમ વાઘ શિઆળને પકડે તેમ પકડયો; અને ઘરના

બારણાના ઉપર પછાડયો અને તપમાં જે કંઇ વરદાન મળ્યું હતું તે બધું યાદ કરાવ્યું. અને મહાદેવજીએ આપેલું વરદાન પણ ભગવાનને કાયમ રાખવું છે, નહિ તો સત્ય પુરૂષનું વાક્ય જાય અને મહાદેવજી પણ પોતાના ભક્તોમાં અંતરંગ ભક્ત શિરોમણિ છે, એટલા માટે સત્ પુરૂષના વાક્યનો શ્લોક.

चलंति तारा प्रचलंति मंदिरं ।
चलंति मेरु रवि चंद्रमंडलात् ॥
कदापि काले पृथ्वी चलंति ।
सत्पुरुषवाक्ये न चलंति धर्मः ॥

શું કહે છે કે સમય પ્રમાણે આકાશના તારાઓ, ગ્રહો, મંદિરો એટલે ઘરો પર્વતો સૂર્ય તથા ચંદ્ર-પૃથ્વી સર્વ ચલાયમાન થાય છે, એટલે જેનો નાશ થાય છે, પરંતુ સત્ પુરૂષનું વાક્ય અને ધર્મ એ બે વસ્તુનોજ નાશ નથી. એવીજ રીતે અહીં સતપુરૂષ મહાદેવજીનું વાક્ય સિદ્ધ કરવા માટે સંધ્યા કાળે હરણ્યાકસ્યપને નૃસિંહ ભગવાને વાઘના જેવા મોટા વિકરાળ નખથી પેટ ચીરવાની તૈયારી કરી એટલામાં પરમ ભક્ત પ્રહલાદજીએ શ્રી નૃસિંહ ભગવાનને બે હાથ જોડીને વિનંતી કરી કે હે દેવના દેવ! હે ભક્તવત્સલ પ્રભુ! ભલે એમને મારો, પરંતુ આખરે ગમે તેવો મ રો પિતા છે, માટે એમનો ઉદ્ધાર એટલે મોક્ષ ગતિ થવી જોઇએ. તે વખતે ભગવાને કહ્યું કે હે ભક્ત પ્રહલાદ! સાંભળ. આ તો તારો પિતા છે અને પુર્વે મારો ભક્ત છે. ત્રણ જન્મે મને આવીજ રીતે મળશે. પહેલા જન્મમાં હરણ્યાક્ષ અને હરણ્યાકશ્યપ, બીજા જન્મમાં શિશુપાલ ને દંતવક્ર અને ત્રીજા જન્મમાં રાવણ અને કુંભકરણ, આવી રીતે એના ત્રણ જન્મ મારા હાથથી પુરા થઇ પછી મને પ્રાપ્ત થશે, માટે મારા હાથથી જે કોઇ પ્રાણી માત્રનું મરણ થાય છે તેની તો મુક્તિજ છે, પરંતુ જેના કુળમાં કોઇ પણ ઉંચ નીચ જ્ઞાતિમાં ભક્ત બીજ ઉત્પન્ન થાય છે તેની હું ઇકોત્તેર

પેઠી તારૂં છું. માટે પ્રહલાદ! તું શોક ન કર ને હવે તું રાજ્ય કર. ભગવાને એને રાજ્યગાદીએ બેસવાનું કહ્યું પરંતુ પ્રહલાદે ના કહી કે મારે રાજ્ય કરવાની ઇચ્છા નથી. હું તો આપણી ભક્તિજ કરીશ ત્યારે નૃસિંહ ભગવાને કહ્યું કે સાંભળ.

( દોહરો. )

સંસારમાં સરસો રહે, ને મન મારી પાસ;
સંસાર તો લોપે નહિ, તે જાણું મારો દાસ. ॥૧॥

માટે સંસારમાં રહીને મારી ભક્તિ કર, કારણકે ગૃહસ્થાશ્રમ ધર્મમાં રહીને જેટલો ધર્મ સંસારીથી બની આવે છે તેટલો ધર્મ વિરક્ત એટલે સંન્યાસીથી બનતો નથી. માટે પ્રહલાદ! તું મારી આજ્ઞાથી રાજ કર. એટલે પ્રહલાદે શ્રી નૃસિંહ ભગવાનની આજ્ઞા માથે ચઢાવી અને ભગવાને રાજતિલક કરીને ગાદી ઉપર બેસાડી પોતાના સાચા ભક્તનું મહાત્મ્ય વધાર્યું, અને શ્રી નૃસિંહ ભગવાન તથા શ્રી લક્ષ્મીજી સહિત બન્ને જણ વૈકુંઠમાં પધાર્યા. આટલું બધું પ્રહલાદજીએ જ્યારે અસંખ્ય દુઃખ વેઠયું ત્યારે એમને એક ફક્ત સ્મરણ ભક્તિનું દાન મળ્યું છે, માટે ભગ-દીએ ગાયું છે તે પદ.

( રાગ નટ )

કલીયુગ સબ જાગતે અધકાઇ, ॥ જા જુગમેં પ્રગટે શ્રી બલભ મુખ મૂરતી પ્રગટાઈ. ॥૧॥

એટલે શ્રી ઠાકોરજીના મૂખાર્બિંદ રૂપ શ્રી આચાર્યજી મહાપ્રભુજી પ્રગટ થઇને દૈવી જીવને બ્રહ્મસંબંધ થતાની સાથે નવ પ્રકારની ભક્તિનું દાન આપ્યું. એ કંઇ જેવી તેવી સેજ વાત નથી. આગળ રૂષિ મુનિયો હજારો વર્ષ તપશ્ચર્યા કરતા પરંતુ સ્વપ્ને પણ ભગવાનનાં દર્શન થતાં નહિ; અને આ વર્ત-માન કળીયુગમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી સર્વ સામર્થ્યવાન થઈને જેવાંકે સ્રી, શૂદ્રાદિકનો શાસ્રમાં ઉદ્ધાર નહોતો તેમનો ઉદ્ધાર કર્યો, એટલા માટે ભગવદીયોએ કીર્તન ગાયું છે તે પદ.

( રાગ આશાવરી )

**શ્રીમદ્ વલ્લભકે ઘર પ્રભુ જો ફિર અવતાર ન ધરતે હો. ॥ તો હમ સરીખે મૂઢ પતિત જન કહો કૈસે નીસ્તરતે હો. ॥૧॥ બિન પાયે બ્રજપતિ પદ પંકજ કહાકી સેવા કરતે હો. ॥ શ્રી ગીરીધરણ રાધિકા વર બિન રસના કહા ઉચરતે હો. ॥૨॥ શિવ સૂરેશ દિનમણી ગણેશકે હોય કનોડે ડરતે હો. ॥ અતિ આતુર પુંન અર્ક તુલશે સબનકે પાયન પરતે હો. ॥૩॥ જબ હમ હું લોગનકી નાઇ ઘરઘર ભટકત ફિરતે હો. ॥ કર્મ-યોગ પુન્ય જ્ઞાન ઉપાસન ઇનહિમેં પચી મરતે હો. ॥૪॥ કહા ભયો નિજ બિરદ જાનકે પતિત જાન ઉધરતે હો. ॥ રૂચિર રૂપ બલદાસં નારાયણ તૃષિત નયન કયોં ઠરતે હો. ॥૫॥**

માટે આ પુષ્ટિમાર્ગ ઘણોજ વિલક્ષણ છે જેનો પાર નથી. જુઓને બસો બાવન ભગવદી અને ચોર્યાશી વૈષ્ણવો પુસ્તક દ્વારા લખાઇ ગયાં છે. તેમની સાચી ભક્તિ અને મનનો સાચો ભાવ વિદ્યમાન બતાવી આપે છે કે બસો બાવન ભગવદીયની વાર્તામાં બે શ્રોતા વક્તા ભગવદ્ વાર્તા કરતા કરતા જંગલમાં ચાલ્યા ગયા તે ભગવદ્ રસના આવેશમાં ૫–૭ દિવસ સુધી એમની દેહનું ભાન રહ્યું નથી. પ્રભુ ઇચ્છાથી તે બંનેની દેહ ઘણાએક દિવસે છુટી ગઇ; એટલે તે બંનેની સ્રીયો પોતાના પતિની તપાસ કરવા સારૂ નીકળી પડી. તપાસ કરતાં જ્યાં પેલાં હાડ-પિંજર પડયાં છે, ત્યાં આવીને બંને સ્રીયોએ પોતાના પુરૂષને એવી રીતે ઓળખી કાઢયા કે જે શ્રોતાજન એટલે ભગવદ્ વાર્તા સાંભળનાર હતો; તેના રૂવાંટે રૂવાંટે છિદ્ર એટલે કાણાં પડેલાં જોયાં. શાથી જે ભાવ સહિત આતુરતાથી ભક્તિરસનું અવલોકન કરતા હતા; જેથી તેના હ્રદયમાં ભક્તિ રૂપી વિરહના બાણ રૂપી ( છિદ્ર ) કાણાં પડી ગયાં તે વિષે.

( રાગ ધન્યાશ્રી. )

**રામબાણ વાગ્યાં હોય તે તો જાણે. ॥ કૃષ્ણ બાણ વાગ્યાં હોય તે તો જાણે. ॥ ધ્રુવને વાગ્યાં પ્રહલાદને વાગ્યાં વાગ્યાં અંબ-**

રીષ રાય. ॥ બાઇ મીરાં કહે પ્રભુ ગીરીધરના ગુણ ચરણ કમલ ચિત્ત લાય, રામબાણ વાગ્યાં હોય તે તો જાણે. ॥

તે પછી બીજા જે વક્તા એટલે કથા વાર્તા કહેનારા હતા, તેના શરીરના પીંજરામાં એક પણ છિદ્ર પડયું નહોતું. કારણકે કથા કહેનાર કરતાં સાંભળનારને ભક્તિની વિશેષ પ્રાપ્તિ થાય છે. વળી બીજા બે વૈષ્ણવ બસોબાવન ભગવદીયની વાર્તામાં થઈ ગયા. તેમાં એકનું નામ વલ્લભદાસ હતું અને બીજાનું નાંમ બળદેવદાસ હતું, તે બંને જણ રસ્તામાં ચાલતાં ચાલતાં ભગવદ વાર્તા કરતા કરતા ગામ બહાર એક વાવડી આવી તે વાવની આગળ ઉભા રહ્યા. બંને જણે બે દિવસ સુધી અખંડ રાત્રિ દિવસ ભગવત્ વાર્તા કરી અને ત્રીજે દિવસે દેહની શુદ્ધિ આવી ત્યારે તે વાવડીની ઇંટ ઉપર એવું લખ્યું કે બે ઘડી જીવ્યા. અને જે લોકો તે વાવનું પાણી ભરવા જાય અને તે વાંચીને આશ્ચર્યમાં પડી વિચાર કરે કે બે ઘડી જીવ્યા એટલે તે લખનાર જન્મ્યો કયારે, ભણ્યો કયારે અને આ લખ્યું કયારે. એ આશ્ચર્ય જનક બનાવ જોઈને તે ઇંટ ગામના રાજા પાસે લઇ ગયા. અને રાજાએ શાસ્ત્રી પંડિતો જે કોઈ રાજ્યનું વર્ષાસન ખાતા હતા તેમને બોલાવ્યા. અને તે ઇંટ વંચાવીને કહ્યું કે એનો યોગ્ય ખુલાસો આપો, નહિ તો તમારાં વર્ષાસન ખુંચી લેવામાં આવશે. પરંતુ એ વાત કંઇ જોશી પુરાંણીના ટીપણામાં કે પુસ્તકમાં નહોતી એટલે તે બિચારા ગભરાયા અને ઉત્તર શી રીતે આપી શકે ? ભોગજોગે ત્યાં થઇને એક ત્રાદશી ભગવદીય વૈષ્ણવ જતા હતા તેમણે લોકોની એકઠી થએલી ધામધુમ જોઇને પૂછયું કે ભાઇ ? આ શું છે ? ત્યારે તેમણે કહ્યું કે એક ઇંટ ઉપર લખ્યું છે કે બે ઘડી જીવ્યા તેનો પ્રતિ ઉત્તર દેવાને મોટા મોટા પંડિતો પણ હારી ગયા છે અને આખરે ગરાસ પણ જપ્ત થશે. ત્યારે ત્રાદશી વૈષ્ણવે રાજાને કહ્યું કે આ બધા રાજ્યના જોશીયોનો ગરાસ મળતો જપત ન કરો તો હું ખુલાસો કરૂં. રાજાએ તે વાત કબુલ કરી એટલે ત્રાદશી વૈષ્ણવે ખુલાસો કર્યો કે સાંભળો બે ઘડી

જીવ્યા તેનો અર્થ એવો છે કે—આખો દિવસ ને રાત મળી ચોવીસ કલાક થાય છે, તેમાંથી ફક્ત બે ઘડી જે કોઇ માણસ માત્ર ભગવદ નામ ખરા અંતઃકરણથી લેવામાં આવે; તે માત્ર બે ઘડી જીવ્યા કહેવાય. બાકી તે જીવતા મુઆ સમાન છે. જેવી રીતે ઘર બળવા માંડયું છે, તેમાંથી બળતાં જે કંઇ હાથ લાગ્યું તે આપણું સમજવું; તેમ સંસારના કાર્યોથી બે ઘડી મુક્ત એટલે નવરાશ લાવીને ભગવદ્ નામ લેવાય, તેજ ખરૂં. બાકી આખો દિવસ વૃથા સમજવો. માટે પ્રભુની ભક્તિ એજ સાચી વસ્તુ છે. એટલા માટે કૃષ્ણ ચૈતન્યે કહ્યું છે કે અમારા વિષ્ણુ સ્વામીના માર્ગમાં ગાયના શીંગડાં ઉપર એક રાઇનો દાણો ઠરે તેટલીજ વાર જો ભગવદ નામ લેવામાં આવે નહિ તો; આસુરાવેશ થાય છે, ત્યારે રામાનુંજ મર્યાદા મારગીયવાળા બોલ્યા કે અમારા માર્ગમાં ગાયના શીંગડાં ઉપર રાઇનો દાણો ઠરે એટલી વાર જો ભગવદ્ નામ લેવામાં આવે; તો જીવ કૃતાર્થ થાય છે, માટે આ જીવને ભગવદ્ નામ લીધા વિનાની એકએક ઘડી કરોડ કરોડ રૂપિયા જેવી જાય છે, તે ઉપર સુરદાસજીએ એક ચાર ટુંકનું પદ ગાયું છે તે પદ.

રાગ બિહાગ.

અરે મન સમજ શોચ બિચાર. ।।
ભક્તિ વિના ભગવંત દુર્લભ કહત નિંગમ પુકાર. ।।૧।।
સાધુ સંગત ડાર પાસા ફેર રસના સાર. ।।
પર્યો અબકે દાવ પુરો જીત ભાવે હાર. ।।૨।।
બાંખ સત્રે સૂંન અઠારે પંચહી કો માર. ।।
દુરતે તજ તીન કાને ચતુર ચોકની હાર. ।।૩।।
કામ ક્રોધ જજાલ ભૂલ્યો ઠગ્યો ઠગની નાર. ।।
સૂર હરીકે પદ ભજન બિન ચલ્યો દોઉ કર ઝાર. ।।૪।।

માટે ભાઇઓ ! ભક્તિ એવી કરવી કે ભૂખ્યાને ભોજન અને તરસ્યાને પાણી જેવી. તે જેમ તૃપ્ત થાય છે, તેવીજ રીતે પ્રભુ ભક્તિમાં પ્રીતિ રાખીને આરતિ સહિત ભક્તિ કરવાથી

પ્રભુ પ્રસન્ન થાય છે, તે વિષે સુરદાસજી એ ટુંકનું કીર્તન કહે છે તે પદ.

રાગ કાફી.

**હરી ન ભજે તિનકે મુખ કારે પ્રભુ ના ભજે તિનકે મુખ કારે. ॥**
**વિષય રસ પીવત પ્રેમ સોં નામ સુધારસ લાગત ખારે. ॥૧॥**
**શ્રી ભાગવત સૂન્યો નહિ શ્રવણુ ન કોટી જન્મ પાપ કે મારે. ॥**
**સુરદાસ એસે પતિતન કો સદા યમદુત વાકો ઠોર હી મારે ॥૨॥**

હવે ભકિત તો આપણે પ્રભુજીની ભાવ પૂર્વક કરી; પરંતુ તેની સિદ્ધિને અર્થે સેવા જ્યારે પ્રભુની કરીએ તોજ ભકિત દીપે. નહિતો માથા વગરના માણુસ જેવી કદરૂપી બેડોળ લાગે.

# પ્રસંગ ૧૯ મો.

## શ્રી કૃષ્ણુ ભગવાનની સેવાના રહસ્ય વિષે.

સેવાનો અર્થ શું ? કે દાસત્વ ધર્મ, અથવા આપણુા માથા ઉપર બિરાજતા પ્રભુજીને આપણુા શ્રી ગુરૂદેવે કૃપા કરીને જે બતાવ્યા છે તે પ્રભુ આપણુા જન્મો જન્મના કલ્યાણુ કરતા સ્વામીની દાસ દાસી થઇ બજાવેલી ચાકરી. એનું બીજું નામ સેવા એટલે **चेतस्तत्प्रवणं सेवा** પ્રભુની સેવામાં એકાગ્ર ચિત્તને પરોવવું એનું નામ સેવા. જેવી રીતે કાચબી રેતીમાં પોતાનાં ઇંડાં મુંકી પાણીમાં રહે છે, છતાં તેનું ચિત્ત અર્થાત્ ધ્યાન પોતાનાં ઇંડાં તરફજ હોય છે, તેવું સેવામાં ચિત્ત રાખવું. તે વિષે શ્રી આચાર્યજી મહાપ્રભુજી ભક્તિ વર્ધની ગ્રંથમાં આજ્ઞા કરે છે તે શ્લોક.

**सेवायां वा कथायां वा यथाशक्ति दृढा भवेत् ।**
**यावज्जीवं तस्य नाशो न क्वाऽपिति मतिर्मम ॥**

પ્રભુની સેવા અને કથા વાર્તા પ્રભુમાં આશકિત સહિત દૃઢ ભાવે કરીને જ્યાં સુધી આ દેહમાં રહેલા જીવનો કાળે કરીને નાશ ન થાય ત્યાં સુધી સેવા તથા ભક્તિ કરવી જોઇએ

એવી શ્રી આચાર્યજી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે મારી એવી શુદ્ધ બુદ્ધિ છે. જેવી રીતે સેવા રૂપી ગુલાબનું ફુલ અને ભક્તિ રૂપી જળનું પોષણ ગુલાબના ફુલને રક્ષણ કરવામાં ન આવે તો સેવા રૂપી ગુલાબનું ફુલ કરમાઇ જાય. અને સેવા તથા ભક્તિને કર્મ રૂપી વાડની પણ જરૂર છે. એટલે સેવા તથા ભક્તિ પ્રાપ્ત થઇ ન હોય ત્યાં સુધી વેદોક્ત કર્મકાન્ડ સંધ્યા, ગાયત્રી, તર્પણ ઇત્યાદિક કરવાં. કેમકે કર્મરૂપી વાડ વગર ખેતરમાં વાવેલી સુંદર વસ્તુ ટકી ન શકે. હવે તેના જુદાજુદા અર્થ. સેવા એ તો ગુલાબનું ફુલ. તેને પોષણ કરવાને ભક્તિ. અને ભક્તિની રક્ષા અર્થે કર્મકાન્ડ રૂપી વાડ. માટે ભક્તિ અવશ્ય કરવી. વળી સેવામાં ભગવાનના મહાત્મની પણ જરૂર છે. મહાત્મ્યથી સેવામાં ચિત્ત ચોંટે છે. કહ્યું છે કે રાઇ જીતની સેવા કો ફળ માનત મેરૂ સમાન એટલે વૈષ્ણવોએ પોતાના ગુરૂદેવના મંદિરમાં અથવા તો પોતાને ઘેર શ્રી ઠાકોરજી બીરાજતા હોય ત્યાં ભાવ સહીત જો રાઇ બરોબર સેવા કરવામાં આવે તો ભગવાન તે હૃદયના ભાવ વડે કરીને મોટા મેરૂ પર્વત સમાન તેને માની લે છે, તો પછી વધારે સેવા શ્રદ્ધા સહીત કરવામાં આવે તો જીવના ભાગ્યનું વધારે શું કહેવાનું. માટે સેવા એજ ફળરૂપ છે, પ્રભુ થોડીશી વસ્તુને ઘણું કરી માની લે છે.

જેની દયાનો પાર નથી. સેવા કરવા વાળા પણ પ્રભુ છે, અને સેવાને બતાવવાવાળા પણ પ્રભુ છે અને આ પુષ્ટિમાર્ગ તે સેવામાર્ગજ કહેવાય છે. માટે ભાવ વગરની સેવા તથા ભક્તિ કેવી છે કે જેવી રીતે કોઇ માણસના શરીરમાં પ્રાણ નથી. અને તેને આપણે સો રૂપીએ તોલાની માત્રા આપીએ તો તે મૃતક એટલે મરેલાને શું ગુણ કરે તેવીજ રીતે જેના હૃદયમાં પ્રભુ વિષે ભાવ ભક્તિ નથી તેમ સેવા ભાવથી કરતો નથી, તો પછી ફળની સિદ્ધિ કેવી રીતેથાય માટે ભાવ વિનાની સઘળી ક્રિયા વૃથા છે. ઘી જેમ શાખમાં હોમે તેવું ફળ સમજવું તેથી અહીં (રાજનગર) અમદાવાદ પાસે અસારવામાં રહેનારા ભાઇલા કોઠા-

રીના જમાઇ તે પૂર્વે નરસિંહ મહેતાનો અવતાર હતા તે બોબડા હતા તે શ્રી ગોસાઇજીના મુખારબિંદના ચરવીત તાંબૂલનું અધરામૃત પાન કરવાથી તેમને વાચા થઈ એટલે બોલતા થયા તેમનું નામ ગોપાલદાસ હતું તેમના હૃદયમાં શ્રી ગોસાઇજીએ પ્રવિષ્ટ કરી વલ્લભાખ્યાનનાં નવ મીઠાં તેમના દ્વારા પ્રગટ કરાવ્યા તે ગોપાલદાસજી સાતમા વલ્લભાખ્યાનમાં ગાય છે કે (૧) **આપ સેવા કરી શીખવે શ્રી હરી ભક્તિ પક્ષ વૈભવ શું દૃઢ કીધો. અર્થ**-શ્રી આચાર્યજી મહાપ્રભુજી દૈવી જીવોના ઉદ્ધાર અર્થે સ્વયં પોતે પ્રગટ થઇને આપ શ્રી એ શ્રીનાથજી આદિ સાતે સ્વરૂપની સેવા તન મન ધનથી કરીને પોતાના અંતરંગ ભક્તોને સરળતા એટલે સહેલાઇથી સેવાનું પ્રકરણ શીખવે છે. કે હું સેવા કરૂં છું અને તમો પણ સેવા કરો અને ભક્તિનો પક્ષ શું કે સેવા, તે નાના પ્રકારના વૈભવથી દૃઢ એટલે નિશ્ચય કર્યો અને આપણી એટલે શ્રી ઠાકોરજીની લીલાનું વર્ણન પોતે શ્રી મૂખથીજ કર્યું છે, શ્રી ઠાકોરજીના મૂખ અવતાર રૂપ શ્રી વલ્લભ ચાર્યજીએ કર્યું. પોતે ઉચ્ચારનો અર્થ એટલે વચનામૃત કરતા હતા કે પ્રભુના ગુણાનુંવાદ એટલે તેમના ગુણ આવા સુંદર છે. જેથી તે ઉચ્ચાર એટલે વચનામૃતનો આનંદ ઘણોજ આવ્યો. (૨) **વેદદધી મધ્ય નવનીત જે ભજન રસ મથીત માધુરી જેને શ્રવણ પીધો.** અર્થ:—પોતે વેદ રૂપી દહીંનું મંથન એટલે વલોવતાં તેમાંથી સાર વસ્તુ શું નીકળી કે નવનીત એટલે માખણ રૂપી ભક્તિ. આ માખણ ઘણુંજ મધુર એટલે સુંદર હોવાથી દૈવી જીવોએ તેને ગ્રહણ કર્યું. એટલે પોતાના કાન દ્વારા કથા વાર્તા સાભળીને ભક્તિસુધા જે અમૃત રસનું પાન કર્યું. (૩) **તક્રમય કર્મ પંથ સ્નેહ રસ હીને જે, શ્વેત જાણી વિમુખ તાણી લીધો.** બાકીની છાશ રૂપી જે, કર્મ માર્ગ રસથી હીન તે શું કે છાશ તેને વિમુખ જીવોએ પીધી; કારણ કે રસ વિનાના સફેદ રંગને મોહ્યા. (૪) **એ ચરણ શરણ વિના લોક દસ ચારમાં કહો કેનો કહી અર્થ સિદ્ધયો, શું કહું ચતુર**

**થઇ થઇ અને વીસ્તરે ભજે નહીં તે પશુ વિષય ગીધો.** એ પ્રભુના ચરણના શરણ વિના ચૌદ લોક જે સાત નીચે ને સાત ઉપર મળી ચૌદનો પુષ્ટિ મારગીય અર્થ સિદ્ધિ થયો હોય તો કહો. કહે છે કે હું વધારે શું કહું. ચતુર મનુષ્યો પણ ભગવાનની સેવા કરતા નથી તે પશુની માફક માત્ર વિષય-માંજ તલ્લીન સમજવા. (૫) **એ પ્રભુ રસ પુંજ ભૂત ચક્રમાં ભાગ્યહીન જીવ જેણે કણિકા ન ચાખી.** અર્થ:—એ પ્રભુ રસ પૂંજ એટલે રસ મય પૃથ્વી ઉપર બીરાજે છે. તેને ભાગ્યહીન જીવે તેમના આનંદ રસની કણીકા સરખી ચાખી નહિ એટલે એ રસ પૂંજ પુરૂષોત્તમના આનંદની કણીકા મળી નહિ. (૬) **તેને દેવ ઉપર રહ્યા ધિક્કાર બોલે મંદ મતિ કહી અને નિંદા દાખી.** અર્થ:—જેને એ પ્રભુના આનંદ રસની કણીકા ચાખી નથી તેને ઉપરના દેવલોકો ધિક્કાર ફીટકાર આપે છે. અને કહે છે કે હે મદ મતિ એટલે ઓછી બુદ્ધિવાળા મનુષ્યો! પ્રભુએ તમને પોતાની સેવા તથા ભક્તિ સારૂ સુંદર મનુષ્ય દેહ આપ્યો છે તેમ તમે ગર્ભવાસમાં ભક્તિ પણ કબુલી છે તે તમે પૃથ્વી ઉપર આવીને કંઇ પણ કરતા નથી જેથી દેવ-તાઓ નિંદા કરી રહ્યા છે. (૭) **વિબુધ વાન્છે વાસ વસૂ-મતિ ઉપરે શ્રી વલ્લભ કુંવરની ટેલ કરવા.** અર્થ:—હવે જે ઉપર દેવ લોકો પૃથ્વી ઉપરના મનુષ્યોને નિંદા અથવા ધિક્કારી રહ્યા છે કે તમારો જેવો મનુષ્ય દેહ છે, તેવો જો અમારો મનુષ્ય જન્મ હોત તો વલ્લભ કુંવર ને શ્રી ગોસાઇજીની સેવા ટેહેલ પેટ ભરીને કરત પરંતુ શું કરીએ? કે એ અમારો અધિ-કાર નથી. શાથી જે અમારા કમનશીબે દેવતા બનાવ્યા છે પરંતુ મનુષ્ય દેહ જેટલું પણ અમને સુખ નથી. શાથી જે ભગવાનનું ભજન, સ્મરણ અને સેવા અમારા સ્વપ્નામાં પણ આવતાં નથી. અમને તો ઇંદ્રની અપ્સરાઓના નાચ, ગાન, તમાસા વગેરે વૈભવ આપ્યો છે જેથી અમારી દુર્દશા થઈ છે. કહ્યું છે કે—

( રાગ માલવ )

**પુણ્ય કરી અમસપૂર પાચો, અંતે ચોર્યાંશી માંહીરે. ॥**

એટલે અમોએ તો પેલા જન્મ અઢળક પુણ્ય દાન કર્યું છે, પરંતુ પ્રભુની ભકિત કરેલી નથી જેથી પુણ્ય ક્ષીણ થએ આખરે મનુષ્ય દેહ ઉત્તમ ઘેર મળશે ત્યારે અમને પ્રભુની ભકિતનો અધિકાર થશે. તે વિષે ભગવાન દુર્વાસા મુનિ પ્રત્યે કહે છે તે શ્લોક.

**मत्सेव्या प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।**
**नेच्छंति सेवया पूर्णा कुतोन्यत्कालविप्लुतम् ॥**

શ્રી કૃષ્ણ ભગવાન દુર્વાસા મુની પ્રતિ કહે છે કે હે દુર્વાસા મુનિ મારી સેવા કરીને મારા ભકતો પૂર્ણતાને પ્રાપ્ત છે. તે સાલોકયાદિ ચતુષ્ટય એટલે ચાર, ચારે પ્રકારની ઇચ્છા રાખતા નથી તે ચાર પ્રકારની મુક્તિનાં નામ પ્રથમ (૧) સાલોક્ય મુક્તિ એટલે વૈકુંઠ લોકમાં જઇ નાના પ્રકારના વૈભવ સુખ ભોગવવાં તે એટલા માટે વ્રજ ભક્તોએ ગાયું છે કે—

વ્રજ વહાલુંરે વૈકુંઠ નહી આવું,
ત્યાં શ્રી નંદકુંવર ક્યાંથી લાવું. ॥ વ્રજ.

એટલે ત્યાં સેવા દર્શનનું સુખ નહિ. માત્ર નાના પ્રકારના વૈભવ જોઇ પેટ ભરવાનું (૨) સામિપ્ય મુક્તિ એટલે શ્રી હરીના સમિપ એટલે પાસે રહેવું અને નાના પ્રકારના નાટય જોવા એટલે સેવા તથા ભક્તિનો લાભ નહિ. (૩) સાયુજ્ય મુક્તિ એટલે ભગવાનના રૂપમાં રૂપ મળી જવું તે (૪) સારૂપ્ય મુક્તિ એટલે ભગવાનના સ્વરૂપ જેવું સ્વરૂપ ધારણ કરવું પણ તે સ્વરૂપથી ભગવાન જેવાં કાર્ય ન થઇ શકે. માત્ર બહુરૂપી તરીકેનો દેખાવ તેથી કંઇ લાભ નથી માટે ચારે મુક્તિ ભક્તિમાર્ગમાં બાધક છે. કારણ કે ભગવાનની ભક્તિમાં લીન થએલા ભગવદ્ ભકતો ચારે મુક્તિને (લૂંણ) મીઠાના ખારા પાણી બરોબર ગણે છે,તેમ શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પ્રગટ થઇને.

( રાગ કાનરો )

**ભક્તિ મુક્તિ દેત સબનકો. ॥**
**નિજ જનકો કૃપા પ્રેમરસ બરખત અધિકાઇ. ॥૧॥**

એટલે નિજ કહેતાં પોતાના જે દાસજન છે તેની ઉપર કૃપા કરી એટલે દયા કરીને પોતાના હૃદયના પ્રેમરસની વૃષ્ટિ પોતે વરસાવે છે બાકીના કામનાવાળા ભક્તોને ભક્તિ મુક્તિ આપીને તેનું મન પ્રસંન્ન કરે છે.

તેમ ગીતાજીમાં અધ્યાય ૯ મે પાઃ ૧૨૬ માં ભગવાન આજ્ઞા કરે છે તે શ્લોક.

**समोऽहं सर्वभूतेषु न मे द्वेसोऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

હું સર્વ પ્રાણીમાત્ર તરફ સમાન છું મારે કોઇ પ્રિય કે અપ્રીય નથી, તોપણ જેઓ ભક્તિથી ખરેખર મને ભજે છે તેઓ મારામાં છે. અને હું તેનામાં છું માટે એવા જે મારા ભક્તો ચારે પ્રકારની મુક્તિને તુચ્છ કરીને માને છે, તો પછી કાળમાં ડુબે એટલે કાળને વશ છે એવા રાજાના રાજ્ય વૈભવના સુખની તો કેમ ચાહના કરે માટે પાંચમા વલ્લભાખ્યાનમાં ગોપાલદાસજીએ ગાયું છે કે—

( રાગ–સાંમેરી. )

**તેને કાળ કર્મ નવ બાંધેરે યમ તે શીર ધનુશ ન સાંધેરે. ॥**
**એવો માર્ગ શ્રી વલ્લભવરનો રે, જ્યાં નહિ પ્રવેશ વિધિ હરનોરે. ॥૧॥**

ભગવાન આજ્ઞા કરે છે કે મારા સાચા ભક્તોને કાળ–કર્મ બંધન કરતાં નથી. તેમ તેમની ઉપર યમરાજાનું પણ જોર ચાલતું નથી, એવો આ ભકિત માર્ગ શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો છે કે, તેમાં મોટા મોટા જે દેવતાઓ વિધિ બ્રહ્મા (હર) મહાદેવજીનો પણ આ ભક્તિ માર્ગમાં પ્રવેશ નથી, તો પછી બીજા દેવોનું શું સામર્થ્ય છે, એટલા માટે ભગવાન આજ્ઞા કરે છે કે હું પણ આ ભકિત માર્ગીય જીવોને બાધા કરના

એટલે દુઃખ દેવા સમર્થ નથી માટે ભગવાનની સેવા તથા કથા વાર્તા કેવી છે તે વિષે શ્લોક—

**तस्माद्गोविंदमाहात्म्यमानंदरस सुंदरं ।**
**शृणुयात्कीर्तये नित्यं सकृतार्थो न संशयः ॥**

જેથી આનંદ રસ કરીને સુંદર ગોવિંદ ભગવાનના મહાત્મ્યનું કીર્તન તથા સેવા જે કરે છે તે જીવ સદા કૃતાર્થ છે તેમ ભગવદ્ કથા રૂપ અમૃત કહે તથા સાંભળે, અનુંવાદ એટલે વિવેચન કરે તે ત્રણે જીવ કૃતાર્થ છે, જેવી રીતે ગંગાજળ લાવવા વાળો તથા આસપાસના રહેનારા સઘળા મનુષ્યો જેમ પવિત્ર થાય છે તેવી ભગવદ્ કથા છે. એવા જે મારા ભગવદ્ ભક્તોને આ (વર્તમાન) ચાલુ કળિયુગ બાધા કરી શકતો નથી તેટલા સારૂ શ્રી આચાર્યજી મહા પ્રભુજી સિદ્ધાન્ત રહસ્ય મુક્તા-વલી ગ્રંથમાં આજ્ઞા કરે છે તે શ્લોક.

**कृष्णसेवा सदा कार्या-मानसी सा परा मता ।**

શ્રી કૃષ્ણ ભગવાનની સેવા અહર્નિશ નિયમ પૂર્વક કરવી. સાક્ષાત્ સેવા કરતાં કરતાં માનશીક સેવા ફળ રૂપ સિદ્ધ થાય છે. જેવી રીતે બ્રાહ્મણ ગાયત્રી ન જપે તો બ્રાહ્મણપણું જાય અને તે શુદ્રવત્ કહેવાય તેવીજ રીતે વૈષ્ણવ થઇને ભગવદ્ સેવા ન કરે તો વૈષ્ણવતા જાય તેથી શ્રી ઠાકોરજીની સેવા આપણો સ્વધર્મ જાણીને કરે. કોઇ પ્રકારે લૌકિક વૈદિક મોક્ષ આદિ ફળની આશા રાખીને સેવા ન કરે. હું સેવા કરીશ તો મારી જગતમાં બડાઇ મોટાઇ થશે, પરંતુ જગતમાં જ્યાં મોટાઇ થઇ કે ધર્મ ગયો સમજવો. આગળ બસો બાવન તથા ચોર્યાશી વૈષ્ણવોએ ગુપ્ત સેવા કરી છે. અને પોતાનો ધર્મ ગુપ્ત (છાનો) રાખ્યો છે માટે ભગવદી વૈષ્ણવે તો સર્વથી દીનતા સહિત નીચા રહેવું અને મનમાં પશ્ચાત્તાપ કરવો કે મારાથી તો કાંઇ બનતું નથી ! પ્રભુ કૃપા કરીને છોટી મોટી ટેહેલ (સેવા) કરાવે તો કરૂં બાકી મારૂં કંઇ સામર્થ્ય નથી. આવી રીતની જેના મનમાં

દીનતા આવે તેની ઉપર પ્રભુ નિશ્ચય કૃપા કરે છે; વળી પ્રભુમાં જેવો ભાવ તેવી સેવા અને ભક્તિ સમજવી. પ્રહલાદજીનો પ્રભુ વિષે મહાત્મ્ય ભાવ હતો તેને પ્રભુની ભક્તિ કરી. હરણ્યાકશ્યપે બહુ દુઃખ દીધું તો ભગવાને તેની અનેક રીતે રક્ષા કરી. પિતાને માર્યો. તેમ શ્રી યશોદાજીને બાલ ભાવની સેવાની ભક્તિ હતી તો શ્રી ઠાકોરજી પલનામાં ઝુલ્યા. અને બાળલીલાનું સુખ આપ્યું. અને શ્રી ગોપીજનોને પુરૂષ ભાવની ભક્તિ હતી તો તેમની સાથે રાસ લીલા કરીને છ માસની રાત્રી કરી રતિ દાન આપ્યું. માટે જેવી રીતે જીવ ભગવાનને ભજે છે, તેવીજ રીતે ભગવાન જીવના મનોરથ પૂર્ણ કરે છે. એક કાલાવછિન્ન એટલે આંખ મીચે અને ઉઘડે એટલીજ વારમાં સર્વ લીલાઓ કરે છે. કારણ કે સર્વના આધાર રૂપ મુખ્ય આનંદદાતા શ્રી કૃષ્ણ છે. કૃતુ, અકૃતુ, અને અન્યથા કૃતુ, એટલે કરવાનું ન કરવાનું અથવા તો કોઇથી ન થઇ શકે તેવું કાર્ય કરવાને પણ સર્વ સામર્થ્યવાન છે. હવે શ્રી આચાર્યજી મહાપ્રભુજી સિદ્ધાન્ત મુક્તાવલી ગ્રંથમાં સેવા વિષે આજ્ઞા કરે છે તે શ્લોક—

**चेतस्तत्प्रवणं सेवा, तत्सिद्ध्यै तनुजावीतजाः ।**

પ્રભુમાં એકાગ્ર ચિત્તને પરોવવું એનું નામ સેવા. તેની સિદ્ધિને અર્થે તનુજાવીતજા એટલે તનથી શરીર વડે કરવી એ ઉત્તમ પ્રકાર કહ્યો. અને બીજો મધ્યમ પ્રકાર (વીતજા) એટલે (દ્રવ્ય) પૈસાથી સેવા કરવી. તે સેવા મન લગાવીને કરવી. તેમાં દૈવી દ્રવ્ય હોય તો પૈસાથી કરે પરંતુ ખરા અંતઃકરણ પૂર્વક હૃદયના ભાવ વડે કરે તો તે સિદ્ધ થાય. તેથી બંને સેવાના પ્રકાર બતાવ્યા તે મન લગાવીને કરે તો તે માનશી ફલ રૂપ સેવા સિદ્ધ થાય છે. કારણ કે સાક્ષાત્ તનુજાવીતજા ઉપર બતાવ્યા પ્રમાણે સેવા કરતાં કરતાં માનશી સેવા સિદ્ધ થાય છે અને સાક્ષાત્ હાથથી સેવા કરી ન હોય અને એકદમ માનશી

સેવા કરવા જઈએ તો, એક વૈષ્ણવે માનશી સેવામાં શ્રી ઠાકોરજીને ખીરનો ભોગ ધર્યો તેમાં (બૂરું) ખાંડ વધારે પડી જવાથી પાછી કાઢવા લાગ્યો કે તરત શ્રી ઠાકોરજીએ હાથ ઝાલ્યો કે **મુરખ યામે તેરોકહા ઘટે** હે-માટે સાક્ષાત્ સેવા સિદ્ધ થાય તો માનશી ફલરૂપ સિદ્ધ થાય. જેવી રીતે નદીના જળનો પ્રવાહ રાત દિવસ એકરસ ચાલે છે તેવીજ રીતે ભગવદ સેવા ચિત્ત લગાવીને કરવી. તે વિષે શ્રી આચાર્યજી મહાપ્રભુજી નવરત્નના ધોળમાં આજ્ઞા કરે છે તે—

રાગ ધોળનો.

**એકાદશ ઈંદ્રે પ્રભુજીના સન્મુખજી ॥ સેવામાં દિવસ ને રાત એકે ઈંદ્રિ વિમુખ નવ કોજીએજી ॥ સર્વોત્તમ ભકિત કરો અહો રાત શ્રીમદ્ વલ્લભ શ્રી મહાપ્રભુને નમુંજી ॥ ૧ ॥**

હવે અહીં એકાદશ એટલે અગીઆરે ઈંદ્રિયો શરીરના અધ્યાસ પ્રમાણે પ્રભુની સેવામાં રાત દિવસ (વિનયોગ) અંગીકાર કરવાની કહી. તે ઈંદ્રિયોનાં નામ તથા તેનાં અલૌકિક કાર્યો કહે છે. પ્રથમ તો આખા શરીરમાં મુખ્ય બે રત્ન છે. તે હીરાની જોત કરતાં પણ અધિક તે શું કે (૧) બંને (નેત્ર) આંખો, (૨) કાંન, (૩) નાક, (૪) જીભ. (૫) વાંણી એટલે બોલવું, (૬) મન, આ છ ઉત્તમ પ્રકારની (શોત્ર) જ્ઞાનેન્દ્રિયો કહેવાય. હવે બીજી પાંચ કર્મેન્દ્રિયો (૭) (ત્વચા) ચામડી, (૮) બંને હાથ, (૯) બંને પગ, (૧૦) ગુદા, (૧૧) લીંગ. મળી (એકાદસ) અગીઆર ઈંદ્રિયો શ્રી કૃષ્ણ ભગવાનની સેવામાં રાત દિવસ ઉપયોગ આવે ત્યારે તે દૈવી ઈંદ્રિયો કહેવાય. અને સેવામાં અનુકુલ ન આવે ત્યારે તે આસુરી સંજ્ઞામાં કહેવાય છે. હવે એ દરેક ઈંદ્રિયો શ્રી પ્રભુ સેવામાં કેવી રીતે અને કેવા પ્રકારથી તત્પર રહે તો તે પ્રભુ વીનયોગ અર્થાત્ અંગીકારમાં આવે. એટલા માટે શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે તે શ્લોક—

**बर्हायि ते नयने नराणां लिंगानि विष्णो। र्न निरक्षतो ये।**
**जिह्वाऽसती दा र्दुरीकेव सूत न चोपगायत्युरुगायगाथाः॥**

(૧) બંને આંખો ભગવાનના ચિન્હ એટલે સ્વરૂપનાં દર્શન નીરખીને કરતી નથી તે બંને આંખો કેવી સમજવી કે મોરની ચંદ્રિકાવત્ તેજસ્વી (૨) જીભ ભગવાનની પવિત્ર લીલા કથા-વાર્તાનું ગુણગાન અર્થાત ભગવાનના જશનું વર્ણન કરતી નથી તે જીભ (દાદુર) દેડકું જેમ અંધારી રાત્રિમાં જેમ દુષ્ટ (સ્વર) રાગ કહાડી ટેંટુ ટેંટુ કરે છે તેવી સમજવી. (૩) વાણી એટલે બોલવું તે ભગવાનના નામનો વારંવાર ઉચ્ચાર એટલે યાદગીરી કરીને કહેવું કે હે પ્રભુ! તમો આવા છો તમારા ચારિત્ર કેવાં સુંદર છે, એવા પ્રકારનું બોલીને શ્વાસ લેતી નથી તે શ્વાસ લુહારની ધમણ બરાબર વાણી અથવા શ્વાસ સમજવો (૪) કાન વડે ભગવાનની જે નિર્દોષ નિર્વિકાર કથા વાર્તા રૂપી અમૃત ધારાનું પાન કાન દ્વારા જે સાંભળતા નથી, તે કાન સાપના રાફડાના દર સમાન સમજવા (૫) નાક વડે કરીને ભગવાનના જે સુગંધી પ્રસાદી પદાર્થોની સુગંધી લેતો નથી તે નાક પશુ પક્ષીઓના નાક સમાન સમજવું. (૬) મન. મન ખરેખર ચંચળ તેમ ઇંદ્રિયોને વિહ્વળ કરનાર બળવાન છે. અને તેને વશ કરવું તે વાયુને વશ કરવા જેટલું કઠણ છે. પરંતુ તે અભ્યાસથી અને વૈરાગ્યથી વશ કરી શકાય છે માટે તે મનને વશ કરીને ભગવાનની સેવા સ્મરણમાં જોડવું અર્થાત્ જેનું મન એટલે ચિત્ત પ્રભુ વિષે લાગતું નથી તે મન ખરાબ આસૂરી વૃત્તિવાળું સમજવું. (૭) (ત્વચા) ચામડી પ્રભુ સંબંધી ગરમ ઠંડા પદાર્થોને સમજવાવાળી ઇંદ્રિ છે. તે સમજી ન શકે તો મૃતક ચામડી બરાબર જાણવી તે મૃતક ચામડી વિષે પણ ગોપીજનોએ શ્રી કૃષ્ણને કહ્યું છે કે હે શ્રી કૃષ્ણ! જો અમારી ચામડી ઉતારીને ઢોલ અગર મૃદાંગ અથવા નગારૂં મઢવામાં આવે તો તે કહાન કહાન કહી બાજે. તો પછી જીવતી ચામડીમાં અનેક ગુણો હોય તેમાં શું નવાઇ. (૮) બંને હાથની પ્રભુની સેવામાં જરૂર છે. તે હાથ જ્યારે સેવા કરતા નથી તે હાથ કાંટાવાળા હાથ ફાફડા જેવા સમજવા. (૯) પગ વડે ચાલીને ઉત્તમ સ્થાને એટલે

શ્રી હરીના મંદિરમાં ચાલીને જવું ત્યાં કથા વાર્તા સાંભળવી. પ્રભુનાં નીરખી નીરખીને દર્શન કરવાં. ભગવદ કાર્ય-ગુરૂકાર્ય-વૈષ્ણવ કાર્ય વગેરે જે આપણાથી બની આવે તે ઉત્તમ કાર્ય કરવું. તે ઉત્તમ કાર્ય પગે ચાલીને કરતા નથી. તે (શ્વાન) કુતરાના પગ બરોબર જાણવા. કારણ કે વગર કામે માત્ર પેટ ભરવા સારૂ કુતરાં આમતેમ ભટકાં મારે છે, તે જેમ ઉત્તમ કાર્ય કરી શકતાં નથી, તેમ આપણા પગ નિરર્થક સમજવા. (૧૦-૧૧) બંને ગુહ્ય ઇંદ્રિયો વડે કરીને દેહમાંથી મલ મુત્રના ત્યાગથી દેહની શુદ્ધિ થાય છે, જેથી તે દેહ વડે પ્રભુની સેવા તથા ભક્તિ એટલે ભજન સ્મરણમાં ચીત લાગે છે. માટે દેહના અભ્યાસમાં બંને ઇંદ્રીયો ઉપયોગી છે. આવી રીતે એકાદશ એટલે અગીયારે ઇંદ્રિયો પ્રભુની સેવા સ્મરણમાં અહર્નિશ રહે તો સેવા સારી રીતે બની આવે, તો એનું નામ સર્વોત્તમ એટલે સર્વથી ઉત્તમ કહેવાય. તેમ ભગવાનના ભક્તો હોય તેમાં સ્નેહ રાખવો જોઇએ. અને ભગવાનથી વિમુખ એટલે બહિર્મુખ જે જીવ હોય તેની ઉપર ઉદાશીનતા જોઇએ. જેવી રીતે હનુમાનજીને કૌસ્તુભમણીનો હાર આપ્યો તે હાર ફોડી તોડી નાખ્યો અંદર જુએ છે તો રામ નહી હોવાથી તે હારના ચુરેચુરા કરી નાખ્યા અને ઉદાસ થયા. અને જેમાં રામ વાળી વસ્તુ જોઇને પ્રસન્ન થતા હતા. તેવી પ્રીતિ હોય તોજ સેવા તથા ભક્તિ બને. હવે સેવામાં પ્રીતિ તથા આશક્તિ કેવી રીતે જોઇએ. જેવી રીતે રાજા આશકરણજીને શ્રી ઠાકોરજી નામે મોહનનાગર તે હાલ ધોળકામાં બિરાજે છે, તે શ્રી ઠાકોરજીના શણગાર કરતાં ચોર લોકોએ છુપાઇને વીર માર્યું તો પણ પ્રભુમાં જેનો એટલો પ્રેમ અર્થાત્ ભક્તિની આશક્તિને લીધે તીર વાગ્યાની ખબર પડી નથી. જ્યારે શણગાર કરી રહ્યા ત્યારે જેમ કીડી ચટકો મારે તેમ એમને લાગ્યું ત્યારે ખબર પડી. વળી એવી સેવા પણ ન કરવી કે એક શેઠ પોતાના ઘરમાં શ્રી ઠાકોરજીના સેવા શણગાર કરતા હતા. અને મન મોચીને ઘેર જોડામાં હતું. તે વખતે બહારથી કોઈ

આપ્યું કે શેઠ ક્યાં છે ત્યારે વહુએ જવાબ આપ્યો કે શેઠ તો મોચીને ઘેર જોડા લેવા ગયા છે. વહુ ઘણી સેવા પાત્ર હતી રાત દિવસ પ્રભુની સારી રીતે શુદ્ધ ભાવથી સેવા-ટેલ કરતી હતી. પરંતુ એને દૂર બેસવાનો ત્રીજો દિવસ હતો એટલે બહાર બેઠેલી છતાં વહુને સેવાના પ્રતાપથી શેઠની હકીકત જાણવામાં આવી. એટલે શેઠ પોતાનો દોષ વિચારી વહુને પગે પડયા. અને મોચીની વાત કબુલ કરી કે શણગાર કરતી વખતે મારૂં મન મોચીને ત્યાં જોડામાં હતું માટે એનું નામ સેવા નહિ. એટલે એ સેવા કેવી કહેવાય કે ક્રિયાત્મક. ભાવાત્મક નહિ, ત્યારે અહીં ભાવ રૂપી સેવા કોની બતાવી છે તે સાંભળો.

( રાગ નટ )

સેવા રીત પ્રીત વ્રજ જનકી. ॥
જન હીત જગ પ્રગટાઇ. ॥૧॥

પ્રભુની સેવા તો ભાવ ભક્તિ સહીત વ્રજ ભક્તોએ પ્રીતિ પૂર્વક કરી છે. તેથી શ્રી આચાર્યજી મહાપ્રભુજી તેમના અનું- કરણ પ્રમાણે દૈવી જીવોના ઉદ્ધાર અર્થે એજ સેવા માર્ગ પ્રગટ કરી જગતમાં તેનો વિસ્તાર કર્યો છે, વળી પ્રભુને એક પ્રીતિ વહાલી છે તે વિષેનું કીર્તન.

( રાગ નટ )

પ્રીતમ પ્રીત હી તે પાઇએ. ॥ યદપિ રૂપ ગુણ શીલ સુઘરતા ઇન બાતે ન રીજીએ. ॥૧॥ સતકુલ જન્મ કર્મ શુભ લક્ષણ વેદ પુરાણ પઢાઇએ. ॥ ગોવિંદ પ્રભુ બિના સ્નેહસું આલો રસના કહાંલુ નચેયે. ॥૨॥

માટે ભગવાનને વહાલામાં વહાલો સ્નેહ એટલે પ્રીતિ. તથા બાલ ભાવમાં માખણ પ્રિય છે, અને અપ્રિય શું છે કે કલેશ તથા ધુમાડો. વળી કહયું છે કે સેવા તો મોટા કરે આપણુ કરીએ ટેલ. ॥ પ્રભુની સેવા તો વ્રજ ભક્તોએ તનમનથી કરી છે. આપણા જેવા જીવથી કંઇપણ બની શકતું નથી માત્ર આપણે તો તેમની બતાવેલી સેવા તો શું કે (ટેહેલ) પરચારગી એટલે

મોટાના હાથનીચેની ચાકરી પણ કરવા લાયક નથી. (દૃષ્ટાંન્ત) એક સમે શ્રી ગોસાઇજી સંધ્યા વંદન કરવા સારૂ બિરાજ્યા હતા, તે વખતે એમના ચોથા લાલજી શ્રી ગોકુલનાથજી ઉપનામ શ્રી વલ્લભજી સ્નેહ પક્ષથી સૌ કોઇ કહેતા હતા, તે પોતે એક સમે શ્રીનાથજીની સેવામાં સ્નાન કરી અપ્રશમાં પધારતા હતા ત્યારે શ્રી ગોસાઇજીએ પૂછ્યું કે લાલજી કયાં પધારો છો ? ત્યારે શ્રી ગોકુલનાથજી એ વિનંતી કરી કહ્યું કે દાદાજી, મેં શ્રીનાથજીકી સેવા મેં જાઉં હું. ત્યારે આપ શ્રી એ આજ્ઞા કરીકે તુમ છીવાય ગએ. એવી રીતે ત્રણવાર સેવા એવા શબ્દોના ઉચ્ચારથી નવડાવ્યા. અને ચોથીવાર સ્નાન કરી પધાર્યા ત્યારે શ્રી ગોસાઇજીએ આજ્ઞા કરીકે દેખો લાલજી એ પ્રભુનકી ? આપન કહા સેવા કરવે યોગ્ય હે. ઇનકી સેવા તો વૃજ ભક્તને કરી હે. જાસૂ ઇનકે સંગ સાક્ષાત્ રાસ કિયો. માટે આપણે તો એ વૃજ ભક્તની કૃપાથી કંઇક ટેલ કરવા અથવા તો હાથ પવિત્ર કરવાના છે. માટે સેવા તો વૃજ ભક્તનીજ છે. અને આપણી તો ટેહેલ માત્ર છે. કહ્યું છે કે સેવા તો મોટા કરે, આપણ કરીએ ટેહેલ. તેમ આગળ સત્યુગમાં મરીયાદા માર્ગમાં ભક્તરાજ રાજા અંબરીષે કાંકરોળીવાળા શ્રી દ્વારકાંધીશ પ્રભુની સેવા તન, મન, ધનથી અષ્ટપહોર કરી છે. એનું નામ સેવા.

## હવે રાજા અંબરીષની સેવા સંબંધી વાર્તા સાંભળો.

સત્યુગમાં અયોધ્યાપુરીના રાજા નાભાગ તે મહાન ભગવાનના ભગવદ્ ભક્ત હતા. તેમના પુત્ર રાજા અંબરીષ થયા. તે જ્ઞાતે ક્ષત્રીય હતા તે આખા દેશના ચક્રવર્તિ રાજા હતા. મૂળ એમના પિતા ભક્ત હતા જેથી પુત્ર પણ મહાન ભગવદ્ ભક્ત થયા. કહ્યું છે કે.

ભક્ત બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત
ઉંચ નીચ ઘેર અવતરે, તોયે સંતના સંત. ॥

ભલે રાજા હતા પરંતુ ભગવદ્ ભક્તનું બીજ હતું જેથી

સતયુગના રાજા અંબરીષના સેવ્યસ્વરૂપ

શ્રી ઠાકોરજી.



રાજાધિરાજા શ્રી દ્વારકાધીશ ચક્રવર્તિનો પાટઉત્સવ

અસાડ સુદી ૫ તે હાલ મેવાડ જીલ્લા ઉદેપુર દેવસ્થાન કાંકરોલીમાં

શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮

ટીકાયેટ શ્રી વૃજભૂષણલાલજી મહારાજના સેવ્યસ્વરૂપ.

એ પણ એમના પુત્ર અધિક ભક્ત થયા. રાજા અંબરીષ બાલ પણથીજ ભગવદ્ ચેષ્ટા કરતા હતા. જ્યારે ઉંમર લાયક થયા ત્યારે એમને એક ( ઠાડું ) ઉભું સ્વરૂપ શ્રી ઠાકોરજીનું મળી આવ્યું. તે સ્વરૂપનું નામ શ્રી દ્વારકાધીશ હાલ જે કાંકરોળીમાં શ્રીમદ્ ગોસ્વામી વર્ય શ્રી ૧૦૮) શ્રી બાલકૃષ્ણ-લાલજી મહારાજનાં સુત મોટા ટીકાએત શ્રી વૃજભૂષણ લાલજી મહારાજશ્રી ને માથે બિરાજે છે તે શ્રી દ્વારકાં-ધીશ જેને શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરીને ભક્તની રક્ષા અર્થે સુદર્શન ચક્રને ધારણ કરવાવાળા એવા ચક્ર ચુડામણિ પ્રભુ પોતાના અનન્ય સેવકો ઉપર ગાજી રહ્યા છે, તેનું એક પરમાનંદદાસજી ત્રણ ટુંકમાં ગાય છે તે પદ—

( રાગ માલવ )

પદ્મ ધર્યો જન તાપ નિવારણ ॥ ચારો ભુજા ચાર આયુધ ધરે નારાયણ ભૂવ ભાર ઉતારણ ॥૧॥ ચક્ર સુદર્શન ધર્યો કમલ-કર ભકતનકી રક્ષા કે કારણ. ॥ શંખ ધર્યો રિપુ ઉદર બિદારણ ગદા ધરી દુષ્ટન સંહારણ. ॥૨॥ દીનાનાથ દયાલ જગતગુરૂ આરતી હરણ ભક્ત ચિંતામણિ. ॥ પરમાનંદ દાસકો ઠાકોર યહ અવસર છાંડોજીન ॥૩॥

તે દ્વારકાંધીશ પ્રભુની સેવા સત્યયૂગમાં પ્રથમ બ્રહ્માજીએ કરી તે પછી રાજા અંબરીષે સેવા કરી. તે પછી આબુ પર્વત પાસે ખાખી સાધુએ કેટલાંએક વરસ સેવા કરી. ત્યાંથી કનોજના રોડા દરજી પાસે સં: ૧૫૨૦ માં પધાર્યા. તે પછી ૧૫૫૯ માં કનોજના શેઠ. દામોદરદાસ સંભરવાળાએ પધરાવી સેવા કરવા લાગ્યા. તે પછી એમની સ્ત્રીએ એડેલમાં શ્રી ગોસાઇજીને ઘેર ૧૬૨૦ મા પધરાવ્યા. તે પછી ૧૬૪૦ માં સાત સ્વરૂપની વહેંચણમાં શ્રી ગોસાઇજીના ત્રીજા લાલજી શ્રી બાલ કૃષ્ણજીની વહેંચણમાં આવ્યા તે હાલ કાંકરોળી જીલ્લે ઉદેપુર દેશ મેવાડમાં હાલ શ્રી બ્રિજ-ભૂષણલાલજીને માથે ૩૮૦ વર્ષથી બીરાજે છે. તે શ્રી દ્વારકાંધીશ પ્રભુની સેવા એક મન અને એક ચિત્ત વડે રાજા અંબરીષ કરવા

લાગ્યા. રાજા પ્રથમ સવારમાં ઉઠીને (૩૦૦૦) ગાયોને સોનાની શીંગડીયો તથા રૂપાની ખરીયોને ત્રાંબાની પીઠથી શણગારી સુપાત્ર બ્રાહ્મણોને સવારમાં નિત્ય દાન આપતા હતા. તેમને (૯૯૯) રાણીયો હતી પરંતુ પ્રભુની સેવામાં એકપણ અનુકુલ નહોતી. રાજા સવારે બ્રહ્મ મહુર્ત એટલે પાછલી રાતના ઉઠીને શ્રી ઠાકોરજીને મંગળા, શણગાર, રાજભોગ સાંજરે ઉત્થાપન ભોગ અને શયન મળી છ સમા કરતા હતા. રાત દિવસ સેવા, સેવા ને સેવાજ કરતા હતા. રાજ્ય પાટ વજીર ચલાવતો હતો. પોતે આખો દિવસ ને રાતના મળી (૨૪) કલાક સેવામાં ગાળતા હતા. અને શ્રી ઠાકોરજીને બાવન મણ કાળાં મરીની સામગ્રી આરોગાવતા જેથી આખા શહેરના તમામ લોકો તથા હાથી ઘોડા ઉંટ પાયદલ વગેરે મહાપ્રસાદ જમતા હતા શહેરમાં કોઇને ઘેર ચુલો સળગતો નહિ સર્વ પ્રસાદથી તૃપ્ત રહેતા હતા, તે હાલ કાંકરોળીમાં પણ રૂપીએ આઠઆની કેટલા-એકના ઘરમાંથી રસોઇનો ધુંમાડો જોવામાં આવતો નથી. ઘણા ખરા વ્રજવાસીયો તથા વૈષ્ણવોનું પ્રસાદથી પોષણ થાય છે, એમ કરતાં ઘણા દિવસ વીત્યા બાદ રાજા અંબરીષને વિચાર થયો કે આખો દિવસ હું સેવામાં ગાળું છું તેમાંથી માત્ર એક કલાક શ્રી ઠાકોરજીને અનોસર થયા બાદ હું દૈહિક સુખના આરામમાં અથવા ઉંઘમાં કાઢું છું. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે (નીંદ) ઉંઘ મૃતક બરાબર છે. વળી સૂરદાસજીએ પણ કહ્યું છે કે—

> એક એક ઘડી તેરી ક્રોડનકી જાત હે,
> ઘડીપલ ખોઇ ફેર ન આવે તોઈ ॥

માટે એક કલાક જે ઉંઘવામાં વૃથા જાય છે તે સેવાના ઉપયોગમાં લેવો જોઇએ. એમ વિચારીને રાજા અંબરીષ ઘંટીએ ઘઉં દળવા બેઠા. પરંતુ રાજા મહા કોમળ છે. તેથી પથ્થરની ઘંટી ખેંચાતી નથી. તો પણ ભાવ ભક્તિ વડે કરીને ખેંચે છે અને દળે છે. મુશીબતથી શેર અચ્છેર દળાયું કે વખત પરીશ્રમને

લીધે શરીરે પરસેવો થયો. તે પરસેવાનાં ટીપાં આખા શરીરે મોતીના દાણાની માફક ટપકવા લાગ્યાં. જેથી રાજા અંબરીષ આકુળ વ્યાકુળ થઈને ગભરાયા. એટલે ગોલોકમાં જ્યાં સાક્ષાત્ શ્રી કૃષ્ણ ચંદ્ર પ્રભુ શ્રી લક્ષ્મીજી સહિત બીરાજી રહ્યા છે તેમને પોતાના ભક્તના પરીશ્રમને પરસેવો થયો. ત્યારે શ્રી લક્ષ્મીજીએ ભગવાનને પૂછયું કે પ્રભુ શિઆળા જેવી ઋતુમાં આપશ્રીને અંગે પરસેવો શેનો થયો. ત્યારે ભગવાને કહ્યું કે મારો સાચો ભક્ત અંબરીષ ઘંટીએ મારી સેવાને અર્થે ઘંઉ દળવા સારૂ બેઠો છે. તેનો પરીશ્રમ મારાથી સહી ન શકાયો જેથી મને પરસેવો થયો છે. એટલે શ્રી લક્ષ્મીજીએ હઠ લીધી કે એવા સાચા ખરા તમારા ભક્ત કયાં છે તેનાં મને દર્શન કરાવો.ત્યારે ભગવાને પોતે ગરૂડજીના આસન ઉપર સ્વારી કરી બિરાજમાન થઇ બંને સ્વરૂપ હાથમાં મલીયા ગરી ચંદનનો પંખો લઇને જ્યાં પેલા રાજા દળી રહ્યા છે ત્યાં પધાર્યા. અને રાજાની પાછળ મંદમંદ શીતળ પવન પંખાથી વાયુ ઢોળવા લાગ્યા. ત્યારે રાજા મનમાં વિચાર કરે છે કે આવો અલૌકિક સુગંધીદાર મલીઆગર ચંદન જેવો શીતળ પવન કયાંથી આવે છે. ચારે બાજુએ નજર કરતાં રાજાની (પીઠ) પાછળ શ્રી લક્ષ્મીજી સહિત ભગવાન જેને શંખ ચક્ર ગદા પદ્મ ધારણ યુક્ત શ્રી મસ્તક ઉપર મોરમુંકટ મકાકૃત કુંડલ જેને ધારણ કર્યાં છે તથા પીળાં પીતાંબર પહેર્યાં છે. શ્રી હસ્તમેં મૂરલી બનમાળા યુક્ત પોતાના અતરંગ ભકતોની સેવા તથા ભક્તિથી વશ થઈ રહેલા એવા દયાળુ પ્રભુનાં ચારે ભૂજા સહિત દર્શન થયા કે રાજાએ તરત ઘંટી છોડી અને સાષ્ટાંગ દંડવત્ પ્રભુને કર્યાં અને ચર્ણાબિંદમાં પડયા. તે વખતે પ્રભુએ પ્રસન્ન થઇને કહ્યું કે રાજા માગ માગ જે માંગે તે આપું. હું તારી સેવા તથા સાચી ભક્તિથી ઘણોજ પ્રસન્ન થયો છુ. રાજાએ પ્રભુને બિનંતી કરી કે હે ભક્તવત્સલ દીનાનાથ પ્રભુ ! મારે કાંઇ વાંચ્છના નથી. મને આપનાં સાક્ષાત્ દર્શન થયાં એથી વિશેષ બીજું મારે શું માગવાનું હોય તેમ આપે મારા માટે ગોલોક છોડીને

આટલો બધો પરિશ્રમ લીધો અને પધારવું થયું માટે આજથી હું એક કલાક સેવામાં વિશ્રામ લઇશ એટલે ભગવાન પ્રસન્ન થઇ આશીર્વાદ આપી ત્યાંથી અંતર્ધ્યાન થયા. માટે સેવાનું મહાત્મ્ય કેટલું છે તે પ્રત્યક્ષ બતાવે છે. એટલા માટે પરમાનંદદાસજી સેવા તથા ભક્તિ વિષેનાં બે કીર્તન કહે છે.

રાગ—બીલાવલ.

**યહ માગો ગોપીજન વલ્લભ ।। માનુષ જન્મ ઓર હરી-સેવા વૃજ બસવો દીજે મોહે સુલભ ।। ૧ ।। શ્રી વલ્લભકુલ કો હો હું ચેરો વૈષ્ણવજનકો દાસ કહાવું ।। શ્રી યમુનાંજલ નિત્ય પ્રતિ નાહાઊં મન કર્મ બચન કૃષ્ણ ગુણ ગાઉં ।। ૨ ।। શ્રી ભાગવત શ્રવણ સુંનત નિત્ય ઇન ત્યજ ચિત્ત કહું અનંત ન લાઉં ।। પરમાનંદદાસ યહ માગત નિત્ય નીરખું કબ હું ન અઘાઉં. ।। ૩ ।।**

( રાગ બીલાવલ )

યહ માગો શંકર સણુ બીર. ।। ચરણ કમલ અનુંરાગ નિરંતર ભાવે મોહે હરિભકતનકી ભીડ. ।।૧।। સંગ દેહો તો હરિભકતનકો વાસં દેહો શ્રીયમુના તીર. ।। શ્રવણ દેઉ તો હરિ-કથા રસ ધ્યાન દેઉ તો શ્યામ શરીર. ।। મન કાંમના કરો પરી પૂરણ પાવન મજન સૂરસરી નીર. ।। પરમાનંદ દાસકો ઠાકુર ત્રિભોવન નાયક ગોકુલપતિ ધીર. ।।૩।।

હવે રાજા અંબરીષની અધુરી રહેલી વાત ઉપર આવીએ.

રાજાની પેલી જે (૯૯૯) રાણીયો હતી તેમાંથી પ્રભુની સેવામાં એક પણ સહાયતાવાળી નહોતી એટલે સેવાને લાયક નહિ હોવાથી જેથી રાજા પોતે સોનાની ગાગર કાવડમાં ભરાવી ખભે લઇ શ્રી ઠાકોરજી સારૂ જળપાન શહેર બહારથી સુંદર જળ ભરી લાવે છે એમ કરતાં ઘણા દિવસ વીત્યા બાદ અંબરીષ રાજાના રાજ્યમાં એક તેલીની છોકરી બાળપણથી ભગવદ્ ચેષ્ટા કરતી હતી. તેણે એવું વ્રત લીધું કે પરણું તો રાજા અંબરીષ સાથેજ પરણું. રાજા જ્યાં પોતે જળ ભરવાને સારૂ ગયા છે,

ત્યાં પેલી તેલીની છોકરી આવીને રાજાને નમી પડી અને હાથ જોડીને રસ્તો રોકીને ઉભી રહી. અને કહેવા લાગી કે મને આપની રાણી કરો, નહિ તો હું તમારી પાછળ મારો દેહ ત્યાગ કરીશ. રાજાને તેલીની છોકરીનાં સુંદર પ્રેમનાં મધુર વચનો સાંભળીને દયા આવી જેથી તેને વચન આપ્યું કે જા હું તને પરણીશ. તે પછી જળની ગાગર ભરીને રાજાએ ઘેર આવીને તેલીની છોકરીને ઘેર ખાંડું મોકલ્યું અને તેને પરણી લાવ્યા. તે છોકરી ધીરેધીરે રાજાની દેખાદેખી સેવામાં અનુકૂળ થવા લાગી અને પછી સારી રીતે શ્રી દ્વારકાધીશ પ્રભુની સેવા ભાવ ભક્તિ સહિત કરવા લાગી. અને સેવાના પ્રતાપથી રાજાને વશ કર્યા. તે પછી કોઇ એક સમયે એકાદશીનો દિવસ આવ્યો. રાજા પોતે બારે માસની એકાદશી વ્રત કરે છે, તેમ આખા શહેરની પ્રજા તથા હાથી, ઘોડા વગેરે અબોલાં પ્રાણીઓ પણ તે દિવસે ઘાસદાણો ત્યાગ કરી વ્રત ધારણ કરે છે, એવો રાજાને એકાદશી મહાત્મ્ય ઉપર પ્રેમ હતો. તેવામાં એમને ઘેર દુર્વાસા ઋષિ આવ્યા અને ઋષિ નદીએ નહાવા સારૂ ગયા. બીજે દિવસે બારશ ઉપર તેરશ થવાથી બારસનાં પારણાંનો ભંગ ન થાય, તેટલાં સારૂ અંબરીષ રાજાએ એક તુળશી પત્ર મુખમાં નાખ્યું. તુળશી પત્ર મર્યાદા માર્ગમાં ભોજનવત્ ગણાય છે. અને પુષ્ટી માર્ગમાં તુળશીજી એકાદશીને દિવસે લેવાનો બાધ નથી. તે પછી જયાં પેલા દુર્વાસા ઋષિ ચેલા સહિત ત્રિકાળગાયત્રી સંધ્યાનો જપ કરી રહ્યા છે, ત્યાં તપના જોર વડે સમાધિમાં માલમ પડયું કે અંબરીષ રાજાને ત્યાં હું અતિથિ તરીકે હું દુર્વાસા આવ્યો છું, છતાં રાજાએ મારા વગર બારસનાં પારણાં કર્યાં અને મારૂં અપમાન કર્યું એટલે દુર્વાસા ઋષિ એકદમ મહાન ક્રોધાયમાન થઇ લાલચોળ નેત્ર કરી ભૃકુટી ચઢાવી ક્રોધને લીધે એમના અંગમાંથી અગ્નિની જવાળા નીકળી રહી છે, અને માથાની જટા ધરતી સાથે પછાડી તરત તેમાંથી ખાઉં ખાઉં કરતી કૃત્યા રાક્ષસણી નીકળી. અને રાજાને ખાવા આવી કે તરત

સુદર્શન ચક્રને ભગવાને પોતાના ભક્ત રાજા અંબરીષની રક્ષા અર્થે મુકયું છે, તેણે કૃત્યાને બાળીને ભસ્મ કરી નાંખી ને દુર્વાસા મુનિ પાછળ સુદર્શન ચક્ર દોડયું. દુર્વાસા દોડતા દોડતા પ્રથમ બ્રહ્માના લોકમાં ગયા. અને દુર્વાસાએ કહ્યું કે બ્રહ્માજી મારી રક્ષા કરો. ત્યારે બ્રહ્મા બોલ્યા કે મારૂં સામર્થ્ય નથી. તમે કૈલાસવાસી મહાદેવજી પાસે જાઓ, ત્યારે દુર્વાસા કૈલાસમાં ગયા. અને ત્યાં પોકાર કર્યો કે આ સુદર્શનથી મને બચાવો. ત્યારે મહાદેવજી બોલ્યા કે તમોએ શ્રી કૃષ્ણ ભગવાનના ભક્તનો મોટો અપરાધ કર્યો છે, માટે મારૂં સામર્થ્ય નથી. તમે ગૌલોકમાં જાઓ અને શ્રી વિષ્ણુ ભગવાન સર્વ દેવતાથી મોટા છે, માટે તે તમારી રક્ષા કરશે. એટલે દુર્વાસા ગૌલોકમાં ભગવાન પાસે ગયા. ત્યાં હાથ જોડીને દુર્વાસા ઉભારહ્યા અને ભગવાનને વિનંતી કરી કે હે દેવના દેવ શરણે આવેલાની રક્ષા કરનાર મુકુંદ પ્રભુ! મારી પાછળ આવેલા સુદર્શન ચક્રથી મને બચાવો નહિ તો મારૂં માથું કાપી નાખશે અથવા તો મને બાળી નાખશે. ત્યારે ભગવાન બોલ્યા કે હે દુર્વાસા! હું ભક્તને આધીન છું મારા અંતરંગ ભકતોથી હું મોટો નથી.

**મેરી બાંધી ભક્ત છોડાવે, ભકતકી બાંધી છુટત નહિ મોસું. ॥**

માટે તમે મારા ભક્તશિરોમણી અંબરીષનો મોટો અપરાધ કર્યો છે, માટે તે તમને સુદર્શનથી બચાવે તો તેમની પાસે જાઓ એટલે દુર્વાસા અંબરીષ રાજા પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે હે રાજા અંબરીષ! મેં તને આવો હરીભક્ત જાણ્યો નહોતો અને હું મારા તપના બળથી અભિમાન વડે તારી પરીક્ષા લઇ તારોજ મેં અપરાધ કર્યો છે, માટે તારે શરણે હું આવ્યો છું કારણકે તેત્રીસ કરોડ દેવોમાં ત્રણ દેવો મોટા ગણાય છે. તે દેવ કયા કયા કે (૧) બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) મહાદેવજી એ ત્રણે મુખ્ય દેવો મારૂં સંકટ દુઃખ ટાળવા સમર્થ નથી, માટે આ ઉપરથી મને નિશ્ચય થાય છે કે ભક્ત

આાધન ભગવાન એ શિવાય બીજો ઉપાય નથી. એટલે રાજા અંબરીષને દયા આવવાથી સુદર્શન ચક્રને કહ્યું કે તમો તમારા સ્થાને પધારો એટલે સુદર્શન પોતાના સ્થાને ગયું. અને અંબ-રીષ રાજા બે હાથ જોડી કહેવા લાગ્યા કે હે દુર્વાસા મુનિ ! મારો મોટો અપરાધ થયો છે, માટે એમાં તમારો કંઇપણ દોષ નથી, માટે હું મારા થએલા અપરાધની ક્ષમા માગું છું, એટલે દુર્વાસા મુનિ પ્રસન્ન થઈ પોતાના આશ્રમે ગયા. માટે એમાં સાર વસ્તુ એ છે કે અનેક સંકટો વેઠી સેવા તથા સ્મરણ કર્યું તો સાક્ષાત્ ભગવાન જે ચૌદ લોકના નાથ કોઇને વશ નથી તે પોતાના અંતરંગ ભક્તોને વશ થઇ રહ્યા છે, માટે પ્રભુની સેવા તથા ભક્તિ એજ સાર વસ્તુ છે. આ લોક તથા પરલોક બંને સુધરે છે અને જન્મોજન્મનું કલ્યાણ થઇ જન્મ મરણનો બેડો પાર પડે છે.

રાજા અંબરીષની વાર્તા સંપૂર્ણ.

હવે દુષ્ટ પુતનાને મામા કંસે વૃજનાં જેટલા બાળકો હતાં તેને મારવા સારૂ મોકલી અને તેણે (૧૬૦૦૦) બાળકોના પ્રાણ લીધા. તે બાળકોની વ્રજની રજદ્વારા મોક્ષગતિ થઇ. પછી સાક્ષાત્ ભગવાન જે વ્રજમાં નાના પ્રકારની લીલાઓ કરી રહ્યા છે, જેને અગાસુર, બગાસુર અનેક દૈત્યોને માર્યા છે, તેવા પ્રભુને મારી પુતના બન્ને (સ્તન) ક્રાતિમાં (વિષ) ઝેર ચોપડીને પ્રાણ લેવા સારૂ શ્રી જસોદાજી પાસે માગણી કરે છે કે હે જસોદા તેરે લાલાકુ લાવ મેં ખીલાય લાવું. લાલાકો ખેલાયવેકો મેરા મન બહોત દીનાસુ હતો સો આજ મેરા ભાગ્ય ખુલ્યો હે, એટલે જસોદામાજી તો પોતે ભોળાં છે એટલે શ્રી ઠાકો-રજીને મારી પુતનાને રમાડવા આપ્યા. સ્ત્રીને બાળક ઉપર જ્યારે ઘણોજ પ્રેમ આવે ત્યારે પોતાના સગા સંબંધી હેતેશ્રીના બાળકને ધવડાવવા મંડી જાય છે. એ સ્ત્રીયોમાં પરંપરા જુની તેમ ચાલુ જમાનાની રીત છે, એવી રીતે મારી પુતનાએ પાપના

પ્રેમ વડે શ્રી કૃષ્ણ ભગવાનને ખોળામાં લઇને ધવડાવવા લાગી. શ્રી કૃષ્ણ ભગવાન એવા ધાવ્યા કે એના શરીરનાં આંતરડાં સુદ્ધાં ચુસી લીધાં અને મૃત્યુના પાસામાં અર્થાત્ મરણને શરણ થઇ એ દુષ્ટ પુતના ભગવાનને મારવા સારૂ આવી હતી તેને ભગવાને માતા તરિકે સ્તન પાન કર્યું જેથી માતાની એટલે માની ગતિ એટલે મોક્ષનું દાન આપ્યું, એવા પ્રભુ દયાળુ છે. જેના શરણે કોઇ પણ જીવ રહે છે તેની ઉપર દયા કેમ ન કરે? વિષ પાયું તો પણ મોક્ષ ગતિ આપી. તો પછી વૃજની સ્ત્રી જે ગોપીજનો પ્રભુ અર્થે નાના પ્રકારનાં પકવાન દૂધ દહીં માંખણ વગેરે મને હૃદયના ભાવ વડે અર્પણ કરે છે અર્થાત્ જે ભક્તો મને ભોગ ધરે છે, તે ભક્તને હું વશ કેમ ન થાઉં? એવા જે ભક્તો મને અતિ પ્રિય છે, તેમ તે પરમ ભાગ્યવાંન છે, તેનો જન્મ આલોક તથા પરલોકમાં સફળ સમજવો અને અંતે મારા ચર્ણાર્વિંદમાં પ્રાપ્ત થઇ અનેક નિકુંજ લીલાનાં સુખો ભોગવે છે. અને તેનો જન્મ મરણનો ફેરો એકજ જન્મમાં મટી જાય છે. વળી ચોર્યાશી વૈષ્ણવની વાર્તામાં હૃદયના ભાવ વડે ગદાધરદાસ વૈષ્ણવે પ્રભુને ચણાનાં ( છોલાં ) છોડાં ભોગ ધર્યાં કારણ કે તેની પાસે વીસ ટકાની પુંજી હતી તેમાંથી રોજ એક ટકો કમાતા હતા તેમાંથી શ્રી પ્રભુજી પાંચે પકવાન ચણાના છોડામાં માની લેતા અને દરેક ભાવનાથી સામગ્રી કરી પ્રભુને ધરતા. તેથી તેનો જુદોજ સ્વાદ આવતો હતો. માટે એવા ભક્તો જોડે પ્રભુ બોલતા, ખેલતા ને વાતો કરતા ને માગી માગીને લેતા. વળી ત્રીપુરદાસ કાયસ્થનો (પરકાલો) છીંટ શ્રી નાથજી સારૂ શીત કાળમાં (ગદ્દલ) ડગલો રૂઇદાર બંડી કરાવવા સારૂ ભાવથી મોકલી હતી. તે છીંટ શ્રી નાથજીના કૃષ્ણ ભંડારમાં એક ખુણે નાખી મુકી હતી. જ્યારે શિઆળાની ઋતુ આવી ત્યારે શ્રીનાથજીને પ્રબોધનીને દિવસે અનેક પ્રકારના ગરમ રેશમી રૂઇદાર ગદલ ધારાવ્યા પરંતુ શ્રીનાથજી બાવાની ઠંડ એટલે ટાઢ શાન્ત થઇ નહિ. ત્યારે

ત્રીપુરદાસે જે છીંટ જે હ્રદયની ભાવના વડે ઉમંગથી મોકલી હતી તે છીંટ ઓરાઢી કે તુરત ટાઢ વાતી બંધ થઈ ગઇ. કારણ કે ખરા અંતકરણના ભાવથી છીંટ મોકલી હતી માટે ભક્તના ભાવની થોડી વસ્તુ ભલે હોય તે પહેલી અંગિકાર કરે છે. પ્રભુ લાડુ, મોહનથાળ કે પકવાનના ટોપલા ભાવ વગર ભરીને ધરવાથી પ્રસન્ન થતાં નથી. ભાવની વસ્તુ માત્ર (સ્વલ્પ) રંચક (થોડી) હોય તો તેનાથી પ્રસન્ન થાય છે. એ સિદ્ધાન્ત છે. જુઓ કે મર્યાદા ભક્તજનો જેવા કે વિદુરજીની ભાજી સુદામાના (તાંદુલ) ચોખાની કણુકી, સવરી એટલે ભીલડીનાં એઠાં બોર પ્રભુએ ભાવથી આરોગ્યા અને માગીને લીધાં. અને વિદુરજીની સ્રી અનુમતીનાં કેળાંનાં છોડાં પ્રભુએ ભાવથી આરોગ્યા એટલે અનુમતી જ્યારે નહાવાને નગ્ન વેશે બેઠી હતી તે વખતે ભગવાન ઓચિંતા પધાર્યા. એટલે જેને વસ્રનું ભાન પણ નથી અને પ્રભુ પધાર્યા તેના પ્રેમના આવેશમાં શીંકેથી કેળાં ઉતારીને તેનો ગરભ નાખી દીધો અને છોડાં પ્રભુને આરોગાવ્યાં. તે પ્રભુ પ્રેમનાં છોડાં આરોગી જતા, તે છોડાં પ્રભુને ઘણાંજ સ્વાદિષ્ઠ લાગ્યાં. એટલામાં વિદુરજી બહારથી ઘરમાં આવ્યા. અને સ્રીને ઉપર પ્રમાણે કરતાં જોઇને વિદુરજીએ ભગવાનને કેળાંનો ગરભ આપ્યો. પરંતુ અનુમતીના પ્રેમના જેવો સ્વાદ આવ્યો નહિં. માટે ભગવાન પ્રેમના ભૂખ્યા છે. વગર ભાવનાં દુર્યોધનના મેવા તથા પકવાનનો પણ ત્યાગ કર્યો છે. માટે થોડી સરખી વસ્તુ પ્રભુને ભાવથી ધરે તો કહ્યું છે કે.

જલ લોટી મુઠ્ઠી ચણા, હરીને છપ્પન ભોગ; ॥
હરી તણો એક ગોખલો, માને મોટો મહેલ. ॥

માટે પ્રભુને ત્યાં શી વસ્તુની કમી છે. માત્ર ભાવ અને દીનતા એ બે વસ્તુની ભગવાનને ત્યાં કમી છે. વળી કહ્યું છે કે.

સેવા નહિ ગોવિંદચંદકી, ભવન નીલકો ખેત.

એટલે જેના ઘરમાં ગોવિંદચંદ જે ભગવાન તેમની સેવા નથી તે ઘર કેવું સમજવું કે (નીલ) એટલે ગળીનું ખેતર જેમ અપવિત્ર છે તેવુંજ અશુદ્ધ સમજવું.

તેમ ભગવાનને અપ્રિય વસ્તુ શું છે કે જે ચોરી કરીને પૈસો લાવે. જીવ હિંસા કરીને પૈસો લાવે. તથા કન્યા વિક્રય કરીને પૈસો લાવે તે પૈસો તથા અન્ન પ્રભુને પ્રસન્ન નથી. ખરા પરસેવાની મુઠ્ઠી જવાર બાજરીને ભગવાન પાંચે પકવાન કરીને માને છે. ઉત્તમ વસ્તુના પ્રભુ ભોક્તા છે પ્રભુને વૈભવ પ્રસન્ન નથી. મુખ્ય જે ભાવ તે પ્રસન્ન છે. વળી એક ધોળમાં ગાયું છે કે.

ભાવ વિના જે ભક્તિ કરશે, તે પત્થર કેમ તરશેરે. ॥ સેવા કરશે ને પાખંડ ધરશે, તે અથડાતા મરશેરે. ॥ મોઢું બોલે ને આચરણ ખોટાં, તે નર ખરને તોલેરે. ॥ ૧॥

વળી શ્રી ગિરિરાજમાં જ્યારે વૃજવાસીઓ નંદરાયજી વૃષભાનજી આદિ મોટા મોટા ગોપ ગોવાળે શ્રી ઠાકોરજીને અન્નકોટ ધર્યો ત્યારે બધા વૃજવાસીઓ પોતપોતાની યથા શક્તિ સામગ્રી લઇને શ્રી ગોવર્ધન પુંજા વખતે ગયા પરંતુ એક વૃષભાંનજીના ઘરની (વૃદ્ધ) ઘરડી પુરાતન ગોવાળન ઘર સાચવવા તથા દહીં વલોવવા સારૂ રહી ગઇ તેને પ્રભુ વિષે એવો તાપ થયો કે સર્વે વ્રજવાસીઓની (બલિ) સામગ્રી પ્રભુ આજ આરોગશે. અને હું હીનભાગી ઘેર રહી ગઈ આવી રીતે અનેક પ્રકારનો પશ્ચાતાપ કરવા લાગી તે વિષે એક પદ–

રાગ–બીલાવલ.

યહ છબ દેખ રાધીકા ભૂલી. ॥ અતિ આતુર જેમતહે ભારી એક વૃષભાંન બીલોવન હારી. ॥ ૨ ॥ નામ તાહી બદ રોલા નારી. તાકી બલી લઇ ભૂજા પસારી. ॥ ઉત ગીરી સંગ ખાત બલી ક્ષારી, બદરોલાકો બલ રૂચીકારી. ॥ ૪ ॥

જ્યારે શ્રી નાથજીએ (ભૂજા) હાથ લાંબો કરીને બહરોલાની છાશ માગીને આપે પીધી ત્યારે આપ તૃપ્ત થયા, માટે ભગવાનને ભાવની વસ્તુ પ્રિય છે એવા પ્રભુ ભક્તવત્સલ છે. હૃદયથી ભાવ ઉત્પન્ન થાય કે તેની પાસે તે વસ્તુ હાજર છે, માટે પુષ્ટિ માર્ગમાં ભાવ એજ સર્વોપરી સાધન છે. સેવાનું એવું પ્રમાણ નથી કે આટલીજ સેવા કરેથી આટલુંજ ફળ પ્રાપ્ત થશે. પ્રભુ જ્યારે પ્રેમે બળથી વિચારશે; કે તેજ ક્ષણે ફળ દાન કરે છે. જ્ઞાન માર્ગ તથા કર્મ માર્ગમાં સાધન તથા ફળ જુદાં જુદાં છે. ફળ મળ્યા પછી સાધન ન કરે; એવું આ પુષ્ટિ માર્ગમાં નથી. સાધનમાં શ્રી કૃષ્ણ સેવા અને ફળમાં પણ શ્રી કૃષ્ણ સેવા. તેથી ફળ રૂપ જાણી સેવા કરવી. શ્રીકૃષ્ણની સેવા સાક્ષાત્ પ્રાપ્ત થઇ હોય તો પછી તે ઉપરાંત એથી બીજા કયા ફળની જીવને ઇચ્છા હોય ?

(રાગ અલૈયા બીલાવલ)

કલિયુગમેં દ્વાપુર કિયો સબ જીવ ઉધારે. ॥ ગુણ અવગુણ પ્રભુ ના ગીને કીએ એક સારે ॥૫॥ સેવા રીત દિખાયકે નિર્ભય કરી ઠારે ॥ યોગ્ય યજ્ઞ જપ તપ નહિ યા કલયુગમાંહી. ॥૬॥ વહે જાત જીવ દેખકે રાખે ગહી બાંહી. ॥ કૃષ્ણદાસ અપનો કિયો ચરણનકી છાંહી. ॥૭॥ પ્રગટે શ્રી વિઠ્ઠલનાથજી જગ ભયો ઉજીયારો. ॥

હવે સેવાનું ફળ તથા તેના મહાત્મ્ય વિષે.

(રાગ બીલાવલ)

ભજો ગોપાલ ભુલ મત જાવો મનુષ્યા દેહીમેં એહી હે લ્હાવો. ॥ ૧ ॥ ગુરૂ સેવા કરી ભક્તિ કમાઇ જમ તે મનસા દેહી પાઇ ॥ ૨ ॥ જઇ સમરો શ્રી ગુરૂદેવ નિત્ય પ્રતિ કરીએ હરી સેવ ॥ ૩ ॥ સુણો વૈષ્ણવ સેવાકી રીત કરો કિયા

મન રાખો પ્રીતિ ॥ ૪ ॥ પ્રાત ઉઠે શ્રી કૃષ્ણકું ગાવે. જો ફલ માગે સોઇ ફળ પાવે ॥ ૫ ॥ જીને ઠાકોરકો દર્શન કીનો જીવન જન્મ સફળ કર લીનો. ॥ ૬ ॥ જે ઠાકોરકી આરતી ઉતારે ત્રણ લોક તાકે પાયન પરે. ॥ ૭ ॥ જે ઠાકોરકો કરે પ્રણામ વૈકુંઠ હે તાકો નિજ ધામ. ॥ ૮ ॥ જે હરીકો સમરે નામ તાકુ કુશળ નિત્ય પૂરણ કામ. ॥ ૯ ॥ જે ઠાકોરકો ધ્યાનમાં લાવે ધ્રુવ પ્રહ-લાદકી પદવી પાવે. ॥ ૧૦ ॥ જેને હરીકો ચર્ણામૃત લીનો, વૈકુંઠ લોક અપનો કરી લીનો. ॥ ૧૧ ॥ જે હરી આગળ વાજીંત્ર બજાવે, ત્રણ લોક રાજ્યધાની પાવે. ॥ ૧૨ ॥ જો હરીકો સ્નાંન કરાવે, ગર્ભવાસમેં કબહું ન આવે. ॥ ૧૩ ॥ જો હરીકો કરે શણગાર તાકો હે પુરણ અંગીકાર. ॥૧૪॥ જો ઠાકોરકો દર્પણ દીખાવે ચંદ્ર સુરજ તાકું શિર નાવે ॥૧૫॥ જો ઠાકોરકુ તુલશી સમરપે તાકી મહિમા કહી ન આવે ॥૧૬॥ જો ઠાકોરકો કીર્તન સુણાવે, તાકુ ઠાકોર નિકટ બુલાવે. ॥૧૭॥ હરી મંદીરમેં દીપક કરે, અંધ કુપ ભયમેં કબહું ન પરે. ॥૧૮॥ જો ઠાકોરકી સેજ બિછાવે, નિજ પદ પાવે દાસ કહાવે. ॥૧૯॥ જો ઠાકોરકું ધરાવે ભોગ, તાકુ પરમાનંદ નિત્ય જોગ. ॥૨૦॥ જો ઠાકોરકું પલને ઝુલાવે, વૈકુંઠ સુખ અપને ઘર આવે. ॥૨૧॥ પાવે પદવી જસોદા માત, તાસુખકી કછુ કહી ન જાત. ॥૨૨॥ ગ્વાલ મંડલીસું ગોપાલ જગાવે, સો ઠાકોરકે સખા કહાવે ॥૨૩॥ શ્રી ગોકુલ ગોવર્ધન લીલા ગાવે, ચરણ કમળ રસ તબ હી પાવે. ॥૨૪॥ જો વૈષ્ણવ ત્રાદશી કહાવે, તાકી સંગત નિત્ય પ્રત હોવે. ॥૨૫॥ શ્રી ભાગવત સુણે આદર કરી, તાકે હૃદયમે બસે શ્રી હરી. ॥૨૬॥ મંદિરમાં જો કરે બુહારી, કબહુ ન દેખે જમકી દ્વારી. ॥૨૭॥ જીને ઠાકોરકી ગાગર આણી, વૈકુઠ લોક અપને સ્થાન ઠહેરાની. ॥૨૮॥ જો ઠાકોરકો મદિર લીંપે. મનુષ્ય જન્મમાં જન તે જીતે. ॥૨૯॥ જો ઠાકોરકી સામગ્રી બીને, જીતને તીરથ તીતને કીને. ॥૩૦॥ જો ઠાકોરકો બીને ફુલ સદા, બસે કાલંદ્રી કુલ. ॥૩૧॥ જો ઠાકોરકી માલા પોવે સોઇ દાસ પરમ ભક્ત હોવે. ॥૩૨॥ જો ઠાકોરકું ચંદન લગાવે ત્રિવિધ તાપ તાકે સમાવે. ॥૩૩॥ જો ઠાકોરકે વાસણ માંજે, સદા સર્વદા નિર્મળ હોવે. ॥૩૪॥

જો હરિ કીર્તન મુખે કરે, મુકિત ચાર તાકે પાયન પરે. ॥ ૩૫॥ સેવામાં જો આળસ કરે, કુકર હોયકે ફિર ફિર મરે. ॥ ૩૬॥ મન સાચે જો સેવા કરે, તબ હો સેવા પૂર્ણ હોવે. ॥૩૭॥ સેવા કે આશરે રહીએ, સુખ દુઃખ સબહી સહીએ. ॥ ૩૮॥ જો સેવામાં સંદેહ લાવે, કોટીજન્મ પ્રેતકું પાવે. ॥ ૩૯ ॥ સેવાકી હે અદ્દભૂત રીતિ, શ્રી વિઠ્ઠલનાથસુ રાખો પ્રીતિ. ॥ ૪૦॥ શ્રી આચાર્યજીને પ્રગટ બતાઇ, કૃપા કરી તાકે મન ભાવી. ॥ ૪૧॥ સેવાકો ફળ કહેત ન આવે, સૂરદાસ પ્રભુ હ્રદયમાં લાવે. ॥ ૪૨॥ ભજો ગોપાલ ભૂલ મત જાવો, મનસા દેહીમેં એહી હે લ્હાવો. ॥

સેવાફળ સંપૂર્ણ.:

---

# પ્રસંગ ૨૦ મો.

## શ્રી ભગવાનમાં એકજ આશ્રય વિષે.

આશ્રય એટલે ભગવાનમાં દૃઢ નિશ્ચયતા અર્થાત્ વિશ્વાસ રાખવો તેનું નામ આશ્રય. એટલે ભગવાનમાં એકજ આશ્રય રાખવાથી આપણું કાર્ય સિદ્ધ થાય છે. આશ્રય નહિ રાખવાથી તેનું કામ કોઇથી સુધરતું નથી, ઉલટું બગડે છે. રામાયણમાં તુળસીદાસજીએ કહ્યું છે તે દોહો.

જીવ જીવકે આશરે, જીવ કરત હે રાજ
તુલશી રઘુવીર આશરે, કયું બિગડેગો કાજ. ॥

સમજો કે પરસ્પર એક બીજાનો આપસઆપસમાં માણસોનો આશ્રય હોય છે તો તે કાર્ય સિદ્ધ થાય છે અને તે આશ્રય તુચ્છ છે છતાં પાર પડે છે તો પછી ચૌદ લોકના નાથ જે શ્રી કૃષ્ણ ભગવાન કેવા છે ? કે કૃતુ અકૃતુ અન્યથા-કૃતુ સર્વ સામર્થ્યવાન છે તેવા પ્રભુનો આશ્રય દૃઢતા પૂર્વક મન વડે રાખીશું તો તે આપણું લૌકિક અલૌકિક કાર્ય સર્વથા બગડવા દેશે નહિ. માટે અવિશ્વાસ નહિ રાખવો. કહ્યું છે કે **अविश्वासो असुर धर्मः** એટલે જેનામાં પ્રભુ વિષે આશ્રય નથી અર્થાત્ વિશ્વાસ નથી. તેને શાસ્ત્રમાં અસુર એટલે રાક્ષસનો

ધર્મ કહ્યો છે. રાવણે હનુમાનજીને મોટો પ્રચંડ યોધ્ધો જાણી બ્રહ્માસ્ત્ર બાણથી એટલે સુતરના તાર વડે બાંધ્યા. હનુમાનજી બ્રહ્માસ્ત્ર બાણને સત્ય કરવાને તેમાં કરોળીયાની જાળની માફક બંધાઇ ગયા ત્યારે રાવણને અવિશ્વાસ થયો કે આવો મોટો બળવાન યોધ્ધો બ્રહ્માસ્ત્રને તોડી નાંખશે; માટે લોઢાની જંજીરે બાંધો એટલે તેને તે પ્રમાણે મોટી મોટી સાંકળોથી બાંધ્યો. એટલે હનુમાનજી હતા તેથી મોટા જાડા ભીમ જેવા થયા અને સાંકળના ચુરેચુરા કરી નાખ્યા અને પૂંછડે ગોદડું બાંધીને સળગાવીને આખી લંકાને બાળી દીધી. અને ઝાડ બગીચાઓ ઉજજડ કરી નાંખ્યા અને કેટલાક રાક્ષસોને માર્યા. માટે અવિશ્વાસ અસુર ધર્મ છે. વળી મેઘ જે વરસાદ જડવત્ છે તોપણ ચાતક પક્ષીનો મનોરથ વિશ્વાસથી પૂરણ કરે છે તે વિષે એક દૃષ્ટાંત.

એક ચાતક પક્ષી હતું તેને મરવાની તૈયારી હતી. ત્યારે તે પક્ષીએ પોતાનાં વહાલાં નાનાં બચ્ચાંઓને પોતાની પાસે બોલાવ્યાં અને તેની માએ બચ્ચાંને કહ્યું કે સાંભળો બાળકો ! હવે મારી મરવાની તૈયારી છે, પરંતુ મારો જીવ તમારામાં ભરાઇ રહ્યો છે, તેથી મારો જીવ જતો નથી. હું તમને કહું અને મારા કહ્યા પ્રમાણે તમે ચાલો તો મારો દુખીયારો જીવ તમારામાંથી નીકળીને મુક્તિ થાય. ત્યારે બચ્ચાંએ કબુલ કર્યું કે માજી તમે કહો તેમ અમે કરીશું. ત્યારે બચ્ચાંની મા કહેવા લાગી કે સાંભળો. આ દુનીયા ઉપર સાત ( દ્વીપ ) છે. નદી, તલાવ, વાવ, કુવા વગેરે પાણીના અનેક નવાણ છે. તેમાંનું જળ આપણને કામનું નથી. શાથી જે આપણા વંશપરંપરાનો ટેક એવો છે કે આસો સુદી ૧૫ જેને શરદ પૂનેમ અથવા માણેકઠારી પુનેમની રાત્રિ વિષે ગોપિકાઓ શ્રી કૃષ્ણ ભગવાન સાથે રાસ રમ્યાં છે, અને છ માસની રાત્રિ કરી છે, તે મધ્ય રાત્રિના સમયમાં જે સ્વાતિ નક્ષત્રનું જળ બિંદુ પડે છે તે બિંદુ આપણા કામનાં છે. બાકીનું જળ આપણા કામનું નથી. જેથી આપણા બારે માસની તરશ બુઝાય

છે. આ જળ બિંદુ જો સમુદ્રમાં પડે છે તો છીપોમાં મોતી બંધાય છે અને સાપના મોઢામાં પડે છે તો તેથી ઝેર વધારે ઉત્પન્ન થાય છે. ત્યારે બચ્ચાં બોલ્યાં કે વહાલી મા, તું તો દુનીયા ઉપર અનેક તરેહના જળાશયો પણ જાણે છે, પરંતુ અમે તો સ્વાતિ નક્ષત્રના જળ શિવાય બીજું કંઈ પણ જળ પૃથ્વી ઉપર જાણતાંજ નથી. એટલે પેલાં બચ્ચાંની માને વિશ્વાસ આવવાથી તરત તેનો દેહ છુટી ગયો. માટે આવાં અત્રાચક પક્ષીયોને વિશ્વાસ છે તો તેના મનનો મનોરથ મેઘ જે વરસાદ જડવત્ છે છતાં પૂર્ણ કરે છે. માટે જીવને પ્રભુમાં જો પૂર્ણ વિશ્વાસ હોય તો તેનું કાર્ય કેમ સિદ્ધ ન થાય. એટલા માટે ભગવાન ગીતાજી (અધ્યાય પાનું ૧૦૪) માં અર્જુન પ્રતિ આજ્ઞા કરે છે તે શ્લોક—

**यो यो यां यां तनुं भक्त श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥**

જે જે ભક્ત જે જે દેવની મૂર્તિની શ્રદ્ધા રાખીને (પૂજા) સેવા કરે છે તે તે દેવમાં તેની (શ્રદ્ધા) વિશ્વાસ હું દ્રઢ કરૂં છું. અને તે તે દેવ પાસેથી મેં નિર્માણ કરેલા લાભો તેને પ્રાપ્ત થાય છે. અને અલ્પ બુદ્ધિવાળો જે કંઇ લાભ મળે છે તે નાશવંત છે. દેવોને પુજનારા અથવા ભજનારા દેવોનેજ પામે છે, ને મારા જે પૂર્ણ દ્રઢતાવાળા ભક્તો છે તે મનેજ પામે છે.

હવે જીવની પૂર્ણ દ્રઢતા કરવા સારૂ ફરી ગીતાજીમાં ભગવાન અર્જુન પ્રતિ આજ્ઞા કરે છે તે શ્લોક—

**सर्व धर्मान्य परित्यजे मामेकं शरणम् व्रजे ।**
**अहंत्वां सर्वपापेभ्यो मोक्षाभिश्चामासु च ॥**

હે અર્જુન ! તું સર્વ ધર્મ છોડીને એક મારે શરણ એટલે આશ્રય સ્થાન થા. હું તને સર્વ પાપથી છોડાવીશ શોક ન કર. વળી શ્રી ભાગવત અષ્ટમ સ્કંધમાં કહ્યું છે તે શ્લોક—

**यथा हि स्कंधशाखानां तरोर्मूलावसेचनं ।**
**एवमाराधनं विष्णो सर्वेषामात्मनश्च हि ॥**

જેવી રીતે ઝાડનાં મૂળમાં જળ સીંચવાથી મોટી નાની શાખાઓ, પાંદડાં, ફુલ, ફલ લીલાં થાય છે. અને કદાપિ જો ડાળ શાખા પાંદડાંમાં જલ સીંચવામાં આવે તો ઉલટાં (સડી) કોહી જાય છે. તેવીજ રીતે ભગવાનની ભક્તિના આરાધનથી સર્વે દેવ તૃપ્ત થાય છે. અર્થાત્ સર્વ દેવો તેમાં આવી જાય છે. માટે ભગવાનનો આશ્રય સૌથી સર્વોપરી છે.

વળી દયારામભાઇએ પણ એક ધોળમાં ગાયું છે કે—

સૌથી સમરથ રાધાવરનો આશરો.
એમના જનને દુભવી શકે નહિ કોઈ જો. ॥

માટે ભગવાનના જન જે દાસને અર્થાત્ ભક્તને કોઇ દેવતા યા મનુષ્ય કે માતા, મહાદેવ, ભૈરવ, હનુમાન કોઇપણ દુઃખ દેવા સમર્થ નથી. કારણકે સર્વેના આશ્રયદાતા સર્વ સામર્થ્ય યુક્ત ભગવાન છે, માટે એમનો આશ્રય સાચો છે.

વળી શ્રી આચાર્યજી મહાપ્રભુજી વિવેકધૈર્ય આશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે તે શ્લોક—

**ऐहिके पारलौके च सर्वथा शरणम् हरिः ।**
**दुःखहानौ तथा पापे भये कामांधपूर्णे ॥**
**भक्तद्रोहे भक्तभावे भक्तेश्चातिक्रमे कृते ।**
**अशक्ते वासुसके वा सर्वथा शरणम् हरिः ॥**

આ લોકમાં તથા પરલોકમાં નિશ્ચય હરી જે સર્વ દુઃખના હરતા એવા પ્રભુનો આશ્રય કરવો. એટલે દુઃખમાં તથા સુખમાં અથવા તો કંઈ નુકશાન થાય તેમાં તથા અજાણે પાપ થાય તેમાં તથા કોઈ વાતનો ભય આવી જાય તેમાં અથવા તો ભગવાનના ભક્તનો દ્રોહ થાય તેમાં અશક્યમાં તથા સૂશક્યમાં એટલે કંઇ પણ ભગવદ્ ધર્મ બની આવે, અથવા ન બની આવે તોપણ એક

હરિના આશ્રયની ભાવના રાખવી. હરીના આશ્રય વિનાની સઘળી ક્રિયા વૃથા છે. એ વિષે દૃષ્ટાંત્—આપણે કોઇ ગામ ગયા. ત્યાં આપણા સગાં વહાલાંને ઘેર ઉતર્યાં. પોટલી બીજાને ત્યાં મૂકી, ન્હાવા વળી ત્રીજાને ઘેર ગયા. સૂતા વળી ચોથાને ઘેર. ત્યારે આપણને એમાંથી ખાવા, પીવા સંબંધી એ ચારેમાંથી કોણ ગરજ રાખશે, માટે અધવચ ભૂખે મરવાનો વખત આવ્યો. પેલો જાણે પેલાને ત્યાં ખાશે, એમ અધવચ લટક્યા. કહ્યું છે કે સાત ઘરનો પરોણો ભૂખે મરે. વળી કહે છે કે—

**અધ બીચલો સબતે બૂરો ફૂટે દૂધ સમાન.**

જેમ ફાટી ગએલું દૂધ નહિ દૂધમાં કે દહીંમાં છેવટે ઉકરડે નાખવાનો વખત આવ્યો. માટે આશ્રય એકજ રાખવો મારે અગર તારે. જેવી રીતે પ્રતિવ્રતા સ્ત્રી પોતાનો ગમે તેવો પુરુષ હોય તો તેનો વિશ્વાસ રાખે અને તેને ભજે ( એટલે ) તેનેજ ઇશ્વરરૂપ જાણે તેનું નામ પતિવૃતા એજ આશ્રય કહેવાય. તે સ્ત્રી બીજા પુરૂષને સેવે તો (કુલટા) વ્યભીચારીણી સ્ત્રી કહેવાય. અને જેનો આશ્રય સિદ્ધ થયો નથી, તેનો આલોક ને પરલોકમાં કંઇ ઠેકાણું નથી. માટે કહ્યું છે કેઃ—

**આશરો કરી રહે જે જન, મિટે જન્મ ને મરણ.**

વળી માછલાને જળનો વિશ્વાસ છે અથવા આશ્રય છે તો તે વહેતાં પાણી સામે ઉલટું તરે છે અને તણાતું નથી. કારણ કે તેને જળનો આશ્રય છે. જળ વિના એક મિનિટ પણ જીવી શકતું નથી. માટે વિશ્વાસે વહાણ તરે છે. તે વિષે એક બ્રાહ્મણ ને મુસલમાનનું દૃષ્ટાંત—એક મુસલમાન અલ્લાના નામની બાંગ પોકારતો હતો. ત્યારે તેની સાથમાં એક બ્રાહ્મણ પાડોશી પણ લાંબે સ્વરથી ગીતાજીનો પાઠ કરતો હતો. એટલામાં બન્ને જણ પરસ્પર લડી પડયા. મીયાંભાઇ કહેવા લાગ્યા કે મેરા અલ્લા તેરા દેવસે બડા હૈ. તે બંન્ને જણ લઢતા લઢતા એક તળાવ ઉપર ગયા. તેના નિર્ણયમાં એવો ઠરાવ થયો કે જે તળાવ તરીને પાર નીકળે તેના દેવ મોટા કહેવાય. વાત કરતાની સાથેજ મીયા-

ભાઇએ તો અલ્લાહો અકબર એમ કહી તળાવમાં કૂદકો માર્યો. અને તરીને પાર ઉતરી ગયો. અને પેલા બ્રાહ્મણ ભાઇ હતા તેણે સર્વ દેવોનું આરાધન કરવા માંડયું કે એ મારા ભગવાન ! મહાદેવ ! માતા ! ભૈરવ ! તું મને સહાય થજે એમ કરતાં કોઇ સહાય થયું નહિ. માટે એકજ આશ્રય મુસલમાનને હતો તો તરી પાર ઉતર્યો. માટે એકજ દેવ ઉપર દ્રઢતા હોય તો સહાયતા કરે છે. માટે કહે છે કે—

એક સધે સબ સધે, સબ સધે સબ જાય. ।।

માટે એકજ વસ્તુ સાધવાથી સર્વ કાર્ય થાય છે. તેમ જડ વસ્તુ જે વહાણને જળનો આશ્રય છે, તો તે લાખો મણ ભાર ભરીને પાણી ઉપર અધર તરે છે. અને પત્થરને વિશ્વાસ નથી તો એક નાનો સરખો કાંકરો પણ તરવા અસમર્થ છે. માટે જેવી રીતે (મીન) માછલાને જળ સહાયભૂત છે તેવીજ રીતે આશ્રયવાળા જીવોને ભગવાન સદાએ સહાયતા કરે છે. વળી એમ પણ ન થવું જોઇએ કે ભગવાનના મંદિરે ગયા તો ભગવાનના જશ ગાયા. અને માતા, મહાદેવને દહેરે ગયા તો તેમના જશ ગાયા. એનું નામ વ્યભિચાર ધર્મ કહેવાય. એવા ધર્મથી ભગવાન પ્રસંન્ન થતા નથી. એતો પછી એવું થયું કે

પાણીકા રંગ કેસા કે જિસમેં મિલાયા તેસા.

ગોકુલમાં ગયા તો ગોકુલદાસજી થયા અને મથુરામાં ગયા તો મથુરાદાસજી થયા. તેમ નહિ કરતાં મૂળ દ્રઢને વળગી રહેવું. એનું નામ સાચો આશ્રય કહેવાય તે વિષે રસિક કહેતાં શ્રી હરરાય મહાપ્રભુજી એક પદ આશ્રય વિષે બે ટુંકનું કહે છે તે પદ

રાગ બિહાગ.

**બલ્લભહીકો ભરોંસો મોહી શ્રી. ।। અન્ય દેવકો જાન્યો ન માન્યો. ઇનકો આશરો ખરે સો, ।। ૧।। સમજ બિચાર દેખ મન મેરે વારંવાર કહો તો શું. ।। રસીક સુધા સાગરકું તજકે ક્યોં પીવત જલ ઓસો. ।।૨।। મોહે શ્રી બલભહીકો ભરૂસો. ।।**



# પ્રસંગ ૨૧ મો.

## અન્યાશ્રયના ત્યાગ વિષે.

અન્યાશ્રય એટલે ભગવાનથી વિમુખ એટલે ભગવાનનો આશ્રય છોડીને બીજા અન્ય દેવતાઓનો આશ્રય કરવો તેનું નામ અન્યાશ્રય કહેવાય. જેવા કે બ્રહ્માદિક, શિવાદિક, ઇન્દ્રાદિક, ગણેશ, સૂર્ય, હનુમાન, માતા, ભૈરવ વગેરે વિભૂતિ રૂપ દેવો જે ભગવાનથી પરાધીનતાને પ્રાપ્ત છે. તેવા દેવતા યા મનુષ્યનો આશ્રય કરવો નહિ. જેવી રીતે રાજા સાથે ખરેખર આપણી દોસ્તી મિત્રતા હોય તો પછી તેમના નીચલા વર્ગના કારકુન કારભારીઓ સાથે દોસ્તી કરવાથી વધારે શો લાભ થાય ? રાજાની જો પરિપૂર્ણ મહેરબાની હોય તો પછી નોકર વર્ગ તેના હુકમમાંજ હોય, તેવી રીતે અન્ય દેવો સમજવા. હરી જે ભગવાનનું ભજન સ્મરણ તથા આશ્રય કરવાથી તેમાં સર્વ દેવો વિભૂતિ રૂપે સમાઇ જાય છે. તેથી હારીત સ્મૃતિમાં કહ્યું છે કે—

**नान्यं देवं नमस्कुर्याः नान्यं देवं निरक्षयते ।**

અન્ય દેવના મંદિરમાં જાય નહિ. અન્ય દેવના મંદિરમાં દર્શન ન કરે. અન્ય દેવને નમસ્કાર ન કરે.

વળી શ્રી ગોસાઈજી આજ્ઞા કરે છે તે શ્લોક—

**अन्यसंबंधो गंधोऽपि-कंदरामेव बाध्यते:**

શ્રી ભગવાનના ચર્ણારિવિંદની રજનું સેવન કરનારને કદાપિ મરણ પર્યંત સંકટ આવી પડે તો પણ અન્યાશ્રય કદાપિ ન કરે જેવી રીતે હાથીની સ્વારી છોડીને ( ગર્ધવ ) ગધેડાની સ્વારી ઉપર બેસે તેવી રીતે અન્યાશ્રય મહા બાધક છે. અન્ય સંબંધની ગંધ પણ આશ્રયવાળાને દુઃખરૂપ છે.

ચોર્યાશી વૈષ્ણવની વાર્તામાં ગામ-સંભરવાળા દામોદરદાસની વાર્તામાં પ્રસિદ્ધ છે કે, જ્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજી દામોદરદાસજીને ઘેર થોડા દિવસ બિરાજ્યા હતા. અને એમની પ્રભુ

વિષે તથા ગુરૂ વિષેની ઘણી સારી ભક્તિ તથા આશક્તિ જોઇને આપશ્રીએ આજ્ઞા કરી કે દામોદરદાસ તુમ કછુ માગો. ત્યારે દામોદરદાસે હાથ જોડીને વીનતી કરી કે કૃપાનાથ ! આપણી દયાથી સર્વ વાતનો દાસને આનંદ છે. પરંતુ સ્રીનો સ્વભાવ માયામાં લીન તથા લોભી હોય છે. માટે એમની ઇચ્છા હોય તો આપ પૂછો. સ્રીને આપશ્રીએ પૂછતાંની સાથે માગ્યું કે આપની કૃપાથી મારે સર્વ વાતે આનંદ છે પરંતુ એક પુત્ર પ્રાપ્તિની ઇચ્છા છે. એટલે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ સ્રીનું મન જોઇને "તથાસ્તુ" કહી આશીર્વાદ આપ્યો. એટલે દામોદરદાસની સ્રીને પેટે ગર્ભ રહ્યો. પુરા દિવસ થવા આવ્યા એટલામાં એક તેલીયો રાજા ફરતો ફરતો ત્યાં ભીખ માગતો આવ્યો ત્યારે દાસીએ પૂછયું કે મારી બાઇ એટલે શેઠાણીને સારા દિવસો છે માટે પુત્ર આવશે કે પુત્રી. ત્યારે તેલીયો બોલ્યો કે તમારી બાઇને પુત્ર આવશે એટલે દામોદરદાસજીની વહુનું મોં જરા મલકાયું. એટલા રંચક અન્યાશ્રયથી પુત્ર મ્લેચ્છ સ્વભાવવાળો થયો. અને ઘરમાં શ્રી ઠાકોરજી જે શ્રી દ્વારકાધીશ હાલ જે કાંકરોળીમાં બિરાજે છે તે અંતર્ધ્યાન થઇ ગયા. કારણ કે શ્રી ઠાકોરજીથી અન્યાશ્રય સહી શકાયો નહિ. માટે અન્યાશ્રય ભક્તિમાં બાધક છે. તેમ જાણી અન્યાશ્રયથી ડરતા રહેવું.

તેમ શ્રી નંદરાયજી અંબિકા પૂજન માટે બાલ ભાવની ભક્તિથી ગયા. કે મારા પુત્રને કોઇ વાતની પીડા કે દુઃખ ન થાય. તેમ રિદ્ધિ સિદ્ધિ બની રહે એટલા અન્યાશ્રયથી સુદર્શન સર્પ આવીને નંદરાયજીને ગળી ગયો ત્યારે નંદરાયજીએ પ્રભુની સ્તુતિ કરી. ત્યારે શ્રી ઠાકોરજીએ દુઃખમાંથી પિતા જાણી છોડાવ્યા. એવો અન્યાશ્રય મહા બાધક છે. તેમ ભગવાન પોતે શ્રી મુખથી આજ્ઞા કરે છે કે મારામાં શું સામર્થ્ય ન થી જેથી તમે અન્યાશ્રય એટલે અન્ય દેવ જે મારી વિભૂતિ રૂપ છે તેનો શા માટે આશ્રય કરો છો. તેટલા સારૂ એક ભગવદીએ ગાયું છે કે—

અન્ય દેવ સબ રંક ભિખારી દેખે બોહોત ઘણેરે. ॥

માટે (અન્ય) બીજા દેવ ભગવાન કરતાં મોટા નથી.

તેથી અહીં ભગવાન અર્જુન પ્રતિ ગીતાજી અધ્યાય ૯ પા. ૧૨૪ માં આજ્ઞા કરે છે તે શ્લોક.

**यान्ति देव व्रता देवान् पित्रुन्यांति पितृव्रता।**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि मामः॥**

દેવતાઓની ભક્તિ કરનાર દેવતાઓને પામે છે. પિતૃઓની પૂજા કરનાર પિત્રુઓને પામે છે અને મારૂ (પૂજન) સેવા કરનારા મારા ભક્તો મને પામે છે.

મતિ તેવીજ ગતિ અને મતિ તેવીજ મુક્તિ થાય છે. વળી એક બ્રાહ્મણી વૈષ્ણવ બાઇ હતી તેને ઘેર રાજાના મનુષ્યોએ ખેતરની જમીનની માપણી કરી, તેમાંથી થોડી જમીન ગરીબ બ્રાહ્મણી જાણીને માફી આપી ત્યારે બ્રાહ્મણી બાઇ બોલી કે તું-મને મોકું જીવાઇ એટલે તમે મને જીવતદાન આપ્યું. આ બાઇએ પ્રભુનો આશ્રય છોડીને રાજાના મનુષ્યોનો આશ્રય કર્યો જેથી શ્રી ઠાકોરજી એ બાઇ સાથે હસ્તા બોલતા ખેલતા તે શ્રી ઠાકોરજી અંતર્ધ્યાન થઇ ગયા માટે અન્યાશ્રય એટલે અન્યદેવતાને નહિ માનવા એતો શાસ્ત્ર પુરાણ પ્રસિદ્ધ છે. પરંતુ અન્યાશ્રયની કેટલીએક સુક્ષ્મ ગતિ એવી છે કે પોતાના મનથી એટલે અંતઃકરણથી કહીએ કે તમો અમારૂં ફલાણું કામ કરજો અગર તમારે હાથે મારો જશ છે, અથવા તમે કરશો તોજ થશે. તમે ન હોત તો અમારૂં કામ કોણ કરત, તમારા સિવાય મારે કોઇ નથી, આવી રીતના હૃદયના ઉદ્ગારો એટલે વિચારો મનમાં લાવવા એનું નામ સૂક્ષ્મ અન્યાશ્રય એટલે સમજી ન શકાય તેવા અન્યાશ્રય જીવથી થઇ જાય છે. તો પછી મોટા અન્યાશ્રય તો એક બાજુ પર રહ્યા. ભલે લોક વહેવાર એટલે ઉપરના મનથી વિવેક સહીત બોલવાથી અન્યાશ્રય થતો નથી. કારણકે લોકમાં રહ્યા એટલે લોક વહેવાર તરીકે બોલવું જોઇએ. નહિ તો સંસાર વહેવારનું કાર્ય ચાલી શકે

નહિ. અને લોકો ધર્મની નિંદા કરે. તેમ અટકચાળા લોકો વળી ભગતની પૂંછડી પણ કહે, માટે ભગવદ્ ગીતામાં ભગવાનનું વાક્ય છે કે—

સંસારમાં સરસો રહે, મન મારી પાસ;
સંસાર તો લોપે નહિ, તે જાણું મારો દાસ. ॥

માટે વૈષ્ણવ બ્રાહ્મણીએ તો ખરા અંતઃકરણ પૂર્વક સાચા દીલથી કહ્યું તેથી મોટામાં મોટો અન્યાશ્રય થયો. પરંતુ જે જીવ પ્રભુને છોડીને અન્ય દેવોને ભજે છે, તે તે દેવના લોકોને પામે છે. પ્રભુની નિત્ય લીલામાં તે જીવની પ્રાપ્તિ નહી અને તેનાથી પ્રભુ લાખો ગાઉ દૂર રહે છે, તે જીવને પોતાનો જાણતાજ નથી. તેમ સ્વપ્ને પણ તેને દર્શન આપતા નથી, માટે અન્યાશ્રયથી ડરતા રહેવું

# પ્રસંગ ૨૨ મો.

## અસમર્પિત વસ્તુના ત્યાગ વિષે.

**तस्मादादौ सर्वकार्ये-सर्ववस्तु समर्पणम् ॥**

એટલે સર્વ કાર્યના આરંભમાં પ્રભુને સર્વ વસ્તુનું નિવેદન કરવું. આ વાતનો આપણે જરા ઝીણી દૃષ્ટીથી વિચાર કરી લઇએ. આપણા હ્રદયમાં ચાર ન્યાયાધીશ અખંડ રહે છે તે ન્યાયાધીશ સારા ન હોય તો સારો ન્યાય આપણે મેળવી ન શકીએ. તે ન્યાયાધીશનાં નામ (૧) ચિત્ત, (૨) મન, (૩) બુદ્ધિ, (૪) અહંકાર. આ ચારમાં ચિત્ત પ્રથમ કાર્યનું ચિંતવન કરે છે. મન તે કાર્યનું (મનન) સ્મરણ કરાવે છે. બુદ્ધિ વડે તે કાર્ય કરવાનું નિશ્ચય થાય છે અને અહંકાર સર્વ ઈન્દ્રીયોને પ્રેરણા કરે છે, માટે આ ચારે શુદ્ધ પવિત્ર હોય તેનું કાર્ય પવિત્ર થાય છે. જેનાં ઉપરનાં ચારે કાર્ય અશુદ્ધ હોય તેનાં કાર્ય પણ પાપીજ ગણાય. આ ચારે કાર્યને શુદ્ધ રાખવા માટે ઉપાય શોચવો. તે વિષે

પ્રથમ સૂચના (આહાર) ખાવાનો ખોરાક શુદ્ધ લેવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. માટે પ્રથમ આહાર શુદ્ધ પવિત્ર હોવો જોઇએ. શાસ્ત્રમાં આહારની શુદ્ધિ મંત્ર તંત્ર કે બીજા કશાથી કહી નથી. પરંતુ પ્રભુને ( નિવેદન ) ભોગ ધરીને તે આહાર લેવામાં આવે તો તે શુદ્ધિ કહેવાય. તેમ કલીના દોષો પણ પવિત્ર આહારથીજ દૂર થાય છે. એવા શુદ્ધ અંતઃકરણમાં પવિત્ર પ્રભુ પધારે છે, માટે પ્રભુને સમર્પણ કરેલુજ ખાવું, તેથી ચિત્ત, બુદ્ધિ મન, અહંકાર આ ચારે શુદ્ધ પવિત્ર થશે. અને પવિત્ર મન આપણું પ્રભુ તરફ દોરાશે. કહ્યું છે કે અન્ન તેવા ઓડકાર અને વિચારો પણ તેવાજ થાય, માટે અસમર્પિત એટલે પ્રભુને ( નિવેદન ) અંગિકાર અર્થાત્ ભોગ ધર્યા વગરની વસ્તુને શાસ્ત્રમાં અસમર્પિત કહે છે. પ્રભુને સમર્પણ નહિ કરેલી વસ્તુ તથા અન્યાશ્રય શાસ્ત્રમાં બે મોટા દોષ કહ્યા છે. વળી પદ્મ પુરાણમાં કહ્યું છે કે—

> अवैष्णवानामन्नं च पतितानां तथैवच ।
> अनर्पितं तथा विष्णो श्वमांससदृशं भवेत् ॥
> अनिवेद्य तु यो भुक्ते हरे परमात्मने ।
> पतंति पितरस्तस्य नरके श्वाशतीसमः ॥

અ વૈષ્ણવનું અન્ન તથા પતીત જે ચાન્ડાલાદિક જે પાપ કર્મ કરવાવાળાનું અન્ન (૧) રાજ્ય દ્રવ્ય (૨) વેશ્યાનું દ્રવ્ય (૩) કૃપણ એટલે લોભિષ્ટનું દ્રવ્ય (૪) (હિંસા) પાપનું દ્રવ્ય (૫) ઠગાઈનું દ્રવ્ય (૬) ચોરીનું દ્રવ્ય (૭) વિશ્વાસઘાતીનું દ્રવ્ય (૮) કન્યા વિક્રય કન્યાને વેચીને જે પૈસો લાવ્યા હોય તે (૯) તેલીનું દ્રવ્ય (૧૦) ધોબીનું દ્રવ્ય (૧૧) નીચ જાતિનું દ્રવ્ય (૧૨) અસમર્પિત અન્ન તથા દ્રવ્ય ગમે તેવો મહાત્મા ચોગ્ગો હોય ભગવદ્ પદ્દીને પ્રાપ્ત થયો હોય તો પણ ઉપર બતાવેલા પ્રકારના દ્રવ્યના લાવેલા અન્નથી બુદ્ધિ ફરે છે. અન્ન દુષ્ટ હોતું નથી, પરંતુ દુષ્ટતાથી કમાએલું દ્રવ્ય

તેનું અન્ન ખાધાથી પિતૃ સહિત નરકમાં જાય છે, તેથી શ્રાદ્ધ પણ પ્રસાદી અન્નથી કરવું જોઇએ. વળી કુર્મ પુરાણમાં કહ્યું છે કેઃ—

अनर्पयित्वा गोविंदं यो भुङ्क्ते धर्मवर्जितः ।
सुनो विष्टासमं चान्नंनीरंतस्तुर्यासमं ॥

ગોવિંદ જે શ્રી કૃષ્ણને અર્પણ કર્યા વગર જે કોઇ અસમર્પિત વસ્તુ જો ખાય છે તે સર્વ ધર્મ કરી રહિત સમજવો. તે અન્ન કેવું છે કે શ્વાન એટલે કુતરાની વિષ્ટા સમાન છે. અને (જળ) પાણી (મદિરા) દારૂ સમાંન છે. તે અન્ન જળ ખાવા પીવાવાળો નિશ્ચય અસુર એટલે રાક્ષસ સમજવો. કારણ કે એક તો દુષ્ટનું અન્ન તથા બીજું અસમર્પિત. તથા ત્રીજો અસત્સંગ એટલે પ્રભુથી વિમુખ તેનો સંગ, એ ત્રણે ભક્તિ માર્ગમાં બાધક રૂપ છે. તેનું મૂળ કારણ દુષ્ટના સંગથી બુદ્ધિ નાશ થવાનો ઉપાય છે.

વળી પાન્ડવોમાં ભિષ્મ પિતામહ મોટા ભગવદીય હતા. તે એક ક્ષણું પણ ભગવાનના નામ વગર રહેતા નહિ, પરંતુ દુર્યોધનનું દુષ્ટ અન્ન ખાધું તે દોષથી શ્રી કૃષ્ણ ભગવાન સામે કુરૂક્ષેત્રમાં કૌરવ પાન્ડવોની લઢાઇ વખતે લઢવા તૈયાર થયા. માટે એવા મહાન ભગવદ્ ભક્ત દુઃસંગ દોષ તથા અન્ન દોષથી હરીથી વિમુખ થયા છે, તો પછી આપણા જેવા આધુનિક જીવોની સ્થિતિ શું કહેવાની ? માટે દુઃસંગ દોષની નિવૃત્તિ અર્થે વૈરાગ્ય રાખવો અને અસમર્પિત અન્ન તથા દ્રવ્ય ન વાપરવું માટે ખરા પરસેવાનું કમાએલું લાભસંતુષ્ટ જે પ્રાપ્ત થયું હોય તેમાંથી ભગવાનને ભોગ સમર્પી મહાપ્રસાદ લેવાથી બુદ્ધિ નિર્મળ રહે છે. કારણ કે આ કલિયુ કાળમાં બુદ્ધિ નિર્મળ થવાનો બીજો એક પણ ઉપાય નથી. શ્રી ગીતાજીમાં ભગવાને બુદ્ધિ યોગનો આખો એક અધ્યાય અર્જુન પ્રતિ કહ્યો છે કે બુદ્ધિની સ્થિરતા હોય તો અંતઃકરણમાં ભગવાન પ્રવેશ કરે તેમ બુદ્ધિની સ્થિરતા જાય તો હરિ હૃદયમાંથી જાય કેમકે સુંદર બુદ્ધિ હોય તો સર્વ ધર્મ, જપ, તપ,

તીર્થ, પૂન્ય, દાન, વ્રત, યજ્ઞ, હોમ, મર્યાદા માર્ગનાં સાધન પુષ્ટિ માર્ગનાં સાધન સર્વ બની આવે માટે બુદ્ધિ સારી વિના લૌકિક અલૌકિક કોઇપણ કાર્ય સુધરે નહિ તે વિષે એક વૈષ્ણવનું દૃષ્ટાન્ત.-

બસો બાવન ભગવદીયોની વાર્તામાં શ્રી ગોસાઈજીના સેવક એક નવા વૈષ્ણવ થયા તેમણે શ્રી ગોસાઇજીને વિનંતી કરી કે કૃપાનાથ ! મારે સત્સંગ કરવા લાયક કોઇ ભગવદીય વૈષ્ણવ કૃપા કરીને આપ બતાવો તો હું તેમની સાથે સત્સંગ કરૂં ત્યારે આપશ્રીએ આજ્ઞા કરી કે તમે એક પુરાતની અનુંભવી વૈષ્ણવ છે તેમની સાથે સત્સંગ કરો. અને એ કહે તે પ્રમાણે કરજો અને એમના કહ્યાનો પુરેપુરો વિશ્વાસ રાખજો. કહ્યું છે કે **વિશ્વાસથી વીસંભર પણ** ફળે છે. તે પછી થોડા દીવસ બાદ બંને વૈષ્ણવોને પરદેશ જવાનું થયું ત્યાં એક ગામમાં કન્યાવિક્રયનો એટલે છોકરી વેચીને તેના પૈસાનું મરજાદી મંડાણ હતું ત્યાં પેલા બંને જણને પ્રસાદ લેવાનું કહ્યું. ત્યાં બંને જણ પ્રસાદ લેવા સારૂ બેઠા એટલે પેલા પુરાતની ત્રાદશી વૈષ્ણવ હતા તેણે પોતાને જમવાની પાતાળમાં કીડા જોયા. એટલે તે પાતળ ઉપરથી તરત ઉઠી ગયા અને વૈષ્ણવોએ તેમને ઘણા સમજાવ્યા પરંતુ દેખેલી વસ્તુ કેમ ખવાય. એટલે કોઇનું કહ્યું માન્યુ નહિ અને પોતાના મુકામે ગયા. અને પેલા જે નવા સત્સંગ કરવા વાળા વૈષ્ણવે તો પેટ ભરીને જમ્યા એટલે તેમનામાં જેટલી પહોંચ તે પ્રમાણે કંઇ દેખવામાં આવ્યું નહિ. પછી મુકામે આવી બંને જણ પરસ્પર લડવા લાગ્યા. અને બંને જણા ઝગડો કરતા કરતા પાછા શ્રીમદ્ ગોકુલમાં શ્રી ગોંસાઇજી પાસે ગયા. અને આપશ્રીને પેલા નવા વૈષ્ણવે વિનંતી કરી ઉપર બનેલી સર્વ હકીકત યથાસ્થિત કહી. અને કહ્યું કે હે કૃપાનાથ! સત્સંગ કરવા સારૂ મને આવા વૈષ્ણવને સોપ્યા, ત્યારે શ્રી ગોસાંઇજીએ પોતે આજ્ઞા કરી કે—

( રાગ ચોસરો )

જીને જૈસા દેખ્યા તીને તૈસા પેખ્યા. ॥

માટે કોઈએ દીઠા રાસમાં ગોપાલ અને કોઈએ દીઠા ઘાસમાં ગોપાલ. કંસે વેર ભાવથી ભગવાનને કાળ સ્વરૂપે જોયા. અને પોતાના ભક્તજનોએ સ્નેહ ભાવથી સાક્ષાત્ શ્રી કૃષ્ણ સ્વરૂપે જોયા. અને ગોપીજનોએ પરમ સુંદર સુકુમાર જોયા. માટે જેમાં જેટલી ભગવાનની કૃપા તેટલુંજ દેખવા પણું હોય. તેવી રીતે એ ત્રાદશી વૈષ્ણવ જેટલી કોટી પહોંચ્યા છે, તેટલી કોટી તમો પહોંચ્યા નથી. માટે કહ્યું છે કે—

ભગવદી જાન સત્સંગકું અનુસરે ન દેખે દોષ ઓર સત્ય ભાખે.॥

એટલે તમે એવા પરમ ભગવદીના સત્સંગને બદલે દોષ જોયા, તેમ કન્યા વિક્રયના પૈસાનુ અન્ન ખાધું. શાસ્ત્રમાં કન્યા વિક્રયનો પૈસો (રૂધીર) લોહી બરોબર કહ્યો છે. માટે હવે તમો વૃજની રજ ભાવ સહિત મોઢામાં લ્યો. અટલે વૃજની રજના પ્રતાપથી નવા વૈષ્ણવની બુદ્ધિ નિર્મળ થઇ. એટલે પોતાના થએલા દોષની યાદગીરી આવી. એટલા માટે શ્રી ગોકુલનાથજી ચોવીસ વચનામૃતમાં આજ્ઞા કરે છે કે મહાપ્રસાદ વિના વિચારે જ્યાં ત્યાં ખાંન પાંન કરવું નહિ એટલે તેનો ધર્મ જોવો. આચાર વિચાર ક્રિયા ખાસા સેવકી સઘળી ક્રિયા દેખીને ખાવા પીવાનો વહેવાર કરવો. જેથી બુદ્ધિ મલીન થાય નહિ-બુદ્ધિ ઠેકાણે આવે. અને નિર્મળ કહેતાં ચોકખી બુદ્ધિ હોય તો ધર્મ ઉપર સારી નિષ્ઠા ચોંટે અને તેની ઉપર આપણો દોષ ઉત્પન્ન થાય નહિ. દોષ ઉત્પન્ન થયો કે આપણો સર્વ સ્વધર્મ બગડયો, માટે બુદ્ધિ નિર્મળના ઉપાયમાં રહેવું. એટલા માટે શ્રી ગીતાજીમાં ભગવાન અર્જુન પ્રતિ આજ્ઞા કરે છે તે શ્લોક.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

હૃદયના ભાવ વડે કરીને જે મનુષ્ય મને ભક્તિપૂર્વક પાદડું, ફુલ, ફળ અથવા જળ અર્પણ કરે, છે તે યત્ન કરતાં મનવાળાએ ભક્તિથી અર્પણ કરેલું હું અંગિકાર કરૂં છું. હે કુન્તીપુત્ર !

તું જે કરે, તું જે ખાય; તું જે હોમ કરે, તું જે તપ કરે તે સર્વે મારામાં અર્પણ કર જેથી અશુભ આપનાર કર્મના બંધનથી હું તને મુક્ત કરીશ અર્થાત્ છોડાવીશ અને તું મને પામીશ.

વળી શ્રી ગીતાજીમાં અધ્યાય ચોથે પાને ૬૬ મે ભગવાન અર્જુન પ્રતિ આજ્ઞા કરે છે તે શ્લોક.

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्मसनातनम् ।**
**नायंलोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्य कुसत्तम ॥**

યજ્ઞમાં બાકી રહેલો અમૃતરૂપ ભાગ જે પ્રસાદને જમનારા સત્ પુરૂષો સર્વ પાપથી મુક્ત થાય છે તેમ તે સનાતન બ્રહ્મને પામે છે. તેમ યજ્ઞ નહિ કરનારને માટે આ લોક નથી, તો પછી પરલોકની તો પ્રાપ્તિજ કયાંથી હોય, માટે ભગવાનને (અર્પણ) ભોગ ધરીને પ્રસાદી વસ્તુ લેનાર સ્રીપુરૂષ સર્વ પાપથી મુક્ત થાય છે. અને પોતાને માટે રાંધીને ભગવાનને ભોગ ધર્યા સિવાય જે અન્ન ખાય છે તે પાપીઓ પાપના ભાગીદાર થાય છે. (દષ્ટાન્ત) લોક વહેવારમાં પણ સ્રી પોતાના પતિ પહેલાં જમતી નથી. એવી આદિ અનાદિ રૂઢી સૌ કોઇના જાણવામાં છે કે પતિ પહેલાં જમનાર સ્રી વાઘોલનો અવતાર લઇ ઉંધે માથે ઝાડ સાથે લટકે છે. તે લોક પ્રસિદ્ધ વાત છે, તો પછી આપણા જન્મોજન્મના આત્માનું કલ્યાણ કર્તા એવા જે દયાળુ સુંદર પ્રભુને અર્પણ કર્યા વગર એટલે જમાડયા સિવાય આપણાથી ધર્મ રહિત કેમ જમી શકાય માટે આપણા પુષ્ટિ માર્ગની પ્રણાલિકા પ્રમાણે પ્રભુને તન મન ધનથી રાજભોગ તુળશીજી સમર્પીને જે ભોગ ધરવામાં આવે છે, તે ચાલુ જમાનામાં વિના કષ્ટે નિત્ય યજ્ઞ સમાન છે. વેદમાં પણ રાજાઓ તથા ઋષિ મુનિઓ ઘણીજ મુશ્કેલીથી જન્મારામાં એક યજ્ઞ કરી શકતા હતા પરંતુ શ્રી આચાર્યજી મહા પ્રભુજીએ તો કૃપા કરી સેવા માર્ગ પ્રગટ કરી આપણને સુલભ યજ્ઞ બતાવ્યો છે. તેમાં આલોક અને પરલોક

બન્નેનું સાર્થકરૂપ છે, માટે પ્રસાદી અન્નથીજ દેહનું પોષણ કરવું, એ મુખ્ય સિદ્ધાન્ત છે. વળી વૈષ્ણવોએ પ્રભુને અર્ધ ભૂક્તા વસ્તુ કદાપિ ભોગ ધરવી નહિ (શેષ) બાકી રહેલી વસ્તુ ભગવાનને ઉપયોગ આવતી નથી. સમજો કે આખું એક શ્રીફળ હોય અને તેના બે ભાગ કરી એક ભાગ આપણા ખાવામાં લેવો અને એક ભાગ શ્રી ઠાકોરજીને ધરાવો તે ધરી શકાય નહિં. આ બાબત નિર્ણય સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથમાં છે.

# પ્રસંગ ૨૩ મો.

## જપ માળા પાઠ વિષે.

જપનો અર્થ એવો છે કે યાદગીરી. ભગવદ્ નામની યાદગીરી કરવી એનું નામ જપ લોક વહેવારમાં પણ સ્વાભાવિક કામ અર્થે કહેવામાં આવે છે કે ભાઈ, હું તો તમારા નામનો સવારથી જપ કરી રહ્યો છું. હવે તો કંઈ મહેરબાની કરો એટલે તે દયા કરેજ.

હવે અહીં જપનો ભાવ અત્યંત ગુપ્ત છે એટલે જપ કરે તો કોઈને જણાવે નહિ કે હું ફલાણો જપ કરૂં છું. નહિ તો તેનું અડધું ફળ તેને જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે જપ કેવી રીતનો કરવો કે રંચક પણ હોઠ ફરકે નહિ એવી રીતે હૃદય ભીતર અનુભવ એટલે પ્રભુ સાથે એકતા કરી જપ કરવો. અથવા જે સ્વરૂપનાં આપણે દર્શન કર્યાં હોય તેને ધ્યાનમાં લાવવા પાખંડ રીતે જપ કરવો નહિ તે વિષે એક દૃષ્ટાન્ત—

એક વખતે એક ગામમાં એક સોનીએ પોતાના પાડોશીના ઘરમાંથી સોના ચાંદીના (દાગીના) ઘરેણાંની ચોરી કરીને ટીલાં ટપકાં કરી હાથમાં મોટા મોટા મણકાવાળી માળા ને પેટમાં લારા, મુખમેં રામ અને બગલમેં છુરીયાં તેની માફક મોઢેથી મોટે સાદે રામ રામ બોલતો જાય અને કહેતો જાય કે અરે

તારૂં કાળું થાય. આ બિચારા ગરીબ પડોશીની કોણે ચોરી કરી હશે. અરે રામરામ, આવી રીતનો ખોટો જપ કર્યા કરે છે. એટલામાં જેના દાગીના ચોરાયા હતા તેણે પોલીસમાં ફરીયાદ કરી. પોલીસે એકદમ આવીને આસપાસના ઘરોની ઝડતી લીધી પરંતુ ચોરી કરનાર ચીનનો શાહુકાર પેલો રામ રામવાળો એટલે કયાંથી પત્તો લાગે. એટલે પોલીસે શક ઉપરથી બગલાભગત જે ખોટો જપ કરે છે અને રામનામ જપના, પરાયા માલ અપના, તેના ઘરમાં પોલીસે તપાસ કરી તો તેના રસોઇ કરવાના ચૂલા નીચેથી તમામ દાગીના મળી આવ્યા. માટે જપ આવો પાખંડ રૂપે ન કરવો; તેમાં ઇશ્વર રાજી નથી.

## હવે પ્રથમ હાથે ફેરવવાની કરમાળા વિષે.

માળા તુળશીની જોઇએ. કારણકે તુળશી શ્રી (સ્વામનીજી) રાધીકાજી બરોબર પતિવ્રતાનું સ્વરૂપ છે. એને પહેરવાથી તથા સ્પર્શ કરેથી પતિવ્રતા ધર્મ આવે. શ્રી હરરાયજી આજ્ઞા કરે છે કે દ્વાદશ તિલક સહીત મુદ્રા ધર તુળશી કંઠ ધરાવેઃ તેમ રાસપંચાધ્યાયમાં કહ્યું છે કે તુળશી કલ્યાણ સદા ગોવીંદ પદ પ્યારીઃ તેથી કરીને રાજભોગમાં તથા ચર્ણાર્વિંદમાં તથા બ્રહ્મસંબંધ વખતે તુળશીજી સમર્પવી પડે છે. હવે ૧૦૮ મણકાનો ભાવાર્થ એવો છે કે તે વ્રજ ભક્તોનું મન છે. કહ્યું છે કેઃ—

શામાસતદલ નયન સુંદરી, યુથતણો નહિ પારઃ એટલે સો યુથાધિપતીની આઠ સખીયો મળી ૧૦૮) થયાં તે વૃજ ભક્તનું સ્વરૂપ થયું તેમ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના સર્વોત્તમજીના પાઠમાં (૧૦૮) નામ છે. અને ગૌસ્વામી બાળકોનાં પણ એકસોને આઠ નામ લખાય છે તે ભાવ રૂપ માળા છે.

તેમાં નવમો સૂમેર એ સૂમેરમાં બેવડો મણકો છે. તે શ્રી ઠાકોરજી તથા (શ્રી સ્વામનીજી) શ્રી રાધિકાજી બને જુગલ સ્વરૂપ થયાં. બે મળીને એકજ સ્વરૂપ સમજાય છે. એટલે મન એકને દેહ બે. તે મણકા એકસો આઠ જે વૃજ ભક્તની સાથે રાસલીલા કરે છે, માટે માળા ગોળ છે તે રાસનું સ્વરૂપ છે.

અને મેરનું ઉલંઘન કરવું નહિ કારણ કે શ્રી ઠાકોરજી તથા શ્રી સ્વામનીજી બંને સ્વરૂપ મેર રૂપ છે માટે ઓળંગન થાય નહિ. તેમાં સૂતરનો દોરો સ્નેહનું સ્વરૂપ છે. સ્નેહ વસ્તુ નરમ હોય છે. ચાંદી સોનું કઠણ થાય છે. તે દોરામાં વચમાં બ્રહ્મગાંઠ પાડેલી હોય છે તે બ્રહ્મ પુરૂષોત્તમનું સ્વરૂપ છે. અને મણકા વૃજ ભક્તનું મન. વૃજ ભક્તનના મનની ને શ્રી ઠાકોરજીના મનની પ્રેમની ગાંઠ મજબુત લાગી છે તે છૂટે નહિ. સ્નેહની ગાંઠ કદાપિ પણ છૂટે નહિ એટલે બબ્બે ગોપી અને એક એક ઠાકોરજી એટલે બે બાજુ મણકા ને વચમાં બ્રહ્મગાંઠનો ભાવ કહ્યો.

હવે જપ કરવાને બેસવા માટે પવિત્ર આસન જેવાં કે (દર્ભ) ડાભ, ઉંન, કંતાન, મૃગછાલા અથવા રેશમનું હોવું જોઇએ. માળા જમણા હાથથી ફેરવવી જોઇએ કારણ કે જમણો હાથ શાસ્ત્રમાં પવિત્ર એટલે દેવ તર્પણ અર્થાત્ દેવ (પુંજા) સેવા કરવા યોગ્ય છે. તેમાં આંગળીઓનું પ્રમાણ. (અનામીકા) અંગુઠો અને (તર્જની) ટચલી આંગળી તે દેવ (અર્ચન) પુંજનના કાર્યમાં મુખ્ય લીધી છે. તે બંને આંગળીઓ વડે માળા ફેરવવી.

વળી એ માળા ગૌમુખીમાં રાખીને ફેરવવી જોઇએ. ગૌમુખી ગમે તે વસ્ત્રની હોય તો વાંધો નથી. ઉત્તમ પ્રકારે રેશમી વસ્ત્રની હોય તો સારી. અને ગૌમુખી એ અલૌકિક છે. ગૌ-મુખી ભીતર માલા રહે છે. ગૌમુખી શ્રી ગિરરાજજીનું સ્વરૂપ છે. ગૌમુખ રૂપ શ્રી ગિરરાજજી બિરાજે છે. જે લીલા થાય છે તે શ્રી ગિરરાજજીની ભીતર થાય છે. તેથી શ્રી ગોસ્વામી બાળકોની સમાધિની શ્રી ગિરરાજજીમાં સ્થાપન થાય છે. અહીં થઇને લીલામાં પ્રવેશ થાય છે. માટે ગૌમુખી શ્રી ગીરરાજજીના ભાવથી છે.

માટે શ્રી ગિરરાજજીના આકારની ગૌમુખી બનાવી તેમાં જપ કરવાથી અલૌકિકતા પ્રાપ્ત થાય છે. એટલા સારૂ શાસ્ત્ર-કારોએ ઉત્તમ ગૌમુખીમાં માળા ફેરવવાની બતાવી છે. તેમ ગૌ-

મુખી ઉપરણામાં ઢાંકીને જપ કરવો. તેનું કારણ રસ વસ્તુ ઢાંકેલી રાખવી. જપ કરતાં લૌકીક સંભાષણ કરવું નહિ. સેવા અર્થે, ગુરૂ અર્થે વૈષ્ણવ અર્થે બોલીએ તો વાંધો નહિ. દેહ તથા મન ચંચળ કરવાં નહીં નેત્રનો વિકાર દષ્ટિ દ્વારા હ્રદયમાં ઉતરે છે. તેથી મનને વશ રાખવા સારૂ આંખો મીચેલી રાખવી કારણ કે મન પવન કરતાં વધારે ચલાયમાન થાય છે. માટે મનને ઘોડાના વેગની માફક અટકાવી કાબુમાં રાખવું, જેથી પ્રભુ વિષે આપણું ચિત્ત ચોંટે તો કાર્ય સિદ્ધ થાય.

હવે ગળામાં પહેરવાની કંઠી-માળા વિષે.

તુળશી અથવા કાષ્ટની માળાને આપણે કંઠી કહીએ છીએ તે ગળામાં પહેરવાના કામમાં આવે છે, ફેરવવાની નહિ. માળા પ્રથમ તુળશીના કાષ્ટની બનેલી હોવી જોઇએ. કાષ્ટમાં તુળશી ઉત્તમ છે. ભગવાને તુળશીજી સાથે લગ્ન કર્યાં છે. સ્કંધ પુરાંણમાં કહ્યું છે તે શ્લોક-

**तुलशी काष्टमाला-भिर्भूशितपुन्यमाचरेत् ।**
**पितृणां देवतानां च कृतं कोटीगुणं कलौ ॥**

પ્રથમ તુળશી નીમાળા અષ્ટાક્ષરનું સ્મરણ કરીને કંઠે ધારણ કરવી. તે શ્રી ગુરૂ પાસે (સેવ્ય) પ્રસાદિ કરાવવી અથવા તો શ્રી ઠાકોરજીને ધરાવીને પહેરવી. પિતૃકાર્ય દેવકાર્ય વિષે તુળશીની માળા પહેરીને કાર્ય કરે તો તેને કળિયુગમાં કોટી ગણું ફળ મળે છે.

તુળશી માળા સદેવ ધારણ ન કરે તો દોષિત્ થાય છે. જેવી રીતે બ્રાહ્મણને જનોઇ અને વૈષ્ણવને તુળશીની માળા. જેના કંઠમાં તુળશીની માળા નથી તે મૂઢ બુદ્ધિ વાળો જાણવો માટે કંઠમાંથી માળા કોઇ દિવસ ત્યાગ કરવી નહિ. ત્યાગ કરે તો ભગવાનનો દ્રોહી થાય છે. તેમ કંઠમાં માળા બે રાખવી કારણકે એક ટુટે તો બીજીનો સંબંધ બન્યો રહે. વળી વૃજના કાષ્ટની

માળા પણ ઉત્તમ પવિત્ર છે. વૃજ બહારના જંગલોના કાષ્ટમાંથી બનેલી માળા પહેરવી નહિં. વૃજના કાષ્ટનું મહાત્મ્ય એવું છે કે.-

**वृक्षे वृक्षे वेणुधारी, पत्रे पत्रे चतुर्भुजः ॥**

જ્યારે શ્રી કૃષ્ણ ભગવાને ત્રેતાયુગમાં શ્રી નંદ જસોદાજીને ઘેર અગીઆર વરસ ને બાવન દિવસ લીલા કરી ત્યારે પ્રભુ પાંચ વર્ષના બાળક ગોવાળીઆઓ સાથે (વૃક્ષો) ઝાડો ઉપર પોતાના કોમળ ચણોબીંદ ધરીને વેણું નંદ કરતા હતા અને વૃજ ભક્તો પશુ પક્ષી મોર પોપટ (માંકડાં) લાલમોંઢાનાં વાંદરાં વગેરે દૈવી જીવોને (સુધા) અમૃતનું પાન (કરણ) કાન દ્વારા આપતા તે પવિત્ર વૃક્ષોની માળા વૈષ્ણવોએ અવશ્ય કંઠમાં ધારણ કરવી. તે કાષ્ટ તુળશી સમાન છે, કારણકે તે વૃક્ષનાં ડાળ શાખા પાંદડામાં હાલ પણ પ્રભુનાં ચિન્હો જેવાં કે કોઇ વૃક્ષમાં શાલીંગરામ કોઈ વૃક્ષમાં દહીં પીધેલા દડીયા જેવો ઘાટ કોઇમાં શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ કોઇમાં શ્રી રાધા કૃષ્ણ તથા કોઈમાં શ્રી રાધા શ્રી રાધા આવાં અનેક તરેહનાં ચિન્હો આપણા જોવામાં આવે છે માટે એ વૃક્ષની માળા જરૂર પહેરવી.

વળી કંઠે પહેરવાની માળામાં મણકાનું પ્રમાણ નથી. પ્રમાણ માત્ર એટલુંજ કે આપણી આંખો નીચે દષ્ટિ પડવી જોઇએ. કારણ કે માળા ભગવદ્ સ્વરૂપ છે. માટે સુતાં જાગતાં માળાના દર્શન કરવાં જોઇએ. (શૌચ) જંગલ જવા માટે માળા કાને ભરવવાની જરૂર નથી. કારણ કે માળા ભગવદ સ્વરૂપ છે. માટે દષ્ટિથી દૂર રહેવી ન જોઇએ. (ઉપવિત) જનોઇ મળ ત્યાગને માટે કાને ભરવવાની વેદની રીત છે. હવે માળામાં દોરો સુતરનો જોઇએ. કારણ કે શ્રી આચાર્યજી મહા પ્રભુજીએ બ્રહ્મ સંબંધ આપતી વખતે પંચાક્ષર મંત્રમાં કાચા સુતરના તાંતણાથી આપણને બાંધ્યા છે. જેથી રેશમ સોનું રૂપુ કોઇપણ ધાતુથી મણીકા પરોવવા નહિ. માત્ર સુતરના દોરાથીજ પરોવેલી માળા પહેરવાનો વૈષ્ણવનો અધીકાર છે. રેશમ, ધાતુમાં પરોવેલી માળા દાગીના

એટલે ઘરેણાના સ્વરૂપમાં ગણાય છે. ભગવદ્ તૂલ્ય ધર્મની માળા ગણાતી નથી. ભાવાત્મકને બદલે ફ્રાવાત્મક સમજવી. અર્થાત્ ભગવદતૂલ્ય માળાનું સ્વરૂપ ઉડી જાય છે.

તેમ માળા સૂતક, વૃદ્ધિ, રજસ્વલા તેમ નીચ જાતીના સ્પર્શથી અવશ્ય માળા બદલવાની જરૂર છે. તેમાં મણકા સદાએ પવિત્ર છે. તે મણકા અરીઠા ઉસ કે ચીકાકઇથી ધોઇ નાખવા અને પ્રથમનો જુનો દોરો કાઢી નાખવો. અને નવા દોરામાં મણકા પરોવી માળા પહેરવી.

હવે ષોડશ (ગ્રંથ) પુસ્તકનો વૈષ્ણવોએ પાઠ કરવા વિષે શ્રી આચાર્યજી મહાપ્રભુજી નીરૂપણ કરે છે કે ગ્રંથો તો ઘણાજ છે. પરંતુ જીવની શ્રદ્ધાથી બની શકે તેટલા મુખ્ય મુખ્ય પાઠ કરવાના નીચે જણાવ્યા છે.

(૧) શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રી ગોસાઇજીએ (૫૨) ગ્રંથ કર્યા છે. તેમાંથી મૂખ્ય (૧૬) ગ્રંથનું આપે આખા પુષ્ટી મારગનું નીરૂપણ કર્યું છે. તેમાં પ્રથમ શ્રી યમુનાષ્ટકનો આરંભ કર્યો છે. કારણ કે–**स्वभावविजयो भवेद्वदतिवल्लभः श्रीहरेः ॥** આ પાઠ કર્યાથી સ્વભાવ ગમે તેવો દુષ્ટતા ભરેલો હોય તો પણ સુદ્ધ થાય છે. તેથી શ્રી યમુનાષ્ટકનો પાઠ પ્રથમ કરવો. તેમ શ્રી યમુનાંજીના આઠ શ્લોક વડે સ્તૂતી કહી છે. તેમ ભગવાંનને મીલાપ કરાવનારાં પણ શ્રી યમુનાંજી છે. તેમ પુષ્ટીમારગનાં વીધાત્રા પણ પોતેજ છે. તેથી પોતાના સ્વરૂપનું આ સ્તોત્ર એટલે પાઠ વડે જ્ઞાન થાય છે.

તેથી શ્રી યમુનાજીના પદમાં કહ્યું છે તે પદ.

( રાગ રામકલી )

કહત શ્રુતિ સાર નિરધાર કરકેં. ॥ ઇન બીના કોન એસી કર હે સખી હરત દુઃખદ્વંદ સુખકંદ બરખે. ॥૧॥ બ્રહ્મસંબંધજ બહોત યા જીવકો તબ હી ઇનકી ભૂજા વાંમ ફરકે. ॥ દોર કર સોર કર જાય પીયસો કહે અતિહી આનંદ મનમેં જુ હરખે. ॥૨॥ નામનીમોલ નગ લે કોઉ નાસકે ભક્ત રાખત હિએ હાર કરકે. ॥ રસીક પ્રીતમ પીયા બ્નૂકી હોત જાપર કૃપા સોઇ શ્રી યમુનાજીકો રૂપ પરખે. ॥૩॥

(૨) બાળબોધ ગ્રંથ. એ ગ્રંથમાં બાળકોને બોધ કર્યો છે કે ભગવદ સેવા તથા ભગવદ સ્મરણ બાલ્યાવસ્થામાંજ બની શકે છે. પછી યુવાન અવસ્થા થઇ એટલે અનેક લોક વેહવારનાં કાર્ય દેહ સંબંધી અહંમતા મમતામાં મચી રહેવું પડે છે. અને વૃદ્ધાવસ્થામાં અશક્ત પણાને લીધે તમામ દેહની અધ્યાસની ઇન્દ્રીયો નિર્બળ થઇ જાય છે.

એટલે આળસ આવવાથી કશામાં ચિત લાગતું નથી. માટે ભગવદ્ધર્મ (કુમાર અવસ્થા) બાળપણમાંજ કરવા યોગ્ય છે.

(૩) સિદ્ધાંત મુક્તાવલી ગ્રંથ. આ ગ્રંથમાં પુષ્ટિ માર્ગના સર્વ સિદ્ધાંતનો સમાવેશ થાય છે. એટલે પ્રભુની જે મુખ્ય સેવા તે વિષેનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

(૪) પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રંથમાં પુષ્ઠિ જીવોનાં લક્ષણ તથા પ્રવાહી એટલે લૌકિક જીવોનાં લક્ષણ તથા મર્યાદા જીવોનાં લક્ષણ બતાવ્યાં છે.

(૫) સિદ્ધાંત રહસ્ય ગ્રથ. આ ગ્રંથમાં પુષ્ટિ માર્ગીય મુખ્ય સિદ્ધાંતનું રહશ્ય એટલે શ્રાવણ સુદી એકાદશીની જે અર્ધરાત્રી સમે શ્રી ઠાકોરજીએ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને દૈવી જીવોના બ્રહ્મસંબંધ વિષે જે આજ્ઞા કરી તે વિષે છે.

(૬) નવરત્ન ગ્રંથ. આ ગ્રંથમાં નવ શ્લોકે કરીને તેમાં દરેક શ્લોકમાં એક એક રત્ન સમાએલું છે તેથી એનું નામ નવ રત્ન ગ્રંથ રાખ્યું છે. તે નવરત્ન ગ્રંથ ગોવિંદ દુવે વૈષ્ણવને અર્થે શ્રી આચાર્યજી મહાપ્રભુએ ચિંતા દૂર કરી પ્રભુમાં મન લાગે તેટલા માટે આ ગ્રંથ પ્રગટ કર્યો છે. તેમ લોક વહેવારમાં પણ કહે છે કે—

ચિંતાથી ચતુરાઇ ઘટે. ઘટે રૂપ ને રંગ.
ચિંતા એસી ડાકણી, તે ખાય રૂપ ને રંગ. ॥

માટે ચિન્તા કોઇ પ્રકારની નહિ કરતાં પ્રભુ કરે તે ભલુંજ કરે તેમ સમજી ચિન્તાનો (શીઘ્ર) જલદીથી નાશ કરવો.

(૭) અંતઃકરણ પ્રબોધ. આ ગ્રંથમાં અતઃકરણને બોધ કરે છે કે હે (અંતઃકરણ) મન ! તું સર્વમાંથી મન કાઢીને એક મારામાં એટલે શ્રી પૂર્ણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ ભગવાન જે આપણા જન્મોજન્મના સાથીમાં ચિત્તને લગાડવું જેથી તારો એકજ જન્મમાં ફેરો ટળી કલ્યાણ થશે.

એટલા માટે અહીં દયારામભાઇ કહે છે કેઃ—

દયા દુઃખ કે સુખ માન પણ સાચું કહેવું પડશે.
મનતણો ગુરૂ મન કરીશઃ તો સાચી વસ્તુજ ડશે.

(૮) વિવેક, ધૈર્ય આશ્રય ગ્રંથ. એટલે વૈષ્ણવો એ પુષ્ટિ માર્ગની રીતિ અનુસાર પ્રભુ ભક્તિમાં વિવેક ધીરજ અને આશ્રય એ ત્રણ હોવાં જોઇએ. એનું નામ અલૌકિક વિવેક કહેવાય.

(૯) કૃષ્ણાશ્રય ગ્રંથ. એટલે શ્રી કૃષ્ણ ભગવાનનો એકજ આશ્રય કરવો. એટલા માટે આ પાઠ (શ્રી કૃષ્ણ) શ્રી ઠાકોરજી સન્મુખ ઉભા રહીને અથવા બેસીને એક ચિત્ત અને એક મનથી કરવો જોઇએ. જેથી પ્રભુ વિષે આશ્રય સિદ્ધ થાય છે.

(૧૦) ચતુઃ-શ્લોકી ગ્રંથ. (ચતુ) ચાર શ્લોક વડે કરીને આ સ્તોત્રનું નિરૂપણ કર્યું છે તે ધર્મ, અર્થ કામ ને મોક્ષનું આ ગ્રંથમાં નિરૂપણ છે.

(૧૧) ભક્તિ વર્ધની ગ્રંથ. આ ગ્રંથમાં પ્રભુ વિષેની ભક્તિની (વૃદ્ધિ) એટલે ભક્તિનો વધારો કેવી રીતે થાય તે વિષેનો આ ગ્રંથ છે.

(૧૨) જલ ભેદ ગ્રંથ. આ જલ ભેદના પાઠમા અનેક તરેહનાં જલના ભેદ બતાવ્યા છે. જલ ભેદનો અર્થ એવો છે કે આખો જલ ભેદ ગ્રંથ જલનું દષ્ટાંત આપીને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એ ત્રણ પ્રકારના જલના ભેદ બતાવી ત્રણ પ્રકારના જીવોના ગુણ દોષના ભેદ બતાવ્યા છે.

(૧૩) સંન્યાસ નિર્ણય ગ્રંથ. એટલે સંસારથી (વિરક્ત) વૈરાગ્ય લેવો એનું નામ સંન્યાસ કહેવાય પરંતુ આ હળાહળ

કળિયુગમાં સન્યસ્થ ધર્મ આજકાલના આધુનિક જીવોથી સધાતો નથી. માટે સંન્યાસને બદલે કળિયુગમાં વૈષ્ણવોએ (ગૃહસ્થાશ્રમ ધર્મ) એટલે પોતાના ઘરમાં રહીને પ્રભુ ભક્તિ તથા સેવા કરવી એજ સાચો સન્યાસ છે. બાકી સર્વે (વીટંબન) મિથ્યા છે.

(૧૪) નીરોધ લક્ષણ ગ્રંથ આ પાઠથી સંસારનાં કાર્યો દૂર કરવાથી પ્રભુમાં ચિત્ત ચોંટે અથવા મનને ખેંચી કાઢીને પ્રભુમાં ચિત્તને પરોવવું એનું નામ (નીરોધ) વૈરાગ્ય અથવા ત્યાગ દશાનાં લક્ષણ કહેવાય.

(૧૫) શ્રી સર્વોત્તમ સ્તોત્ર ગ્રંથ. એટલે આ પાઠ સર્વથી ઉત્તમ છે. જેમ બ્રાહ્મણનો બાળક ગાયત્રી મંત્રનો જપ કર્યા વગર અન્ન જળ લે તો તે પાતકી થાય છે તેમ શુદ્રવત્ ગણાય છે અને સાડી ત્રણસો ગાયત્રીના શબ્દોનો તેને દંડ ભોગવવો પડે છે, તેવીજ રીતે પુષ્ટિ માર્ગીય વૈષ્ણવોએ સર્વોતમજીનો પાઠ બોલ્યા સિવાય અન્ન જળ લેવાનો અધિકાર નથી. માટે વૈષ્ણવોએ પુષ્ટિ માર્ગીય ગાયત્રી સમજી પાઠ અવશ્ય કરી મહા પ્રસાદ લેવો. કારણ કે આ પાઠમાં ભગવાનનાં નામ (૧૦૮) જે મુખ્ય છે તેના જપનો સમાવેશ થાય છે. ગમે તેવો જીવ દુષ્ટ હોય તોપણ આ પાઠથી કૃતાર્થ થાય છે. માટે સર્વોત્તમજીનો પાઠ અવશ્ય કરવો. કારણ કે વૈષ્ણવોની પુષ્ટિ માર્ગીય ગાયત્રી છે. આ પાઠ સંસ્કૃતમાં છે. તથા ગુજરાતી લિપિમાં પણ છપાયો છે. તે વાંચવાને સરળતા ઠીક ન પડે તો સર્વોત્તમજીનું ધોળ ધોળના પુસ્તકમાં છે તે હંમેશાં સ્નાન કરીને બોલવું તેમાં પણ પાઠની માફક (૧૦૮) એકસો આઠ નામ છે.

શ્રી સર્વોત્તમજીના મહાત્મનું ધોળ.

શ્રી સર્વો જપ નિત્ય કરના હો ॥ (બે વાર બોલવું) સકલ શાસ્ત્ર કો સાર એહો હે ત્રિવિધ તાપ સબ (અઘ) પાપ હરના હો ॥ ૧ ॥ પુષ્ટિ પદારથ યાહીતે પૈયત યાહી તે ભવ સાગર તરના હો ॥ રંગીલા ત્રીકમ પ્રીય જાઉં બલિહારી કાળ દંડસે નહિ ડરના હો ॥ ૨ ॥



શ્રી યમુનાજી ( કાલિન્દ્રી )

પ્રાગટ્ય-ચૈત્ર વદી ૬.

"જૈનવિજય" પ્રેસ-સૂરત।

ધોળ બીજું.

કરીએ શ્રી સર્વોત્તમ રસ પાન. ॥ ( બે વાર બોલવું ) પ્રશંસા કરી શકે કોણ કવિ એસો શ્રી મુખ કરત વખાણ. ॥૧॥ અનીસે કરૂણા કરી આ કલીમેં દીયો દેવી જીવનકો કામ. ॥ એક એક અક્ષર હે અધરામૃત જેસે ગુપ્ત રહસ્ય ગુણ ગાન. ॥૨॥ અધ નીમેંશ વિલંબ ન કરીએ રેન દિવસ આઠે જામ. ॥ રસીક પ્રીતમ જાકે રંગ રંગ્યો સોહે ભકત નિધાન. ॥૩॥

(૧૬) સેવાફળ ગ્રંથ,—આ ગ્રંથમાં સેવા સંબંધી ઉદ્વેગો. પ્રતિબંધોવા, ભોગોવા, વાશ્યાતુ બાધકં. ॥ અર્થ. સેવામાં થતા ઉદ્વેગ, પ્રતિબંધ, અને ભોગ એ ત્રણે પ્રતિબંધોને દુર કરવાને સારૂ આ સેવા ફળ ગ્રંથનો પાઠ અવશ્ય કરવો.

## શ્રી યમુનાષ્ટકની ટીકા લખી છે.

**नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा मुरारि-पदपङ्कजस्फुरदमंदरेणूत्कटाम् ॥ तटस्थनवकाननप्रकट-मोदपुष्पांबुना सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्र-तीम् ॥ १ ॥**

ટીકા—પુષ્ટિ માર્ગીય આઠ પ્રકારની સિદ્ધિને આપનારાં અને (મૂર) દૈત્યના શત્રુ શ્રી કૃષ્ણ પરમાત્માના ચર્ણાબિંદની ચળકતી જે (રેણું) રેતી શોભાયમાન થઇ રહી છે. અને બંને કિનારા જે ત્રઠમાં રહેલાં નવાં વનોમાં પ્રસરેલી સુગંધીવાળા પુષ્પોયૂક્ત જળથી દેવ અને રાક્ષસ સૌએ પુજેલા કામદેવના પિતા શ્રી કૃષ્ણ ભગવાનની શોભાને ધારણ કરનારાઓ એવાં શ્રી યમુનાજીને હું પ્રસન્ન થઇ નમસ્કાર કરૂં છું. (વિવેચન) વળી આ યમુનાષ્ટકનો પાઠ અર્થ જ્ઞાન પૂર્વક કરવામાં આવે તો ભક્તિમાં આવતી અડચણોનો નાશ થાય છે. વળી જીવ પ્રભુને બે હાથ જોડી ત્રીજું માથું નમાવ્યા સિવાય કોઇપણ સાધન કરવા સમર્થ નથી.

**कलिंदगिरिमस्तके पतदमंदपूराज्ज्वला विलासगमनोल्लसत्प्रकटगण्डशैलोन्नता ॥ सघोषगतिदंतुरा समधिरूढदोलोत्तम मुकुन्दरतिवर्द्धिनी जयति पद्मबन्धोः सुता ॥ २ ॥**

*ટીકા*—કલિંદ નામના પર્વતના શિખર ઉપર પડતા બહુજ પ્રવાહથી પ્રકાશમાંન દેખાતાં અને વીલાસ પર્વક ઉંચા દેખાતા વળી શબ્દ સાથે ચાલવાથી ત્રિવિધ પ્રકારવાળાં એવાં જળરૂપી સુંદર પાલખીમાં બેસીને પૃથ્વી ઉપર પધારી મુકન્દ ભગવાનમાં પ્રીતિને વધારનારાં એવાં સુર્યપુત્રી શ્રી યમુનાજી સર્વ નદિઓ કરતાં શ્રેષ્ઠ છે. (વીવેચન) શ્રી યમુનાજીનું નામ કાલંદી શાથી પડયું, તેનું કારણ એ છે કે કલીંદ્ર પર્વતે શ્રી યમુનાજી પાસે વરદાન માગ્યું કે તમો મારા શિખરના ભાગમાં થઇને પૃથ્વી ઉપર પધારો. અને આપનું નામ કાલંન્દી પડશે. શ્રી ઠાકોરજીનાં મુખ્ય પટરાણી શ્રી યમુનાજી છે તેથી એ નદીઓમાં ગણાતાં નથી.

**भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः प्रियाभिरिव सेवतां शुकमयूरहंसादिभिः ॥ तरङ्गभुजकङ्कणप्रकट मुक्तिकावालुकानितम्बतटसुंदरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥**

*ટીકા*—શ્રી યમુનાજી સર્વ લોકને પવિત્ર કરવા સારૂ પૃથ્વી ઉપર પધારેલાં છે. અને પ્રીય સખીયો વડે જેમ સેવા કરાવતાં હોય તેમ અનેક પ્રકારના મધુર શબ્દ કરનારાં પોપટ, મોર, હંસ વગેરે પક્ષીઓથી સેવાયલાં અને જળની લહેરો રૂપી હાથની અંદર રહેલાં કંકણુમાં ચળકતી સ્પષ્ટ રેતી રૂપ મોતી માલમ પડે છે. અને (નીતંબ) રૂપી ત્રટથી સુંદર દેખાતા એવા શ્રી કૃષ્ણ ભગવાનનાં પત્ની શ્રી યમુનાજીને સર્વ ભકતો નમસ્કાર કરે છે. (વિવેચન) આ ત્રીજા શ્લોકે કરીને ભગવાનમાં પ્રીતિ વધારવાના જે ધર્મો શ્રી યમુનાજીમાં રહેલા છે તે ધર્મનું પ્રતિપાદન કરે છે. એક વખતે

શ્રી યમુનાજીએ પોતાના ભાઇ યમરાજાને કહ્યું કે હું સાત સમુદ્ર વગેરેને ભેદીને મારા આશ્રીતો જે મારા ભકતોને પવિત્ર કરી તેમના પાપનો નાશ કરવા સારૂ રમતી રમતી પૃથ્વીમાં ઉદ્યાચળ પર્વત તરફ જઇશ. આ ઉપરથી જણાય છે કે ભકતો ને પવિત્ર કરી પ્રભુ સાથે પ્રેમ કરવાનો તેમનો હેતુ છે, તેથી કૃપા કરીને શ્રી યમુનાજી પૃથ્વી ઉપર પધાર્યાં છે.

**अनन्तगुणभूषिते शिवविरंचिदेवस्तुते घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ॥ विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते कृपाजलधिसंश्रिते मम मनः सुखंभावयं ॥४॥**

ટીકા—અત્યંત ગુણો એક રીતે શોભાયમાન મહાદેવ, બ્રહ્મા અને બીજા દેવતાઓ વડે સ્તુતી કરેલા નિરંતર મોટા મેઘની સરખી કાન્તિ વાળા, તેમજ ધ્રૃવ અને પરાસર ઋષિને ઇચ્છીત ફળ આપનારાં અને જેમાં (ભૂમિ) પૃથ્વી વગેરેના કંઇ પણ દોષ નથી એવા મથુરાંજી જેના કિનારા ઉપર છે. અને સર્વ ગોપ અને ગોપીજનોથી ચારે તરફ વીંટાએલા અને દયાના ભંડાર રૂપ શ્રી ભગવાનનો આશ્રય કરીને રહેલાં હે શ્રી યમુનાજી મારા મનને જેમ સુખ થાય તેવી રીતે આપ કૃપા કરો. (વિવેચન) ભગવાનમાં છ ગુણો રહેલા છે. તે (ષટગુણસંપન્ન) એટલે તે છ ગુણ કયા કયા. (૧) ઐશ્વર્ય (૨) વીર્ય (૩) યશ (૪) જ્ઞાન (૫) શ્રી (૬) વૈરાગ્ય. આ છ ગુણો પુષ્ટિ માર્ગીય ઐશ્વર્ય ધર્મો શ્રી યમુનાજીમાં ભગવાનની માફક રહેલા છે માટે ભગવાનના સરખાં શ્રી યમુનાજી કહેવાય. ધ્રુવજીએ શ્રી યમુનાજીના તીર ઉપર વરદાન મેળવ્યું હતું તેથી ભગવાનની માફક ધ્રુવ અને પરાસર ઋષિને વરદાન આપનાર છે. તેથી શ્રી યમુનાજીના જસનો વિસ્તાર થાય છે.

**यया चरणपद्मजा मुररिपोः प्रियंभावुका सामगमनतोऽभवत्सकलसिद्धिदा सेवताम् ॥ तया सदृशतामि·**

**यात्कमलजासपत्नीव यद्धरिप्रियकालिंदया मनसि मे सदा स्थीयताम् ॥ ५ ॥**

જે શ્રી યમુનાજી સાથે મળવાથી ગંગાજી પણ ભગવાનને પ્રીય થયાં અને તે ગંગાજી પોતાની સેવા કરનાર જીવોને સર્વ સિદ્ધિઓ આપનારા થયાં છે. હવે શ્રી યમુનાજીની સાથે લક્ષ્મીજી સિવાય બીજું કોણ બરાબરી કરી શકે. અર્થાત્ શ્રી યમુનાજીની બરાબરી કરવાને કોઇ સમર્થ નથી; એવા સર્વોત્તમ શ્રી યમુનાજી મારા મનમાં સદા બિરાજો. (વિવેચન) શ્રી યમુનાજીના સમાગમથી શ્રી ગંગાજી પ્રભુના ચર્ણાબિંદ અર્થાત્ ચર્ણકમળમાંથી પ્રગટ થએલાં તે પ્રભુને પ્રિય હતાં. અને તે ફક્ત જળ રૂપેજ હતાં. વળી શ્રી લક્ષ્મીજી કદાપિ બરાબરી કરી શકે પરંતુ શૌંક રૂપે શ્રી યમુનાજી છે. શ્રી યમુનાજી તો ભગવાનના ભક્તોના દોષો નિવારણ કરવા સમર્થ છે, માટે મુખ્ય પટરાણીમાં ગણાય છે.

**नमोस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं न जातु यमयातना भवति ते पयःपानतः ॥ यमोऽपि भगिनी-सुतान्कथमु हंति दुष्टानपि प्रियो भवति सेवनात्तव हरे-र्यथा गोपिकाः ॥ ६ ॥**

**ટીકા**—હે શ્રી યમુનાજી ! આપને નિરંતર મારા નમસ્કાર હો કારણકે તમારાં ચરિત્ર અત્યંત અદ્દભૂત છે. તમારા જલનું પાન કરવાથી યમરાજા સંબંધી દુઃખ કદાપિ પણ થતું નથી. તેનું કારણ અમોએ શોધી કાઢયું છે કે તમો યમરાજાનાં (ભગિની) બ્હેન થાઓ છો તેથી યમરાજા પોતાની બ્હેનના જે પુત્ર રૂપ જે ભાણેજ ભક્તો કદાપિ દુષ્ટ હોય તો પણ તેને શિક્ષા શી રીતે કરે. અને તમારી સેવા કરવાથી જેમ ગોપીકાઓ હરીને પ્રિય થયાં હતાં, તેવીજ રીતે કોઇપણ જીવ તમારી સેવાથી શ્રી હરીને પ્રિય થાય છે. (વિવેચન) ગોપીજનોએ ભાવથી (હરિ) પ્રભુ પદ મેળવ્યું છે. શીશુપાલે ક્રોધથી પ્રભુપદ મેળવ્યું હતું. તેવી રીતે શ્રી યમુનાજી તમો ભગવાંનની માફક નિઃસાધન જીવને સાધન રૂપ કરો છો.

કારણ કે (તૃષા) જળ પીવાની ઇચ્છાથી તમારૂં જળ પાન કરનાર જીવને યમરાજાનું તેડું નથી. જેમ બાળકને માતાના (પય) દુધ પીવાથી તૃપ્ત થઇ તૃષા બુઝાઇ જાય છે, પરંતુ તે પય પાનથી યમરાજાનું દુઃખ નિવારણ થતું નથી. ત્યારે આપણામાં તો (માતૃ) માનો ભાવ રાખી જે આપનું પય રૂપી જળનું (પાન) પીએ છે તેને યમરાજાનુ દુઃખ કદાપિ થતું નથી. કારણકે યમરાજા સુર્યનાં પુત્ર છે. અને શ્રી યમુનાજી પણ સુર્યનાં પુત્રી છે, તેથી તમારા ભાઈ યમરાજા માતૃ ભાવ રાખી જળ પાન કરનાર તમારા પુત્રો અને યમરાજાના ભાણેજ થાય તે દુષ્ટ હોય છતાં દુઃખ કેમ દે.

**ममाऽस्तु तव सन्निधौ तनुनवत्वमेतावता न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुंदप्रिये ॥ अतोऽस्तु तव लालना सुरधुनी परं संगमात्तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥ ७ ॥**

*ટીકા*—સાતમા શ્લોકે કરીને પ્રભુને પ્રિય પદાર્થોનું નિરૂપણ કરે છે.

હે મુક્તિને આપનારા ભગવાન! મુકુંન્દનાં પ્રિયા શ્રી યમુનાજી તમારા (સમીપ) પાસે રહેનારનું એટલે મારા શરીરનું નવાપણું થાઓ અર્થાત્ આ દેહ બદલાઇને સેવા ઉપયોગી દેહ થાઓ. સેવા ઉપયોગી દેહ મળ્યા પછી મુર જે દૈત્યના શત્રુ શ્રી કૃષ્ણ ભગવાનની પ્રીતિ મેળવવી કંઇ કઠીણ નથી. માટે હું તમારી સ્તુતિ કરૂં છું કારણ કે ગંગાજી પણ તમારા સંગથીજ પૃથ્વી ઉપર શ્રેષ્ઠ થયાં છે. તમારા સિવાય એમની ઉત્તમતા નથી માટે પુષ્ટિ માર્ગીય ભક્તો શ્રી યમુનાજીના સંગમથીજ શ્રી ગંગાજીને વખાણે છે કેવળ ગંગાજીની રોજ સ્તુતિ કરતા નથી. પ્રથમ તમારી સ્તુતિ કરી પછી ગંગાજીની સ્તુતિ કરે છે, એટલે તે આખા વરસમાં જેઠ સુદી દશમને રોજ એટલે ગંગાદશેરાને રોજ તમારા પદ શ્રી ઠાકોરજી પાસે બોલાય છે. (વિવેચન) મનુષ્યોનો ધર્મ છે કે ભક્તિ પ્રાપ્ત

કરવી હોય તો શ્રી યમુનાજીના તીર ઉપર વાસ કરીને તેમનું સેવન અને જળપાન કરવું કારણ કે તેમનાથી મુક્તિ કરતાં શ્રેષ્ઠ ભક્તિ રૂપી ફળ મળે છે, માટે શ્રી યમુનાજીના પદમાં કહ્યું છે કે શ્રી યમુનાજી ભક્તિ મુક્તિકી ખાંણી. એટલે ભક્તિ તથા મુક્તિના દાતા એટલે ખાંણુ રૂપ છે.

**स्तुतिं तव करोति कः कमलजासपत्नि प्रिये हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥ इयं तव कथाऽधिका सकलगोपिकासंगमस्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥ ८ ॥**

**ટીકા**—આઠમા શ્લોકે કરીને સ્તુતિ કરવામાં અસમર્થ સુચવીને પ્રભુના પરસેવાના જળનો ભકતોને સંબંધ કરાવવા રૂપી આઠમું ઐશ્વર્ય બતાવે છે. તેનો અર્થ—હે લક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળા અને ભગવાનને અધિક પ્રિય એવાં શ્રી યમુનાજી! તમારી સ્તુતિ કોણુ કરવા સમર્થ છે, અર્થાત્ કોઇ નહિ ત્યારે લક્ષ્મીજી તેમના સમાન છે. તે સ્તુતિ કરી શકે ખરાં કે? તેના જવાબમાં કહે છે કે પ્રભુની સેવા પૂર્વક પ્રભુનાં પ્રિય શ્રી લક્ષ્મીજીનું સેવન કરવામાં આવે તો મોક્ષ પર્યંતનું સુખ મળે અને શ્રી યમુનાજી એવાં દયાળ છે અને સમર્થ છે કે તમારી સેવા કરવાથી તમારા ભકતોને તો સમગ્ર ગોપીજનોના સંગમથી થએલા કામને લીધે જે ભગવાનને પરસેવાનું જળબીંદુ થએલું તેનો સંબંધ આપ ભક્તના સર્વાંગે કરાવો છે. અર્થાત્ સાક્ષાત્ ભગવાન સાથે લીલાની પ્રાપ્તિનો અનુભવ કરાવો છો. તેથી લક્ષ્મીજી કરતાં આપ શ્રેષ્ઠ છો. (વિવેચન) આપની સ્તુતિ કરવાને કોઇ સમર્થ નથી એવું કહ્યું ત્યારે શંકા થાય છે કે લક્ષ્મીજી તેમના સમાન ધર્મવાળાં છે, તેની કેમ સ્તુતિ થઇ શકે. ત્યારે અહીં કહે છે કે શ્રી યમુનાજી ભગવાનને લક્ષ્મીજી કરતાં અધિક પ્રિય છે. તેમ મુખ્ય પટરાણીમાં છે, તેથી એમનું માન (મહાત્મ્ય) વિશેષ છે.

**तवाऽष्टकमिदं मुदा पठति सूरसूते सदा समस्तदु-रितक्षयो भवति वै मुकुंदे रतिः ॥ तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः ॥ ९ ॥**

ટીકા—હે સુર્ય પુત્રી શ્રી યમુનાજી તમારા સ્તોત્ર જે યમ-નાષ્ટકને જે માણુસ હંમેશા પ્રેમથી પાઠ કરે છે. તે માણુસના નિશ્ચય સઘળાં પાપનો નાશ થાય છે. અને શ્રી કૃષ્ણ ભગવાનમાં પ્રીતિ થાય છે. જેથી તે વડે સર્વ સિદ્ધિઓ સિદ્ધ થાય છે. અને સ્વ-ભાવ ગમે તેવો. અર્થાત્ કોઇ મનુષ્યની પ્રકૃતિ ગમે તેવી હોય તો આ પાઠથી શુદ્ધ થય છે. આ પ્રમાણે શ્રી વલ્લભાચાર્યજી (વદે છે) કહે છે:—

(વિવેચન) આ યમુનાજીના પાઠથી સ્મસ્ત પાપનો (ક્ષય) નાશ થાય છે. એવો નિયમ છે કે જ્યારે પાપનો નાશ થાય છે ત્યારેજ પ્રભુમાં પ્રેમ ઉત્પન્ન થાય છેઃ

ઇતિ શ્રી યમુનાષ્ટકની ટીકા સંપૂર્ણ.

---

## હવે શ્રી કૃષ્ણાશ્રયની ટીકા કરે છે.

**सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ॥**
**पाषंडप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ १ ॥**

ટીકા—શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ આ ગ્રંથ જે લખ્યો છે તે કેવળ દૈવી જીવોને આશ્રય સિવાય બ્રહ્માનંદ મેળ-વવામાં કોઇ સમર્થ નથી, માટે ચિત્તની શુદ્ધિ કરવી–અર્થાત્ (ખલ) પાપથી ભરેલા મનુષ્યોના ધર્મ આ કળિયુગમાં સર્વ માર્ગ એટલે અનેક પ્રકારના ધર્મો નાશ પામ્યા છે, લોક પણ પાખંડ ધર્મમાં રચીપચી રહ્યા છે, તેથી હે પ્રભુ ! આવા મહાન વિકરાળ સમયમાં મારૂ શરણ આપ છો. (વિવેચન) આ માર્ગો પાખંડી-ઓના પ્રવેશથી નષ્ટ થઇ ગયા છે, તો પછી ચિત્તની શુદ્ધિ શી

રીતે રહે ? પાખંડ ધર્મ અને વળી ધર્મને ઠેકાણે ધાડ પછી બિચારો જીવ ક્યાં જઇને ઠરે માટે પ્રભુનું શરણ એજ ઉત્તમ પ્રકાર છે. એ સિવાય બીજો ઉપાય નથી.

**म्लेछाक्रांतेषु देशेषु पापैकनिलयेषु च ॥**
**सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥२॥**

**ટીકા**—પાપી મનુષ્યોએ પવિત્ર સ્થાનો રોકી લીધાં છે. તેથી સારાં સારાં પવિત્ર સ્થાન પણ પાપરૂપ થયાં. લોકોનાં ચિત્ત પણ સારા સાધુ ભકતોને દુઃખ દેવામાં રોકાયાં આવા ગહન સમયમાં શ્રી કૃષ્ણ ભગવાન મારી ગતી છે. (વિવેચન) પાપી મનુષ્યો (મ્લેચ્છ) નીચ જાતિ કરતાં પણ અધમ દુષ્ટ વૃત્તિવાળા હોય છે, અને તમે પાપનું આચારણ કરનારા તેથી ભગવદ દ્વેશ વધારે કરનાર છો. ભગવદ્ ગીતામાં કહેલા દૈવી જીવોનાં લક્ષણ એક પણ નથી. એવા દુષ્ટ પ્રવૃત્તિઓવાળા મનુષ્યોથી મ્લેચ્છો વડે અર્થાત્ પાપીઓ વડે પવિત્ર દેશ રોકાઈ ગયા છે. એટલા સારૂ શ્રી વલ્લભાખ્યાનમાં ગોપાલદાસજીએ ગાયું છે.

રાગ–રાંમકલી.

અંગ બંગ કલીંગ કેકટ માગધ સારૂ શીર શીંધ. ॥
તે તાંમસના અઘ હર્યા. પ્રતાપ પદરજ ગંધ ॥૧॥

આવા જે મ્લેચ્છ દેશોને શ્રી મહાપ્રભુજીએ પૃથ્વી પરિક્રમા કરીને તેમાંથી જીવોને (કટાક્ષ) નેત્ર દ્વારા શરણે લીધા. જીવો દૈવી સંપત્તિના તો હતા પરંતુ સત્સંગ વગર તામશી દશાને પ્રાપ્ત થયા હતા, માટે એવા તામશી દેશોમાં રહીને શ્રી કૃષ્ણની સેવા વગેરે ભગવદ્ ભજન કંઇ બનતું નથી, માટે ઉત્તમ દેશમાં રહેવાથી ભક્તિ ભાવ વધે છે, તેમ ઉત્તમ મનુષ્યની સંગતીથી ભગવાનમાં પ્રીતિનો વધારો થાય છે:

**गंगादितीर्थवर्येषु दुष्टैरेवाऽऽवृतेष्विह ॥**
**तिरोहिताधिदेवेषु कृष्ण एव गतिर्मम ॥३॥**

**ટીકા**—તીર્થોમાં ગંગાજી, નર્મદાજી, કાવેરી, સરજુ વગેરે

ઉત્તમ તીર્થો પણ દુષ્ટ માણસોના રહેવાથી વીંટાઈ ગયાં છે, તેથી આધિદૈવિક ઉત્તમ મૂર્તિ સ્વરૂપો પણ અંતરધ્યાન થઈ ગયાં છે, આવા મહાન વિકરાળ કાળ માંહે શ્રી કૃષ્ણ મારી ગતી છો અર્થાત્ આશ્રય સ્થાન છો. (વિવેચન) ગંગાજી વગેરે સારાં સ્થળો દુષ્ટ માણુસોથી વીંટાઇ ગએલાં છે. તેથી તેવા સ્થાનો કંઇ પણ ઉપયોગનાં નથી. જોકે બ્રાહ્મણો વગેરે ત્યાં આગળ રહે છે. પરંતુ તેમને ગંગાજીનો અતીપરીચય હોય છે, તેથી તેઓને ગંગાજીની ઉત્તમતાનું ભાન રહેતું નથી. એક કોંઈ (સામાન્ય) સાધારણ નદી તલાવના જળની માફક તે લોકો માને છે એટલા માટે કહ્યું છે કે તીરથવાસીનાં હૃદય કઠોર હોય છે અર્થાત્ વજ્ર જેવાં છે. ધર્મનો કે દયાનો ભાગ તેમનામાં બીલકુલ હોતો નથી.

**अहंकारविमूढेषु सत्सु पापानुवर्तिषु ॥**
**लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥४॥**

*ટીકા*—સારા પંડિતો પણ અહંકારથી વિમૂંઢ થઇ ગએલા હોવાથી અને પાપમાં પ્રવર્તનાર હોવાથી અને પામાર્થિક કર્મને પણ લાભ પુજા માટે કરનારા સારા માણસો થઇ ગયા. એવા બારીક સમયમાં હે શ્રી કૃષ્ણ ! તમારોજ આશ્રય હો. (વિવેચન) પંડિતો પણ પોતાની વિદ્યાના અભિમાનથી અહંકારવાળા થયા છે, જેથી પંડિતાઇના અભિમાન વડે કરીને કોઇ સારી વાત પૂછવા આવે તો અહંકારના માર્યા કહેતા પણ નથી. કેટલાતો માયાના આવરણ સુદ્ધા દ્વૈતભાવ વગરના થઇ ગયા છે, જેથી તેમની જ્ઞાન કૃતિ દુષ્ટજ હોય છે. વળી કર્તા પુરૂષો હંમેશાં લૌકિક લાભ અને પુજા પ્રવર્તમાન થએલા હોય છે, જેથી તેમને ફળ સિદ્ધિ થતી નથી. માટે પ્રભુના આશ્રય સિવાય કંઇ પણ સિદ્ધિ છેજ નહિ.

**अपरिज्ञाननष्टेषु मंत्रेष्वव्रतयोगिषु ॥**
**तिरोहितार्थदैवेषु कृष्ण एव गतिर्मम ॥ ५ ॥**

**મંત્રો ભણવાથી સર્વ કાર્ય સિદ્ધ થશે, આશ્રયની શી જરૂર છે, એવી કોઇ શંકા કરે તેનું સમાધાન કહે છે.**

**અર્થ:**—મંત્રનું તાત્પર્ય ફળ તે શું કે દેવતા. અને મંત્રનું સ્વરૂપ નહિ સમજવાથી વૃતાદિકના જે મંત્રો બરોબર ભણવામાં આવતા નથી, તેથી દેવતા વગરના મંત્રો થઇ જવાથી તો પણ કંઇ સાધન કરવા લાયક નથી. માટે હે શ્રી કૃષ્ણ ! મારો આશ્રય તમે છો. ( વિવેચન ) વેદમાં ગદ્યપદ્યાત્મક જે મંત્રો લખવામાં આવેલા હોય તે મંત્ર સત્યુગ જેવા સારા સમયમાં વેદોક્ત મંત્રોથી પોતાના લૌકિક અને અલૌકિક મનોરથો મેળવી શકતા હતા. પરંતુ હાલમાં કહેલા નિયમો પ્રમાણે મંત્રો બોલવામાં આવતા નથી. તેથી મંત્રો ફળ વિનાના થઈ ગયા છે, તેમ મંત્રોનું કેવા પ્રકારનું રહસ્ય છે એવા વિષયો જાણનારા કોઇકજ રહ્યા છે. ત્યારે પોપટજીની માફક બડબડાટ કરેલા મંત્રો શું કામના માટે એમાં અર્થની સિદ્ધિ થતી નથી.

**नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ॥**
**पाषंडैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥**

**ટીકા**—જુદા જુદા પ્રકારના વાદે કરીને કર્મ અને વૃત વગેરે સર્વ નાશ પામ્યાં છે. વળી પાખંડ ધર્મનો પ્રયત્ન કરી રહ્યા હોવાથી શ્રી કૃષ્ણ મારોજ આશ્રય હો. (વિવેચન) જેટલા જગતમાં જુદા જુદા પ્રકારના ધર્મો થયા તેમને પોતપોતાની મતિ યુક્તિ પ્રમાણે અનેક વાદવિવાદો કરીને સર્વ પ્રકારનાં કર્મ અને વૃતાદિકને પાખંડ ધર્મમાં નાખ્યાં. જેવી રીતે દસ વીધા એકાદશી વૈષ્ણવોને કરવાની કહી નથી-શાથી જે ભગવાને મહાદેવજીને આજ્ઞા કરી કે તમે અસુરોને મોહ પમાડવા સારૂ માયાવાદ અને બીજાં કેટલાંએક મોહશાસ્ત્ર રચો, તેમાં જે આસુરી બુદ્ધિવાળા હતા તે મોહ પામ્યા તેથી મોહ પામીને વેદ વિરૂદ્ધના મતવાદનો વિચાર કરીને ભ્રમિત થઇને ઉદ્યાત નહિ લેતાં વીધ્યા એટલે આખા વ્રતમાં ઓછી ઘડી ને માયા

મતવાળા એ લીધી. અને પોતાનો મત કાયમ રાખ્યો. કે અમારો મત ખરો છે. અને તમારો મત ખોટો છે. જેથી કર્મ અને વ્રત નષ્ટ થયાં છે, પરંતુ વૈષ્ણવી સંપ્રદાયવાળાએ તો ઉઘાત એકાદશી વ્રત તથા બીજાં બધાં વ્રત કરવાનું કાયમ રાખ્યું.

**अजामिलादिदोषाणां नाशकोऽनुभवे स्थितः ॥**
**ज्ञापिताखिलमहात्म्यः कृष्ण एव गतिर्मम ॥७॥**

અજામીલ જેવા દુષ્ટ દોષથી ભરેલાનાં દોષોને .પણ નાશ કરનારા ભગવાનનું મહાત્મ જણાવ્યું છે. એવા ભગવાન મારી ગતી છો. (વીવેચન) ભગવાન જેનો અંગીકાર કરે છે તેનાથીજ પરમપદ મેળવી શકાય છે. વળી ગીતાજીમાં ભગવાન આજ્ઞા કરે છે કે હું ભક્તથીજ વશ થઇ શકું છું. અર્થાત્ ભક્તને આધીન થઈ રહું છું, આ પ્રમાણે ભગવાને જેનો અંગીકાર કર્યો છે, તેની જ્ઞાતી ગુણ કે દોષ કંઇપણ જોતા નથી. અને અંગીકાર કરી સર્વ દોષો નાશ કરે છે. જો તેમ ન હોય તો અજામીલ ઘણોજ દોષનો ભંડાર રૂપ હતો, પરંતુ ભગવાને તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરી જેથી પોતાના પારસદોદ્વારા ઉત્તમ ભગવદ્ ધર્મનો બોધ અપાવ્યો અને અજામીલ પણ પાપનો પશ્ચાત્તાપ કરતો કરતો ગંગાજીના સ્થાનમાં ભક્તિ કરી સર્વ પાપથી મૂક્ત થયો છે, આ પ્રમાણે અજાંણે સ્વારથ બુદ્ધિથી તેમ યમનો માર પડવાથી પોતાનો વહાલો પુત્ર નારણીયો નામ બોલાવવાથી સાક્ષાત નારાયણ ભગવાને પોતાનુ નામ ભક્તિ રૂપે માની લઇને તે અજામીલને વૈકુંઠ લોકનું સુખ આપ્યું તો પછી સારી બુદ્ધિ પૂર્વક શ્રદ્ધા સહીત ભાવ ભક્તિ વડે ભગવાનના શરણે જે જીવ રહે અર્થાત્ શરણે જાય તો ભગવાન પોતાનો જાણી અંગીકાર કરીલે છે. તો પછી જીવનાં અસંખ્ય પાપનો શું હિસાબ છે. પ્રભુ ઇચ્છા થાય તો તેનાં પાપો રૂના ઢગલાની માફક બાળી નાખવા સર્વ શક્તિમાન છે કારણ કે પોતે સર્વ કરણ સમર્થ છે, માટે આશ્રય સિદ્ધ રાખવો એ પ્રથમ પગથીઉં સાબીત રાખવું જોઇએ.

**प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ॥**
**पूर्णानन्दो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥८॥**

*ટીકા*—બધા દેવો ભગવાનની વીભૂતી રૂપ હોઇ પ્રકૃતિથી થએલા છે. અક્ષર બ્રહ્મ શ્રી પુરણ પુરૂષોત્તમના આનંદ કરતાં ઓછા આનંદવાળું એટલે જેની ગણુના છે. અને ભગવાન તો પૂર્ણાનંદ એટલે પૂર્ણ પુરૂષોત્તમ અપ્રાકૃત હોવાથી તેજ મારી ગતી હો. (અપ્રાકૃત) સર્વાંગ સ્વરૂપ દર્શન.

(વિવેચન) ગણીતાનંદ એટલે જેના આનંદની ગણુના અર્થાત્ ગણુત્રી એટલે તે ઓંસા અવતાર કહેવાય. પૂર્ણા અવતાર એટલે જેના આનંદનો પાર નહિ. અપાર એટલે પૂર્ણ પુરૂષોત્તમ સોળે કળા સંપૂર્ણ અવતાર કહેવાય છે. (સમગ્ર) બધા દેવો ભગવાનની વીભૂતી રૂપ છે. અને તે પ્રકૃતિથી થએલા છે. તેથી એમના આનંદની ગણુત્રી કરી છે. તેમાં બ્રહ્માનો ઘણો આનંદ થાય ત્યારે અક્ષર બ્રહ્મનો એકઘણો આનંદ થાય છે.

બ્રહ્માદિકના લોકને ફરીથી જન્મ મરણુમાં પૃથ્વી ઉપર આવવું પડે છે. માટે તે પણ સુખ તુચ્છ છે. તેમ અલ્પ છે. માટે પૂર્ણાનંદ શ્રી કૃષ્ણનોજ આશ્રય કરવો સૌથી શ્રેષ્ઠ છે, એવું સિદ્ધ થાય છે.

**विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ॥**
**पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥ ९ ॥**

*ટીકા*—આ કળિયુંગમાં જીવોથી વિવેક પ્રભુ વિષે જે ભક્તિ કરવાનો કહ્યો છે તે તથા દુઃખમાં ધીરજ લાવીને પ્રભુનો આશ્રય રાખવો પરંતુ આ ઘોર કળિયુગમાં જીવોથી આશ્રય સ્થિર રહેતો નથી, જેથી ક્ષણુ ક્ષણુમાં ચીતની વૃત્તિઓ પવન કરતાં પણુ વધારે ચલાયમાન થાય છે. અને ઘણુે ભાગે પાપમાં આશક્ત થઇ રહેલો જે હું તે દીન બંધુ પ્રભુ આવે વખતે મારૂં આશ્રય સ્થાન આપ છો. ( વિવેચન ) ભગવાન પોતાની સ્વઇચ્છાથી સર્વ પૂરણુ કરશે. તેમની પાસે ( યાચના ) માગવાની કંઈ

જરૂર નથી. આ લોક અને પરલોક સંબંધીમાં સર્વ સ્વસિદ્ધ કરનાર શ્રી કૃષ્ણ છે. આવી રીતે માનવું તેનું નામ વિવેક કહેવાય. અને ( આધી ભૌતિક ) ( અધ્યાત્મિક ) ( આધી દૈવિક ) એટલે ઇશ્વર ઇચ્છા માનીને આ ત્રણ પ્રકારનાં દુઃખ સહન કરવાં એનું નામ (ધૈર્ય) ધીરજ, તે જીવમાં બન્ને નષ્ટ થયાં છે, તેથી ભગવદ્ આશ્રય મુખ્ય કરી જાણવો.

**सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाऽखिलार्थकृत् ॥**
**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥१०॥**

આ લોક અને પરલોક સંબંધી કાર્ય સિદ્ધ કરવામાં સામર્થ્યવાળા ભગવાન છે. તેથી શરણે આવેલાને ઉદ્ધાર કરનારા તે શ્રી કૃષ્ણને વીનંતી કરૂં છું (વિવેચન) ભગવાન સર્વ રીતે સમર્થ છે. અજામીલ જેવાના પાપાચરણને પોતાની સ્વઇચ્છાથી ઉત્તમ ગતિ આપી ભકતોના અનિષ્ટ પોતાના સુદર્શન ચક્રના પ્રભાવથી દૂર કરે છે. જે એકજ વખત સ્ત્રી, ધન, દેહ, આત્મા વગેરે પ્રભુને અર્પણ કર્યા પછી તેનો ત્યાગ કરતા નથી, પોતે સ્વયં ભગવાને પોતાના શ્રી મુખારબિંદથી આવી પ્રતિજ્ઞા શ્રીમદ્ ભાગવતમાં કરી છે. અને વૃજવાસી ગોપીજનો તામશી પ્રકૃતિનાં હતાં છતાં પ્રભુની ભક્તિ સાચી કરી તો તેઓએ પ્રભુ કૃપાથી સારામાં સારૂં ઉત્તમ ફળ મેળવ્યું. તેમણે વેદની મર્યાદા કે જપ, તપ, દાન, હોમ, યજ્ઞ કંઇપણ કર્યા નથી. માત્ર પ્રભુનાજ આશ્રયથી સિદ્ધિ થઇ છે.

**कृष्णाश्रयमिदं स्तोत्रं य पठेत्कृष्णसन्निधौ ॥**
**तस्याऽऽश्रयो भवेत् कृष्ण इति श्रीवल्लभोऽब्रवीत् ॥११॥**

*ટીકા*—આ કૃષ્ણાશ્રયનો પાઠ શ્રી કૃષ્ણ ભગવાનની પાસે અર્થાત્ (સાનીધ્ય) નજીકમાં હરરોજ દીનતા પૂર્વક જે કોઇ કરશે તેને શ્રી કૃષ્ણ પોતાના આશ્રયનું દાન જરૂર કરશે. આ પ્રમાણે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું વચન છે. (વિવેચન) શ્રીમદ્ પ્રભુ કલ્યાણરાયજી આ કૃષ્ણાશ્રયની ટીકામાં લખે છે કે જેનાથી શ્રી કૃષ્ણ સારી રીતે સેવાય અથવા શ્રી કૃષ્ણનો આશ્રય થાય તેજ શ્રી કૃષ્ણાશ્રય.

અર્થાત્ જે સ્તોત્ર એટલે પાઠથી શ્રી કૃષ્ણનો આશ્રય સિદ્ધ થાય છે. એવી રીતે શ્રી કૃષ્ણ પરમાત્મા પાસે બેશીને એક ચીતથી પાઠ કરવામાં આવે તો તેથી શ્રી કૃષ્ણનો આશ્રય દૃઢ થાય છે. વળી કોઇને એવી શંકા ઉત્પન્ન થાય કે શું વળી પાઠથીજ આશ્રય સિદ્ધ થશે, તેના જવાબમાં અર્થાત્ તે શંકાનું સમાધાન કહે છે. (દૃષ્ટાંત) નલકુબેર અને મણીગ્રીવને નારદજીનો શ્રાપ થયો હતો. કારણ કે સ્ત્રીને નગ્ન નહાતા જોઇ તેથી શ્રાપ આપેલો છે. જેથી યમલા અર્જુન નામનાં બંને ઝાડ થયાં હતાં, પરંતુ તમો બંનેનો કૃષ્ણાવતારમાં બાલક રૂપે શ્રી કૃષ્ણ ભગવાન તમારો ઉદ્ધાર કરશે. એવું નારદજીએ શ્રાપ આપતી વખતે વચન આપ્યું હતું, તેને સત્ય કરવા સારૂ ભગવાન પોતે ત્યાં પધારી શ્રી જસોદાજી પાસે (ઉખલ) ખાંયણીઆ સાથે બંધાયા ખાંયણીઓ ખેંચતાં ખેચતાં પેલા બન્ને ઝાડોની વચમાં ખાંયણીયો ભરાયો. એટલે બન્ને ઝાડ ધરતી ઉપર પડયાં એટલે શ્રી ઠાકોરજીના સ્પર્શથી બંને જણનો ઉદ્ધાર થયો.

એવીજ રીતે શ્રી કૃષ્ણચંદ્રના મુખારવિંદ રૂપ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને જે પોતાની આજ્ઞાથી દૈવી જીવોનો ઉદ્ધાર કરવા સારૂ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે, તે ભગવાનના સ્વરૂપને અર્થાત્ જાણનારા છે, તેમનું વચન કેમ મિથ્યા થાય માટે તેમના વચન અનુસાર દીનતા પૂર્વક શ્રી કૃષ્ણ ભગવાનનો દૃઢ આશ્રય રાખવો જેથી સર્વ કાર્ય સિદ્ધ થશેજ એમાં સંશય સમજવો નહિ.

ઇતિ શ્રી કૃષ્ણાશ્રય સંપુર્ણ.

# પ્રસંગ ૨૪ મો.

## એકાદશી વ્રત તથા ચારે જયંતિના મહાત્મ વિષે.

એકાદશી વ્રત તથા ચારે જયંતિ વૈષ્ણવોએ અવશ્ય કરવાં જોઇએ. તેને માટે પદ્મપૂરાંણના ઉતરાખંડમાં કહ્યું છે તે શ્લોક—

**कृष्णजन्माष्टमी रामनौमी एकादशीव्रतं वामनद्वादशी तदनुहरेस्तु चतुर्दशी विष्णु पंचकमित्थेवं व्रतं सर्वघनाशनं नित्यं नौमीतिकुकाम्यं विष्णुं पचकमेवहीः**

ટીકા—(૧) કૃષ્ણ જન્માષ્ટમી, (૨) રામનવમી, (૩) વામન દ્વાદશી, (૪) નૃસિંહ જયંતિ અને બારે માસની (૨૪) એકાદશી મળી (૨૮) વ્રત થયાં તે પુષ્ટિ માર્ગીય વૈષ્ણવોને અવસ્ય કરવા યોગ્ય છે. કારણ કે અઠ્ઠાવીસે વ્રત વિષ્ણુ ભગવાન સંબંધી છે માટે એ વ્રત સર્વે પાપોને દૂર કરનાર છે. અને નિત્ય છે. માટે અઠ્ઠાવીસ વ્રત સિવાય ઓગણત્રીસમું વ્રત વૈષ્ણવોને કરવાનું કહ્યું નથી. એથી બીજા અન્ય દેવતાઓનાં વ્રતો છે. તે તે દેવતાના જે અનન્ય ભક્તો હોય તેમને કરવાનાં છે. કારણ કે માતા, મહાદેવ, ભૈરવ, હનુમાન, ગણેશ, સૂર્ય વગેરે દેવતાનાં જે વૃતો છે તે સ્વારથ બુદ્ધિ સારૂ અર્થાત્ લૌકિક કામના સિદ્ધિ અર્થે તે લોકો કરે છે. અને વિષ્ણુ ભક્તોએ તો પોતાના જન્મોજન્મનાં કલ્યાણ કરતા એવા પ્રભુ શ્રી કૃષ્ણચંદ્રને પ્રસન્ન કરવા સારૂ ઉપર બતાવેલાં અઠ્ઠાવીસે વૃત અવશ્ય કરવાને પદ્મ પુરાણમાં કહ્યું છે. તેમ દ્વાપર યુગમાં શ્રી નંદરાયજી પણ એકાદશી વૃત કરતા હતા. વળી પુષ્ટિ માર્ગમાં જે અઠ્ઠાવીસે વૃત કરવાનું શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે તેનું કારણ એ છે કે ઉપવાસથી પાંચે જ્ઞાનેન્દ્રિયો તથા પાંચે કર્મેન્દ્રિયો અને અગીઆરમું જે મન મળી એકાદસ ઇંદ્રિયો પ્રભુની સેવામાં તત્પર રહે છે. તથા પંદર પંદર દિવસના વૃતથી શુદ્ધ પવિત્ર રહે. શુદ્ધ હૃદય શુદ્ધ વૃત્તિ હોય તો પ્રભુની સેવા ભક્તિ નિર્વિઘ્નતાથી બની આવે

તેને અર્થે વૃત કરવાનું કહ્યું છે. વળી મર્યાદા માર્ગમાં જે વૃત કરવાનું કહ્યું છે તે દેહના કલ્યાણ અર્થે અથવા ધર્મ, અર્થ કામ અને મોક્ષ માટે વૃત કરવાનું કહ્યું છે, આત્માના કલ્યાણ અર્થે નહિ, અર્થાત્ સેવા સ્મરણ અર્થે નહિ એટલો પુષ્ટિ અને મર્યાદા માર્ગમાં તારતમ્ય છે.

પુષ્ટી માર્ગમાં તો મોક્ષ અર્થાત્ મુક્તિ જેને કહીએ છીએ તેને (લૂંણ) મીઠાના ખારા પાણી બરાબર બતાવી છે. મુક્તિ કંઇ હિસાબમાં નથી. પ્રભુની ભક્તિ અને સેવા સર્વથી ઉત્તમ છે.

હવે વૈષ્ણવોએ પ્રથમ એકાદશીના વૃત માટે દસમી વીધા લેવી નહિ. એટલે દસમી ઉપરાંત એકાદશી ન કહેવાય ઓછી ઘડી (સ્માર્ત) શિવ માર્ગીઓ વાળાને માટે કહી છે. વિષ્ણુ માર્ગીઓને માટે તો પુરેપુરી ઘડી લેવી. એટલે સમજો કે (૫૬) ઘડી એકાદશી લેવાની હોય અને (૫૪) ઘડી એટલે ફક્ત બેજ ઘડી ઓછી હોય તો તે વૃત વૈષ્ણવોને કરવાનું કહ્યું નથી. (ઉદ્યાત) પુરેપુરી ઘડી લેવી એનું નામ સંપૂર્ણ વૃત કહેવાય. વૃત તથા ઉત્સવ વગેરે આપણા માર્ગમાં ઉદ્યાત લેવાનાં કહ્યાં છે. ઓછી ઘડી લેવાની મનાઇ છે.

હવે જે દસ વીધા એકાદશી વૈષ્ણવોએ ન કરવી તેના કારણમાં કહ્યું છે કે ભગવાને મહાદેવજીને આજ્ઞા કરી કે તમે અસુરોને મોહ પમાડવા સારૂ માયાવાદ અને બીજાં કેટલાંએક માયાનો મોહ થાય એવાં શાસ્ત્રો રચો તેમાં જે (આસુરી) રાક્ષસના જેવી બુદ્ધિવાળા જીવો હતા તે મોહ પામ્યાં. તે મોહમાં ભ્રમિત થઇને વેદ વિરૂદ્ધના મતના અનેક પ્રકારના માયિક વિચારો કરીને ઉદ્ધાત વૃત નહિ લેતાં (વિધ્યા) વેધવાળું વૃત જેમાં ઓછી ઘડીને એ લોકોએ ગ્રહણ કરી અને પોતાનો માયિક મત કાયમ રાખ્યો કે અમારો મત ખરો છે. અને તમારો મત ખોટો છે. જેથી કર્મ અને વૃત નષ્ટ થયાં.

વળી વૈષ્ણવોએ અમુક એકાદશી કરવી ને અમુક ન કરવી

એવું પ્રમાણ નથી. માળાના મણકા બધાએ સરખા સમજવા. કયો મોટો અને કયો છોટો. કારણ કે આ વ્રત વિષ્ણુ ભગવાન સંબંધી છે. માટે એમાં ઓછું વધારે મહાત્મ કે ફળ હોયજ નહિ. એટલા માટે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ તો બધાંએ વૃત કરવાની આજ્ઞા કરી છે. એકાદશી મહાત્મમાં એકાદશીએ તુળશીના પત્રમાં રહે તેટલું ફળાહાર કરવાનું કહ્યું છે. પરંતુ નકોડા એટલે કંઈપણ લીધા વિના વ્રત કરવાનું કહ્યું નથી. કીંચિત પણ ફળાહાર કરવું. નહિ તો વ્રત મુસલમાનના રોજા સમાન ગણાય છે. વળી તુળશીના પાંદડામાં રહે તેટલાથી સંતોષ ન થાય તો બીજીવાર ફળાહાર કરવું પણ અનાજ તે દિવસે ખાવાનો મહા દોષ છે. તેમાં (સાળ) ચોખા જે ભાત તો અવશ્ય તજવો. બે વાર ફળાહારથી ન રહેવાય તો ઘઉં, જવ, બાજરી, મગનો ખોરાક ખાવામાં લેવો. અને તે દિવસે (એક ભૂકતા) એટલે એકજ વખતે સવારે જમવું. એક ભૂકતા સદાએ અપવાશી કહેવાય છે. તેમ અણપ્રસાદી અનાજ ખાવા કરતાં જો ભગવાનને ધરેલું (નૈવેદ) પ્રસાદ લેવામાં આવે તો સોથી ઉત્તમ પ્રકાર છે. માટે બનતાં સુધી પ્રસાદી વસ્તુથી દેહનું પોષણ કરવું.

હવે ફળાહારમાં કઇ કઇ વસ્તુ ઉપયોગમાં લેવી તેનો નિર્ણય.

(૧) રાજગરો (૨) શીંગોડાં (૩) મોરીયો (૪) કુટાનોચુંન (૫) કેળાંનો લોટ (૬) ગોળ (૭) શુદ્ધ દેશી ખાંડ (૮) ઘી દૂધ, લીલો મેવો, તથા સૂકો મેવો તથા તલ લેવા. શાકાદિકમાં (૧) બટાકા (૨) સુરણ (૩) રતાળુ (૪) શકરકંદ (૫) અળવી (૬) પરવળ (૭) તુરીયાં (૮) ગલકાં (૯) કાકડી (૧૦) પતરવેલનાં પાંતરાં (૧૧) રાજગરાની ભાજી. તેજાના (મશાલા) (૧) સિંધવ (૨) મરી (૩) જીરૂં (૪) અજમો (૫) એલચી (૬) લવીંગ (૭) જાયફળ (૮) જાવંત્રી (૯) વરીઆળી આટલી વસ્તુ ફળાહારના ઉપયોગમાં લેવી.

હવે એકાદશીમાં ઉપયોગ ન આવે તે (૧) મરચા (૨) તેલ (૩) હીંગ (૪) હળદર (૫) મીઠું (૬) નાગરવેલનાં પાન (૭) સોપારી (૮) કાથો એટલાં શાસ્ત્રમાં નિત્ય ભોજનવત્ ગણાય છે. તેમ કેટલીએક દોષ વાળી ચીજો હોય છે. તેમ શાસ્ત્રકારોએ (વરજીત) બંધ કરેલી હોય છે તે ઉત્તમ હોય તો પણ નહિ લેવી.

હવે એકાદશીની રાત્રે વૈષ્ણવજન મળી આળસ-ઉંઘ તજીને જાગરણ કરવું એટલે ભગવદ્ ગુણાબીંદ ગાવા. કારણ કે આજનો દિવસ મહા પવિત્ર છે. તેમ કોઇ સ્વર્ગવાસ થાય છે તો તેને માટે પણ એકાદસીને દિવસે ભગવાનના દરબાર ખુલ્લા હોય છે. કોઇ તે જીવને રોકી શકતું નથી, એવું એકાદશીનું મહાત્મ છે. તે પછી શ્રીનાથજી તથા શ્રી ગુરૂદેવની યથાશક્તિ ભેટ કાઢવી અને મહાપ્રસાદ વહેંચવો તે પછી બીજે દિવસ (દ્વાદશી) બારશને દિવસે પાયણાં કરવા એટલે મગ ચોખાનું હાલકું ભોજન કરવું. તેમ એકાદશીનું મહાત્મ તો શ્રી આચારજી મહાપ્રભુજીએ રાખ્યું છે. એક સમે આપ શ્રી જગન્નાથરાયજીનાં દર્શનાર્થેજ જગન્નાથ પુરી પધાર્યા હતા. તે દિવસ એકાદશીનો હતો એટલામાં શ્રી મહાપ્રભુજીને અકસ્માત પંડયાએ આવીને સખડી મહાપ્રસાદ શ્રી હસ્તમાં આપ્યો ત્યારે પોતે કહ્યું કે જગન્નાથ કે ભાતકો, સબ જગત પસારત હાથ. ॥ આવી રીતે મહાપ્રસાદનું મહાત્મ કહી શ્રી હસ્તમાં ધારણ કરી વિવેચન કરવા લાગ્યા. કદાપિ જો સખડી પ્રસાદ લેછે તો એકાદશીનું વ્રત ભંગ થાય છે અને પ્રસાદનો (અનાદર) તરછોડ કરે છે તો પ્રસાદનું મહાત્મ જાય છે. માટે બંને પક્ષોનો ધર્મ રાખવા સારૂ મહાપ્રસાદનું આખી રાત વૈષ્ણવો પ્રત્યે મહાત્મ કહ્યું અને બીજે દિવસે સૂર્યોદય પછી તેજ સખડી મહાપ્રસાદ પોતે લીધો. માટે એકાદશી વ્રત વૈષ્ણવોએ અવશ્ય કરવું જોઇએ. તે ઉપર એક કાંણી કુંભારણનું બીજું દ્રષ્ટાંત સત્યુગમાં કોઇ એક સમે દેવતાઓનું વિમાન અમર લોકમાં જતાં તેને આકાશ માર્ગે રીંગણાંના ડીટાંની ધુણી લાગવાથી વિમાન

પૃથ્વી ઉપર ઉતરી પડયું. એટલે તે જોવાને માટે આખા નગરના લોકો ભેગા મળ્યા અને તે દિવસ એકાદશીનો હતો એટલે દેવતાઓએ કહ્યું કે જેણે આજે એકાદશીનું વૃત કર્યું હોય અને તેનું ફળ જો કોઇ આપે તો આ વિમાન દેવ લોકમાં જાય. એટલે ગામના રાજાએ ઢાંડી પીટાવી અને પ્રજા જનોને ખબર આપી એટલે તે દિવસે એક કાંણી કુંભારણ તથા તેની વહુ બંને જણ કંઇ ઘર કાર્ય સારૂ લડયાં હતાં. જેથી વહુ આખો દિવસ ભૂખી રહી હતી. તે વહુને વિમાન પાસે લઇ ગયા. વહુએ કહ્યું કે આજ મેં એકાદશી જાણીને વ્રત કર્યું નથી. તેમ એકાદશી જાણતી પણ નથી. તોપણ દેવતાઓએ કહ્યું કે આજના એકાદશી મહાત્મના દિવસે તું ભુખી રહી છે તેનું ફળ હાથમાં જળ લઇને આ વિમાનને આપ એટલે તે વહુએ તે પ્રમાણે જળ લઇને સંકલ્પ મૂકયો કે વિમાન તરત જેજેકાર કરતું દેવ લોકોમાં ચાલ્યું ગયું. તો પછી ખરા અંતઃકરણ પૂર્વક એકાદશી મહાત્મ જાણી એકાદશી વ્રત કરે તો તેનું ફળ કેટલું પ્રાપ્ત થાય. માટે એકાદશીનું મહાત્મ કેટલું મોટું છે. હવે આટલેથી એકાદશી વ્રતનું મહાત્મ પુરૂં થયું.

હવે ચારે જયંતિ વ્રતનું મહાત્મ કહે છે. શ્રી ગીતાજીમાં ભગવાન અર્જુન પ્રતિ આજ્ઞા કરે છે તે શ્લોક.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम: ॥**

હે અર્જુન જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મની ચઢતી થાય છે, ત્યારે ત્યારે હું દેહ ધારણ કરૂં છું. કારણ કે સત્ય પુરૂષો જે મારા વૈષ્ણવ સાધુ ભક્તોના સંરક્ષણા અર્થે અને દુષ્ટ જે રાક્ષસો અર્થાત્ દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યોના (વિનાશ) નાશ કરવા અર્થે તેમ ધર્મને દ્દઢ રીતે સ્થાપન કરવા સારૂ હું યુગેયુગે અવતાર ધારણ કરૂં છું.

તેમાં મારા અવતારો કાર્ય-કારણ અર્થે મેં ચોવીસ અવતાર

લીધા છે. તેમાં મુખ્ય દશ અવતારે ભક્તોનાં કાર્ય કરેલાં છે. તેથી નિર્ણયસિંધુ ગ્રંથના આધારથી નીચેના અવતારો લખ્યા છે.

(૧) ચૈત્ર સુદી ૫ શ્રી મત્સ્યઅવતાર એટલે પ્રથમ પ્રલય વખતે ભગવાને માછલાનો અવાતાર ધારણ કરી સૃષ્ટીની રચના કરી.

(૨) જેઠ સુદી ૧૨ શ્રી કુર્માઅવતાર. સમુદ્ર મથન વખતે દેવતા અને દૈત્યો વચ્ચે ઝગડો ચાલ્યો. મંદરાચલ ધારણ કરી સમુદ્ર મથનમાંથી વલોવતાં સાત રત્નો નીકળ્યાં. તેમાંથી ભગવાને મોહની સ્વરૂપ ધરીને દેવતાઓને અમૃત પાયું.

(૩) ચૈત્ર સુદી ૯ શ્રી વારાહઅવતાર એટલે ભુંડનો અવતાર ભગવાને ધારણ કરીને હરણ્યાક્ષ દૈત્ય પૃથ્વીને પાતાળમાં લઇ ગયો હતો તે પૃથ્વી ભગવાન ડાઢમાં ઘાલીને પાતાળમાંથી લાવ્યા.

(૪) વૈશાખ સુદી ૧૪ શ્રી નૃશીંહઅવતાર તે પ્રહલાદ ભક્ત હરણ્યાકશ્યપને ત્યાં જન્મ્યા. હરણ્યાકશ્યપને ભગવાને માર્યો અને ભક્ત પ્રહલાદની રક્ષા કરી.

(૫) ભાદરવા સુદી ૧૨ શ્રી વામનઅવતાર. બળીરાજાએ સર્વસ્વ અર્પણ કરીને પાતાળમાં રાજ્ય કર્યું અને ભગવાન ચાર માસ શ્રી હસ્તમાં છડી લઇને ત્યાં બળીરાજાના દ્વારપાલ તરીકે છડીદાર થયા.

(૬) વૈશાખ સુદી ૩ શ્રી ફરસરામ ભગવાનનો અવતાર તેમને એકવીશ વાર નક્ષત્રી પૃથ્વી કરી અને ક્ષત્રીયોનું જડમૂળ ફરશી વડે કાઢી નાંખ્યું તે દીવસથી ચારે વર્ણાશ્રમ ધર્મના વાડા બંધાયા છે. એટલે તેમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, એ ચારે વર્ણને સ્થાપી.

(૭) ચૈત્ર સુદી ૯ શ્રી રામાઅવતાર, રાવણને મારી પોતાના ભક્ત વીભીક્ષણને લંકાનું રાજ્ય આપ્યું તે અદ્યાપી સુધી લંકામાં અચળ રાજ્ય કરે છે.

(૮) પોશ સુદી ૭ શ્રી બુદ્ધા અવતાર. તે શ્રી જગન્નાથ રાયજી જગદીશમાં બીરાજે છે.

(૯) કલંકી અવતાર (ભવીશ્યતી)

(૧૦) શ્રાવણ વદી ૮ શ્રી કૃષ્ણાઅવતાર. તેમને અનેક દૈત્યોને મારી ધર્મ સ્થાપન કર્યો. માટે આ દશે અવતાર ચોવીશ અવતારમાં મુખ્ય છે.

હવે જે દશ અવતાર ગણાવ્યાં તેમાંથી મુખ્ય ચાર અવતારે પુષ્ટીકાર્ય કર્યું છે. તેથી પુષ્ટી માર્ગમાં ચારે અવતારના જન્મ ઉત્સવ મનાય છે. કારણ કે તેમાં પોતાના ભકતોના સાક્ષાત્ કાર્યો સારી રીતે કર્યા છે ને ધર્મનું સ્થાપન કર્યું. તેથી આ નીચેના કીર્તનથી કેટલીએક ચોખ્ખી સમજ પડશે.

રાગ દેવ ગંધાર.

ચહું યુગ બેદ બચન પ્રતી પાર્યો ॥
ધર્મ ગ્લાની ભઇ જબહી જબ. તબતબ તુંમ વપુ ધાર્યો. ॥૧॥
સતયુગ શ્વેત વેરાહ રૂપ ધરી. હરી હરણાક્ષવ માર્યો. ॥
ત્રેંતા રામ રૂપ દશરથ ગૃહે. રાવણ કુળ સંહાર્યો. ॥૨॥
દ્વાપુર બૃજ બુડત તેં રાખ્યો, સુરપતી પાયન પાર્યો ॥
કંસાદીક દાનવ સબ મારે. વસુધા ભાર ઉતાર્યો. ॥૩॥
કલીયુગ શ્રી બલભ ગૃહે પ્રગટે, માયા વાદ નીવાર્યો. ॥
માનેકચંદ પ્રભુ શ્રી બીઠલ, પુરશોતમ રૂપ નીહર્યો. ॥૪॥

હવે દસ અવતારમાંથી મુખ્ય ચારે અવતારોએ જે જે પુષ્ટીકાર્ય કર્યા છે તે નીચે બતાવે છે.

(૧) વૈશાખ સુદી ૧૪ શ્રી નૃસિંહ જયંતી. નરસિંગ અવતાર સતૃયુગ ઉતરતાં અને ત્રેતાયુગ બેસતાં પહેલા થયો છે. તેમાં ભક્ત પ્રહલાદજી સારૂ નૃસિંગ સ્વરૂપ સ્થંભમાંથી ધારણ કર્યું. તેમાં પોતાનું સ્વરૂપ લાલ રંગનું હતું. તેમને હરણાકશ્યપને માર્યો અને ભક્ત પ્રહલાદની રક્ષા કરી દુષ્ટનો સંહારકરી ધર્મની રક્ષા કરી તેમ પ્રહલાદની ભક્તિ કેવળ નીરોધ એટલે વૈરાગ્ય અથવા બીન સ્વાર્થની હતી તેથી આ

પુષ્ટીકાર્ય થયું કહેવાય. માટે નૃશીંહજયંતીનું વ્રત વૈષ્ણવોએ અવશ્ય કરવું.

(૨) ચૈત્ર સુદી ૯ શ્રી રામનવમી શ્રી રામચંદ્રજીનું સ્વરૂપ પીતવર્ણ એટલે પીળા રંગનું હતું, ત્રેતાયુગમાં ભક્તોના અર્થે દશરથ રાજાને ત્યાં પ્રગટ થઈને દુષ્ટ રાવણ જે (૩૩) કરોડ દેવતાઓને દુઃખ દેતો હતો તેને મારીને દેવતાઓનાં બંધન કાપ્યાં અને ચાર પુષ્ટીકાર્ય કર્યાં તેમાં પ્રથમઃ—

(૧) સમુદ્રમાં પાજ બાંધી તેમાં પોતાની આજ્ઞાથી લોકોએ (પાશાણુ) પથર મુંકવા લાગ્યા તે પાશાણુ ડુબી જવા લાગ્યા ત્યારે પોતે શ્રી રામચંદ્રજીએ પોતાના પ્રતાપ બળવડે સ્વઇચ્છાથી એક પાશાણુ ઉપર रा, શબ્દ અને એક પાશાણુ ઉપર म, શબ્દ સલાટ પાસે કોતરાવીને જળની અંદર પોતે આજ્ઞા કરીને નંખાવ્યા કે તુરત તરવા લાગ્યા. એવી રીતે અનેક પાશાણુ राम, નામના શબ્દ લખીને નાંખ્યા તે ઠેઠ સુધી શેતુ એટલે (પાજ) પુલ બાંધીને પ્રભુએ પોતાનું મહાત્મ અર્થાત પ્રતાપ બળ બતાવ્યો છે.

(૨) પુષ્ટીકાર્ય જે સવરી એટલે ભીલડી જાતની હીન જ્ઞાતીની હતી તેના (ઝુઠાં) એઠાં બોર પોતે આરોગ્યા એ કાર્ય મર્યાદાનું નથી શ્રી રામચંદ્રજી તો પુરશોત્તમ સ્વરૂપ છે, તેમ ક્ષત્રીય કુલમાં પ્રગટયા અને જાતની ભીલડી તેનાં એંઠાં બોર આરોગ્યા તેનું શું કારણુ ? પરંતુ પોતે ભક્ત વત્સલ છે. એટલે પવીત્રતા કે અપવીત્રતાનો વીચાર ન કર્યો. જે વખતે એ ભીલડી જંગલમાં બોર વીણતી હતી તે વખતે ચાખી જોતી જો ખાટાં લાગે તે તો પોતે ખાઈ જતી અને મીઠાં લાગે ત્યારે ચમકી ઉઠે કે એ તો મારા રામજી લાયક છે. તે ઘણાએક દીવસે વીણીને બોર ભેગાં કર્યાં હતા. તે એના સ્નેહથી વશ થઈને એક સમે શ્રી રામચંદ્રજી મૃગીયા રમવા વનમાં જતાં વચમાં એની ઝુંપડી આવી ત્યાં પોતે જરા વિશ્રામ લીધો. ભીલડીના ઘરમાં બીજો કોઇ પદાર્થ નહીં હોવાથી

એક તુંમડીમાં એકઠાં કરી રાખેલાં બોર તે કેવળ દીનયુક્ત થઇને પોતાની પાસે લાવી. આપ તો અંતર્યામી છે. એના હૃદયનો ભાવ જાણી પોતે આરોગ્યા તેનો સ્વાદ અમૃત કરતાં વધારે આવ્યો. જેમ સુદામાના તાંદુલ અને વીદુરજીની ભાજી ભાવથી ખાધી તેની માફક સ્વાદ લાગ્યાં. માટે ભક્તનો ભાવ હૃદયનો પ્રેમ એજ પુષ્ટીકાર્ય કહેવાય. આ ઉપરથી બતાવ્યું કે પ્રભુ ભાવના ભુખ્યા છે. પ્રેમને વશ છે. આપડે ખાસા શેવકી રાખી અને ભાવ ના હોય તો ઘી જેમ રાખમાં હોમે તેમ નીશફળ સમજવું. આચાર વીચાર એતો માર્ગની મેંડ છે. બાકી પ્રેમ એજ મુખ્ય છે.

(૩) પુષ્ટીકાર્ય. અહલ્યા જે સતી તે ગૌતમ રૂષીની સ્ત્રી ઉપર ઇન્દ્ર અને ચંદ્રએ પતીવૃત ભંગ કર્યું. તેથી ગૌતમ રૂષીના શ્રાપથી ઇંદ્રને આખા શરીરે (છીદ્ર) કાંણાં પડયા. અને ચંદ્રમાને શ્રાપ આપ્યો કે જેથી લાન્છન લાગ્યું. તે અદ્યાપી સુધી ચંદ્રમાંની વચમાં કાળો ડાગો દેખવામાં આવે છે. અને અહલ્યાને શ્રાપ આપ્યો કે જા તું (શલ્યા) પથ્થર થઇને પૃથ્વી ઉપર પડ. તે રામ અવતારમાં શ્રીરામચંદ્રજીના ચર્ણાર્બીંદમાં ચેળ આવવાથી તારા ઉપર ચરણ ધરીને ખંજોળશે. એટલે તે ચરણ કમળના સ્પર્શથી તારો ઉદ્ધાર થશે. તે ચર્ણાર્બીંદના પ્રતાપથી તું દીવ્ય દેહ ધરીને સુંદર સ્ત્રી થઇ બૈકુંઠમાં જેજેકાર કરતી ચાલી જઇશ. આવો ચર્ણાર્બીંદનો પ્રતાપ જણાવ્યો જેથી એ પણ પુષ્ટીકાર્ય કહેવાય.

(૪) પુષ્ટીકાર્ય, સમસ્ત અયોધ્યા વાશીયોને વૈકુંઠ લોકમાં શ્રી રામચંદ્રજી લઈ ગયા. ત્યારે એક (શ્વાન) કુતરૂં મહા પાપી મરવા પડયું હતું. ને તેના આખા શરીરમાં રૂંવે રૂંવે કોટાનકોટી કીડા પડયા હતા. તે કીડા સહીત કુતરાને પણ દીવ્ય દેહથી સ્વર્ગમાં લઇ ગયા. હવે તે કુતરૂં આગલા જન્મમાં એક ઢોંગી ગુરૂ હતો. અને પેલા જે કીડા હતા તે બધા એના ચેલા હતા. ચેલાઓ ગુરૂને કહે છે કે હવે અમારો ઉદ્ધાર કર. પરંતુ ગુરૂ

ન તરે તો બીજાને ક્યાંથી તારે. માટે ગુરૂ કરવા તો સાચા કરવા. નહી તો પોતે ડુબે અને સાથે બીજાને પણ ડુબાડે. માટે શ્રી રામચંદ્રજી જીવના દોષ ન જોતાં બધાંને તાર્યા. અને એવો પ્રતાપ બતાવ્યો કે જે ભુમીમાં આપણે ચર્ણાર્બીંદ મુકયો તે ભુમીના જીવ પ્રભુથી વીમુખ કેમ રહી શકે માટે બધા જીવોને તાર્યા તે પ્રતાપ બળ દેખાડયો તેથી પુષ્ટીકાર્ય કર્યું કહેવાય. માટે આ જયંતી વૈષ્ણવોએ અવશ્ય કરવી.

(૩) શ્રાવણ સુદી ૮ કૃષ્ણ જન્માષ્ટમી તે દ્વાપરયુગમાં શ્રી કૃષ્ણાવતાર થયો, એ અવતાર વૈષ્ણવ સંપ્રદાય એટલે પુષ્ટિ માર્ગમાં મનાય છે. એ શ્રી કૃષ્ણ ભગવાનનું (વર્ણ) સ્વરૂપ શ્યામ રંગનું હતું તે શ્રી કૃષ્ણએ શ્રી નંદ જસોદાજી ને ઘેર વૃજમાં અગીઆર વરસને બાવન દીવસ લીલા કરી અને વૃજવાસીઓને ગોવર્ધન યજ્ઞ સમયે વૃજને મૂશળધારાથી ઈંદ્ર ડુબાવા લાગ્યો ત્યારે મુરલીની ફુંકથી અથવા ટચલી આંગળીએ ગોવર્ધન બીજું નામ શ્રી ગીરરાજને ઉંચકીને આખા વૃજના લોકો તથા ગાય ગોપીની રક્ષા કરી અને (સુરપતી) ઈન્દ્ર દેવોના રાજાએ સાત દિવસ સુધી મુશળધારે વૃષ્ટિ કરી અંતે હાર માની પ્રભુના ચર્ણાર્બીંદમાં સાષ્ટાંગ દંડવત કરી અને અપરાધ ક્ષમા કરાવ્યો અને જળની વૃષ્ટિને ભગવાને ઝારીજીની સેવા માની લીધી એવા પ્રભુ દયાળુ છે. તેમ કોંસાદિક દાનવો જે રાક્ષસોને મારીને (વસુધા) પૃથ્વીનો ભાર ઉતાર્યો અને ધર્મ સ્થાપન કર્યો.

(૪) ભાદરવા સુદી ૧૨ વામન અવતાર સતયુગ ઉતરતાં અને દ્વાપરના આરંભમાં શ્રી વામન ભગવાનનો અવતાર કશ્યપ રૂષિને ઘેર થયો, અદીતી માતાને પેટે અવતર્યા. હવે પ્રહલાદજીનો પુત્ર વિરેચન અને તેનો પુત્ર બળીરાજા ઘણુંજ પુન્યદાન કરતો હતો કે જેના પુણ્યદાનના મોટા મોટા ડુંગરો થઇ ગયા જેથી દેવતાઓના રાજા ઈંદ્રને મનમાં ચિંતા ઉત્પન્ન થઇ અને તેને ભગવાનને વિનંતી કરી કે રાજા બળીના પુણ્યના જોરથી મારૂં ઈંદ્રાસન જશે. માટે હવે બળી રાજાને મારો

અગર કપટછળ કરી પુણ્ય દાન કરતો છોડાવો. ત્યારે અહીં ભગવાન તો ભક્ત વત્સલ છે. દેવોનું રાખવું છે અને પોતાના ભક્ત રાજા બળીનું પણ રાખવું છે. ત્યારે ભગવાને કહ્યું કે એવો પુણ્યેશ્વરી દાનેશ્વરીને મારીો ન જાય. છળકપટ કરીને દીનતા પૂર્વક મારા ભક્ત પાસે (યાચના) ભિક્ષુક થઇ કંઇક માગું તો પછી દાન કરતો બંધ થાય. એટલે વામન સ્વરૂપે બટુક બ્રાહ્મણનું સ્વરૂપ ધરી બળીરાજા પાસે ભીક્ષા માગવા ગયા. ત્યાં રાજાએ (અતિથિ) ગરીબ બ્રાહ્મણ ભિક્ષુક જાણીને ઘણા આદર સન્માન સહીત રાજાએ હાથ જોડીને કહ્યું કે ઇચ્છા હોય તે માગો, તે આપું. ત્યારે વામન ભગવાને કહ્યું કે રાજા જો તારી ઈચ્છા હોય તો એક (પર્ણકુટી) નાની સરખી ઝુંપડી બાંધવા સારૂ મારે સાડા ત્રણ ડગલાં પૃથ્વી જોઇએ છીએ. એ સિવાય બીજુ કંઇ જોઇતું નથી. ત્યારે રાજા બળીએ કહ્યું કે મહારાજ માગી માગીને એશું માગ્યું. રાજ્ય માગો, પાટ માગો, ગામ માગો, દ્રવ્ય માગો, પરંતુ વામનજીએ તેમાંનું એક પણ કબુલ કર્યું નહિ અને રાજા તારી જો શ્રદ્ધા હોય તો સાડા ત્રણ ડગલાં પૃથ્વી આપ નહિ તો મને ના કહી દે, આવું વચન વામનજીનું સાંભળી રાજા બળીએ હાથમા જળ લઇ સંકલ્પ મુકવાની તૈયારી કરી. ત્યારે દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય સમજી ગયા કે એમા કંઇ કપટ છે. જેથી રાજાને ઘણા સમજાવ્યા પરંતુ રાજા બળીએ એક વાત માની નહિ અને સોનાની ઝારીમાં જળ મંગાવી સંકલ્પ મુકવા ગયા. એટલે તે ઝારીની નળીના (છિદ્ર) કાણામાં શુક્રાચાર્ય સૂક્ષ્મ ગતીથી પેઠા. કારણ કે જળ હાથમાં આવે તો સંકલ્પ મુકાય એટલે અહીં ભગવાન ચતુર શિરોમણી છે તેમણે જાણ્યું એટલે રાજાને કહ્યું કે એક સળી નળીમાં ઘાલો. તેમ કરવાથી તરત જળ આવ્યું. એટલે રાજાએ સંકલ્પ મુકયો તે દિવસથી શુક્રાચાર્ય એક આંખે કાણા થયા છે.

હવે અહીં ભગવાને શ્રી હસ્તમાં સંકલ્પ લીધો કે તરત એક મોટું વીરાટ સ્વરૂપ ધારણ કર્યું. જેના પાતાળમાં પગ છે,

અને આકાશમાં (મસ્તક) માથું છે. એવા ત્રણ ડગલા પૃથ્વી માપી, અને અડધું પગલું બાકી રહ્યું ત્યારે વામનજીએ રાજા બળીને કહ્યું કે રાજા સત્ય હાર કે બાકીનું અડધું પગલું પૃથ્વી આપ. ત્યારે રાજા બળીએ બે હાથ જોડી દીનતા પૂર્વક કહ્યું કે પ્રભુ આ શરીર છે તે પૃથ્વીનોજ ભાગ છે. જ્યારે ત્યારે આખરે માટીમાં માટી મળી જશે. મારા શરીરના હૃદય વચ્ચે આપણો ચર્ણાર્બીંદ મૂકો. તે વખતે વામન ભગવાને અતી પ્રસન્ન થઇ કહ્યું કે રાજા માગ માગ જે માગે તે આપું. તારૂં સર્વ સમર્પણ સાચું છે. તારી કીર્તિ જેવી મેં સાંભળી તેવુંજ તારૂં દાન અર્થાત્ સર્વસ્વ મને અર્પણ કર્યું. તે પછી રાજા બળીએ માગ્યું કે એજ ચર્ણાર્બીંદ મારા હૃદયમાં સદા બિરાજો તે પછી બળીરાજાને પાતાળનું રાજ્ય આપ્યું. અને (ચતુ) ચાર માસ રાજા બળીના દ્વારે છડી લઇને ચોકી રહ્યા છે. એટલે વામન અવતાર લઇને સર્વ સમર્પણ કરાવ્યું. અને બંને પક્ષનો ધર્મ રાખ્યો.

માટે સર્વ સમર્પણ એ પુષ્ટિકાર્ય મુખ્ય કરીને છે. માટે વામન જયંતિ વૈષ્ણવોએ અવશ્ય કરવી.

(૪) ચૈત્ર વદી ૧૧ શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું પ્રાગટય કળિયુગમાં થયું તે શ્યામવરણ એટલે આપનું સ્વરૂપ મેઘ શ્યામ વરણનું સ્વરૂપ હતું. અને તે શ્રી લક્ષ્મણ ભટજીએ સો સોમ યજ્ઞ પુરા કર્યા ત્યારે પોતાનું પ્રાગટયું થયું. અને દૈવી જીવો ઘણાજ કાળથી ભગવાનથી વિમુખ અર્થાત્ વિખુટા પડી ગએલા હતા. તેમના ઉદ્ધાર અર્થે માયાવાદને જીતી ભક્તિ માર્ગ એટલે પુષ્ટિ માર્ગ સ્થાપન કર્યો. એવી રીતે પ્રભુનાં સ્વરૂપ ધર્મ સ્થાપન અર્થે પ્રગટ થાય છે. અર્થાત્ જે કોઇ વેદ ધર્મનો (અતિક્રમ કરે) બહિષ્કાર કરે એટલે વેદ વિરૂદ્ધ વર્તે (ઉન્માત) અભિમાની હોય કોઈને ગણે નહિ તેવા દુષ્ટતાના ધર્મોને તોડવા સારૂ આ ચારે અવતારો ચારે યુગમાં મુખ્ય માનવાનું કારણ એજ કે એમને પુષ્ટિકાર્ય કર્યાં છે. તેમાં પુષ્ટિ માર્ગીય વૈષ્ણવોએ તો મુખ્ય કૃષ્ણાઅવતાર ખાસ કરીને માનવાની

જરૂર છે. કારણ કે ત્રણ જે બાકીના અવતાર, નૃસિંહ અવતાર, રામાઅવતાર, વામનઅવતાર, એ ત્રણે સોળે કળા સંપૂર્ણ નથી, અપૂર્ણ છે. જેની કળાની ગણત્રી છે. અને શ્રી કૃષ્ણા અવતાર એજ પૂર્ણ અવતાર સોળે કળા સંપૂર્ણ અવતાર છે. માટે પુષ્ટિ ભક્તોએ તો વૃજમાં અગીઆર વરસને બાવન દિવસ જે સ્વરૂપે બાળ લીલા રૂપે શ્રી નંદ જસોદાજીને ઘેર શ્રી ગોકુલમા (ખેલ્યા) રમ્યા છે તે સ્વરૂપ સેવવા યોગ્ય છે. બાકીના બીજા અવતાર નહિ.

હવે ચારો જયંતિના ઉત્સવ અંતે પાલનાં એટલે જન્મ ઉત્સવ થઇ ગયા બાદ કેટલા એક ઘરમાં પ્રસાદ લેવાનું કહ્યું છે. તેમ ચંદ્રમાજીના ઘરમાં ઉત્સવ અંતે એટલે ઉત્સવ થઈ ગયો કે તુરત સખડી પ્રસાદ લેવો જોઇએ. નહિ તો દોષવાન થાય છે, અને બીજાં છ ઘરમાં વ્રત પુરૂં કરવાનું કહ્યું છે. પરંતુ ન રહેવાય તો જન્મ અંતે ફળાહાર કરવી, તેથી પણ ન રહેવાય તો મહાપ્રસાદ લેવો. પણ અનપ્રસાદી લેવું નહીં. એવો કેટલો-એક ખુલાસો શ્રીમદ્ ગૌસ્વામી બાળકો તથા ઉત્તમ ભગવદીઓના મ્હોંડેથી સાંભળ્યો છે. કારણકે મુખ્ય જે કાર્યાકારણ હતું તેનો જન્મ થયા બાદ જેજેકાર થઇ ગયો.

સંપુર્ણ.

---

# પ્રસંગ-૨૫ મો.

## શ્રી હરીરાય કૃત વૈષ્ણવ ઉપદેશ (૨૭) શિક્ષા માળા વિષે.

(૧) ભગવાન સર્વ વાતે સમર્થ છે માટે પ્રાર્થના કરવી નહિં.

(૨) અભિમાનનો ત્યાગ કરવો ને સ્વામિત્વ આધીનની ભાવના કરવી અર્થાત્ દરેક કાર્યમાં અભિમાનનો ત્યાગ કરી પ્રભુને આધીન રહેવું.

(૩) સર્વત્ર સદા ત્રણ દુઃખ સહન કરવાં (૧) આધી ભૌતિક દેહના સંબંધી જે દુઃખો રોગાદિક તથા કુટુંબીઓથી જે દુઃખ થાય તે. (૨) આધ્યાત્મિક દુઃખથી ગૃહ દંડ. ચોર દંડ. રાજ્ય દંડ (૩) આધી દૈવિક દૈવ ઇચ્છાથી અર્થાત્ પ્રભુ ઇચ્છાથી ઓચિન્તુ દુઃખ થાય છે અગર તો આપણી કસોટી જોવા સારૂ ભગવાન તરફથી જે દુઃખો થાય છે તેમાં ધીરજ કેવી રાખવી કે (તરુવત) છાશવત-જડ ભરતવત-અને ગોપ (ભાર્યાવત) ગોપની સ્ત્રી વત ત્રણે દુઃખ સહન કરવાં એનું નામ ધૈર્ય.

(૪) સર્વ ઇંદ્રિયો ભગવદ્ પદ પરાયણ રાખી લૌકિક વિષય સુખ, દુઃખ, ખાન, પાનમાં જવા દેવી નહિ.

(૫) ઘરમાં સ્ત્રી તથા (અન્ય) બીજાઓનું બોલવું મનમાં નહિ લાવતાં તેના ઉપર ક્રોધ નહિ કરતાં ક્ષમા રાખવી અને ચિત્તને પ્રભુમાંજ જોડવું એટલે પરોવવું.

(૬) આ લોકમાં તથા પરલોકમાં સર્વથા હરી શરણ રાખવું અર્થાત્ પ્રભુજ મારૂં આ લોક ને પરલોકનું સિદ્ધ કરશે. એવી સરળ ભાવના રાખવી.

(૭) અશક્તિમાં તથા સશક્તિમાં એટલે થઇ શકે અથવા ન થઇ શકે તેમાં પણ હરી શરણ રાખવું. તે સર્વમાં પ્રભુજ મારૂં શરણ છે, એમ દૃઢ ભાવ રાખવો.

(૮) કોઇ પણ દિવસ કોઇ પણ કાર્યમાં (અન્ય) બીજા દેવનો આશ્રય ન કરતાં પ્રભુનોજ દૃઢ આશ્રય રાખવો. (અન્યાશ્રય) બીજા દેવનો આશ્રય ભક્તિ માર્ગમાં બાધક છે માટે પુષ્ટિ ભકતોએ પ્રાણાંત કષ્ટે પણ અન્ય દેવનો આશ્રય સર્વથા ન કરવો. કારણ કે પ્રભુ સર્વ સમર્થ છે. અને તે પોતાના ભકતોનું (અહિત) ખોટું નહિ કરતાં અવશ્ય હિતજ કરશે.

(૯) અવિશ્વાસ ન કરવો. ભક્તિમાર્ગમાં તે સર્વથા બાધક છે. પ્રહ્લાદ અને ચાતક પક્ષીવત્ રહેવું-અને જે પ્રાપ્ત થાય તેનું મમત્વ વિના સેવન કરવું. અથવા ભક્ત જનોએ કોઇપણ દિવસ સહેજ પણ ભગવાનમાં અવિશ્વાસ લાવવો નહિ. અવિશ્વાસથી

સર્વ કાર્ય બગડે છે. હંમેશાં સંતોષી અને પ્રસન્ન રહેવું. ઉદાસીન અમંગલ કદાપિ ન રહેવું.

(૧૦) સકલ દેવ પ્રાકૃત છે. અક્ષર બ્રહ્મ ગણીતાનંદવાળુ છે. એક હરીજ પૂર્ણાનંદ છે. માટે શ્રી કૃષ્ણજ મારી ગતિ હો. અર્થાત્ અન્ય દેવો તેમજ અક્ષરની ઉપાસનાથી ભકતનું નિશ્ચિત (શ્રેય) ભલું થઇ શકે નહિ કારણ કે બધા દેવો (પ્રકૃતિ) પરાધીનતાને પ્રાપ્ત છે, તે પરાધીન દેવો પોતાના ભકતોનું શું કલ્યાણ કરી શકે, તેમ અક્ષર બ્રહ્મનો આનંદ પણ (મર્યાદીત) આનંદ ગણી શકાય તેમ છે માટે अत्यानंदर्नाचः આ વાક્યના અનુસારે તો પૂર્ણાનંદ એટલે જેના આનંદનો પાર નહિ એવા શ્રી કૃષ્ણ ભગવાન સેવ્ય છે.

(૧૧) શરણે આવેલાનો ઉદ્ધાર કરનાર એવા શ્રી કૃષ્ણને હું વિનંતી કરૂં છું કે શ્રી કૃષ્ણનું દૃઢ શરણ રાખનારે પોતાના ઉદ્ધારની ચિંતા ન રાખતાં નિશ્ચિંત રહેવું કારણ કે શરણે આવેલા જીવનો શ્રી કૃષ્ણ પોતેજ ઉદ્ધાર કરે છે.

(૧૨) શ્રી કૃષ્ણનું ભજન સ્મરણ કદાપી કોઇ કાળે પણ ચુકવું નહિ કારણ કે ભજન સ્મરણ ચુકવાથી જીવ અસુરાવેશી બની જાય છે, માટે નિત્ય બને તેટલું શ્રી કૃષ્ણનું ભજન સ્મરણ એકચિત્તે કરવું.

(૧૩) બ્રહ્મસંબંધ થવાથી પ્રભુ સાથે રોપાયલા બીજને દૃઢ કરવા સારૂ જેવા કે લૌકિક ભોગ ઉદ્વેગ પ્રતિબંધ તથા નાના પ્રકારના ભોગ ત્યાગ કરીને પ્રભુનું શ્રવણ કીર્તન કરવું. કે જેથી સેવા રૂપી બીજ પલ્લવિત થઇ સેવામાં ચિત્ત લાગે.

(૧૪) (વ્યાવૃતિ રહીત) કશામાં ચિત્ત નહિ રાખતા શ્રી કૃષ્ણનું શ્રવણ (પૂજનાદીક) સેવા કરવી. અને વ્યાવૃત્તિ હોય છતાં ચીતને હંમેશા પ્રભુની કથા વાર્તામાંજ ચીત રાખવું તેમ આપણું પોષણ થઈ શકે તેટલું દ્રવ્ય જો પાસે હોય તો વિશેષ (વ્યાવૃત્તિ) વેપાર રોજગાર ન કરતાં લોભ ન રાખતાં યથા લાભ સંતોષ રાખી પ્રભુમાંજ સદા સર્વદા ચીત રાખવું.

